શ્રી સ્વામીનારાયણ દેવ સત્ય છે.

# શ્રી શ્રીજીમહારાજ પ્રગટની

# વાતો.



શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના સત્સંગી ભાઇઓના ખાસ
આગ્રહથી તેમની પ્રસન્નતા માટે.



છપાવી પ્રસિદ્ધ કર્તા
**માણેકલાલ હરજીવનદાસ શાહ.**
રે. વઢવાણસીટી-હાલ **મુ. નડીઆદ.**

સને ૧૯૨૫. પ્રત ૬૦૦. આવૃતિ ૧લી. સં. ૧૯૮૧.

કીંમત રૂ. ૨-૦-૦.



મારા દાદાશ્રી અમરસી શેઠે શ્રી અક્ષરાધીપતિ
પ્રકટ પુરૂષોત્તમ શ્રી સહેજાનંદ સ્વામીના
ચરણાર્વીંદમાં સમર્પિત કરવાને
તૈયાર કરેલો અપ્રકટ વાર્તાકોશ
સુંદર સ્વરૂપે જેમનો તેમ
પ્રકટ કરી પૂજ્ય શ્રી
સહેજાનંદ સ્વામી
ને સમર્પિત
કરી કૃતાર્થ
થાઉં છું.

લી.
દાસાનુદાસ
માણેકલાલ.



લેખક

અનુભવથી લખાવનાર સદ્ગત શાહ રામજી ખેતશી.

લખનાર સદ્ગત શાહ અમરશી રામજી.

મુ. મેમકા. તા. વઢવાણ સીટી

---

આ પુસ્તક

શાહ હરજીવનદાસ અમરશીએ પોતાના

ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું

ઠે. અમદાવાદી બજાર—નડીઆદ.

---



# ભૂમિકા.

દરેક પુસ્તકોની શરૂઆતમાં લેખક યા પ્રકાશકે પોતાના વિચારો જણાવવાને પ્રસ્તાવના લખવામાં આવે છે. એ ન્યાયે આ રસીકડા વાર્તાસંગ્રહ માટે ભાવિક ભક્તોની જાણ માટે બે શબ્દો તેમની સેવામાં રજુ કરૂં છું.

મેમકા નિવાસી સદ્દગત શાહ રામજી ખેતશીએ શ્રીજી મહારાજ પ્રકટની અનુભવસિદ્ધ સાચેસાચી ૨૦૮ વાતોનો સંગ્રહ મારા પરમ પૂજ્ય સદ્દગત દાદાશ્રી અમરસી રામજી પાસે સંવત ૧૯૫૫ના ભાદરવા વદી ૩ ના અરસામાં લખાવી હતી, જેને આજે ૨૬ વર્ષ જેટલો સમય વ્યતિત થાય છે.

આ સંગ્રહ અમોએ બહુજ કાળજીપૂર્વક સાચવી રાખી તેને પ્રકટ કરવાનું બીડુ ઝડપેલું જે શ્રી મહારાજની કૃપાએ આજે પરિપૂર્ણ પાર ઉતરવાથી અમો આ સ્થળે શ્રી જગતના નાથ, ભીડભંજન પીતા શ્રી સહેજાનંદ સ્વામીનો પૂર્ણ ઉપકાર માનીએ છીએ.

આ પુસ્તકમાં રજુ થએલી ૨૦૮ વાર્તાઓ સદ્દગતના અમર આત્માની ધર્મ પ્રતિની ઉચ્ચ ભાવનાથી ઓતપ્રોત હોઈ તેજ અસલ રીત અને ભાષામાં કાંઇપણ સુધારો વધારો કર્યા સિવાયજ પ્રકટ કરવામાં આવી છે.

શ્રી સ્વામિનારાયણ પ્રભુના સત્સંગી ભાઇઓનો અમારા પર એટલો બધો આગ્રહ થએલો કે જેથી આ પુસ્તક અમારે બહુજ થોડા સમયમાં ઘણીજ ત્વરાએ પ્રકટ કરવાની ફરજ પડી છે.

અગાઉથી ઉત્તેજન આપી ગ્રાહક થનાર ભાઇઓ અને વાંચકો તેમજ અન્ય જનોની ક્ષમા સહ જણાવીશું કે અમારા કદરદાન વાંચકો–ગ્રાહકો–ની જબરદસ્ત માગણીને વશ થઇ આ ગ્રંથ બહુજ ઉતાવળે અને અસલ શૈલીમાંજ છપાવી પ્રકટ કીધો છે. તેમાં ભાષા, જોડણી ઇત્યાદીમાં જે કાંઇ ભૂલ હોય તે સુધારીને વાંચવા સર્વ કોઇને નમ્ર પ્રાર્થના છે.

**નડીઆદ.**
અમદાવાદી બજાર.
કૃષ્ણ જયંતિ; ૧૯૮૧.

**માણેકલાલ હ. શાહ.**
પ્રકાશક.



॥ શ્રી સહજાનંદસ્વામીને નમો નમઃ ॥



## માનસી પુજા—રાગ ધોળ.

શ્રી સહજાનંદ સ્વામીનાદાસજીરે, કરે પ્રીતે નીત ઉઠી પરભાતરે, પ્રભુની પુજા માનસીરે, પહેલું શ્રીહરીનું રૂપ સંભારવુંરે; જેવા નિરખ્યા હોય સુંદર શામરે. પ્રભુ૦ ૧ ધરી ધ્યાન અચલ નીજ નાથનુંરે, પ્રેમે પુજવા હરી સુખ ધામરે. પ્રભુ૦ ૨ દંતધાવન આદી ક્રીયા કરાવવીરે, હરીને પાવલાં પેરાવવાં પાયરે. પ્રભુ૦ ૩ સર્વે સેવાનો સામગ્રી પાસે રાખવીરે, હરીની પુજા મધ્યે વિઘન ન થાયરે. પ્રભુ૦ ૪ પેહેલું સુગંધી ફુલેલ અંગે ચોળવુંરે, ઢાળી ચંદન બાજોઠીયે સારરે. પ્રભુ૦ ૫ પછી નીર ઉનેથી નવરાવવારે, હરીને સજવા સુભગ શણગારરે. પ્રભુ૦ ૬ હરીને પીતાંબર વસ્ત્ર પેરાવવુંરે, અંગે ઉપરણી સોનેરી સીરપાઘરે. પ્રભુ૦ ૭ પ્રેમે ઢોલીયો ઢાળીને પધરાવવારે, કરવો શામને ચંદન અંગ રાગરે. પ્રભુ૦ ૮ કંઠે પુષ્પના હાર પેરાવવારે, હરીને ચોખલીયા ચોડવા સુંદર ભાલરે. પ્રભુ૦ ૯ માથે મોતીડાના તોરા ધરાવવારે, હરીને હસવા ટીલકડી કરવી ગાલરે. પ્રભુ૦ ૧૦ મોંઘા મોતીડાના હાર આરોપવારે, હાથે હેમકડાં નંગ જડાવરે. પ્રભુ૦ ૧૧ કાને મકરાક્ત કુંડલ ધરાવવારે, બાંયે બાજુબંધ બાંધી શોભે માવરે, પ્રભુ૦ ૧૨ હરીના ચરણને ચંદન ચડાવવુંરે, ચાંપી ઉરમાં પાંમવી ઘણી શાંતરે. પ્રભુ૦ ૧૩ ધરી બાલભોગ આરતી ઉતારવીરે, કરવી સ્તવન પ્રક્રમા બહુ ભાતરે. પ્રભુ૦ ૧૪ કરી અષ્ટ અંગે દંડવત દેવનેરે, પછી પુજવા પ્રભુજી કેરા દાસરે. પ્રભુ૦ ૧૫ હરીને ખટરસ ભોજન ભાવતાંરે, પીરસી પ્રેમે શું બેસવું પ્રભુ પાસરે. પ્રભુ૦ ૧૬ ઘણી જુગતે જમાડી જગદીશનેરે, પ્રેમે પાનબીડી દેવી મુખવાસરે, પ્રભુ૦ ૧૭ પ્રીતે પલંગે પોઢાડી પગ ચાંપવારે, હરીનો કરવો નીજ મંદીર નીવાસરે. પ્રભુ૦ ૧૮ રહેવું નીશદીન હરીની હજુરમાંરે, કરવી પ્રભુના ચરણ કેરી સેવરે. પ્રભુ૦ ૧૯ મુકતાનંદ એવી રીતે પુજા માનસીરે, કરતાં ભવજળ તરે તતખેવરે. પ્રભુ૦ ૨૦

## રાગ કાફી.

સહજાનંદ હરી, પ્રગટ થયા સહ૦ વ્યાસ મુનીયે જે પુરવે કહીતી, તે વાત સાચી કરી પ્રગ૦ ૧ કૌશલ દેશમાં પ્રગટ્યા પોતે, દ્વીજકુળ દેહ ધરી પ્રગ૦ ૨ અધર્મ કેરાં મુળ ઉખાડી, સધર્મ થાપ્યો ફરી પ્રગ૦ ૩ નિશકુળાનંદ કહે દુરગપુર આવ્યા, નિરખ્યા નેણાં ભરી પ્રગ૦ ૪ પદ ૧

સહજાનંદ હરી, ભજી લ્યોને સહજાનંદ હરી; દારૂ માટી ચોરી અવેરી; એ ચારનો ત્યાગ કરી ભજી૦ ૧ જન્મ મરણનું સંકટ મોટું, તે થકી મનમાં ડરી ભજી૦ ૨ નારાયણનું નામજ લેતાં, ભવજળ જાશો તરી. ભજી૦ ૩ નિશકુળાનંદ કહે નિશંક થઇને માનજ્યો વાત ખરી. ભજી૦ ૪ પદ ૨

જાવું જરૂર મરી, મેલી સરવે જાવું જરૂર મરી, રાત દિવસ રળ્યો ધનને કાજે, સમર્યા નહી ઘડીએ હરી. મેલી૦ ૧ મેડિ મંદિર માલ ખજીના સંપત રેહેશે ધરી. મેલી૦ ૨ સગાં સંબંધી સૌ જોઇ રહેશે, કેનું ન ચાલે જરી. મેલી૦ ૩ નિશકુળાનંદ કહે જોને વિચારી, રહે નહી દેહ ધરી. મેલી૦ ૪ પદ ૩

મનમાં વિચારી જરી, જોયું નહી મનમાં વિચારી જરી; સાધુ જનની વાત ન માની, પાપીની સોબત કરી. જોયું૦ ૧ નારાયણનું નામ ન લીધું, મનુષ્ય દેહ ધરી. જોયું૦ ૨ જુવાનીમાં જોરે ભરીયો, ચોરી અવેરી કરી. જોયું૦ ૩ નિશકુળાનંદ કહે માગીને લીધી, માથે ચોરાશી ફરી. જોયું૦ ૪ પદ ૪

श्री गणेशाय नमः
श्री स्वामीनारायणाय नमो नमः
श्री सहजानंद स्वामी नमो नमः

# શ્રીજીમહારાજની પ્રગટની વાતો.

## વાત ૧ લી.

એક વાર શ્રીજીમહારાજે શ્રી અમદાવાદમાં હુતાશણીનો શમૈયો કર્યો હતો ને તે શમૈઆમાં હજારો માણસ ભેગાં થયાં હતાં તેમાં એક સોની ભકત પોતાના દીકરાને તેડીને દર્શન કરવાને આવ્યો હતો. તે દીકરાને પોતાની આંગળીએ વળગાડીને મંદીરના દરવાજામાં પેસતાં ઘણા માણસની ભીડથી તે છોકરો પોતાના બાપની આંગળીએથી છુટી ગયો ને તે છુટતાંજ બહારની બાજુએ બદમાસો બેઠેલા હતા તેમણે તે છોકરાને ઉપાડી લીધો ને આથમણી દીશાએ ઉજ્જડ જગા હતી ને તેમાં પડતર ટાંકાં હતાં. ત્યાં લઇ જઇને તે છોકરાને ગળે ટુંપો દઇને મારી નાખ્યો અને તેની પાસે બસેં રૂપીઆનું ઘરેણુ હતું તે લઇને નાસી ગયા. અને તે સોનીએ પોતાના દીકરાને શોધવા માંડયો પણ જડયો નહી પછી તે સોની રડતો રડતો શ્રીજીમહારાજ પાસે આવીને તે સર્વ વાત કહી સંભળાવી ત્યારે શ્રીજીમહારાજે તે સોની રડતો હતો તે છાનો રાખીને કહ્યું કે જે તારો દીકરો છે તે આવશે ને ઘરેણું નહી આવે એમ કહીને મહારાજે ભગુજીને કહ્યુ કે મશાલ લઇને પેલી પડતર જગ્યામાં ટાંકાં છે તેમાં જુઓ, પછી ભગુજી મશાલ લઇને ત્યાં ગયા ત્યારે તે છોકરાને મારી નાખેલો જોઇને પાછા મહારાજ પાસે આવીને ભગુજીએ કહ્યું કે હે મહારાજ તે છોકરો મરી ગયો છે. ત્યારે મહારાજે કહ્યું કે તેને મુર્છા આવી હશે માટે તેને અહીં લાવો, પછી તે છોકરાને ઉપાડી લાવ્યા. અને તેના બાપને સોંપીને કહ્યું કે આ છોકરાને લુગડાં ઓઢાડીને ઢાંકી મુકો. તે સવારે બોલશે. પછી તે સોનીએ તેમ કર્યું ને સવારમાં તે છોકરો બેઠો થયો એવાત પુરીથઇ

## વાત ૨ જી.

ગામ શ્રી ભેસજાલ મધ્યે રાણાશ્રી કાયાભાઈની બ્હેન બાઇ ચાંદાબા સાંખ્ય જોગી હતાં. તેમનો હાથ ભાગી ગયો ત્યારે તેમના સબંધીએ કહ્યું જે શ્રી ચુડા મધ્યે હાથનો ચડાવનાર એક સારો કસબી વૈદ છે તો ત્યાં જઈએ. ત્યારે તે બાઇએ કહ્યું કે હું સાંખ્ય જોગી બાઇ છું તેથી હું કોઇ પુરૂષના હાથમાં મારો હાથ આપીશ નહી. ત્યારે તેમના સબંધીએ કહ્યું કે હાથના કટકા થઇ ગયા છે. તેથી ઘણી પીડા થાય છે માટે તે હાથ સમો કરાવ્યા વિના ચાલે નહી માટે સવારમાં ગાડીમાં બેસાડીને લઇ જઇશુ ત્યારે તે બાઇને ઘણું ખોટું લાગ્યું અને શ્રીજી મહારાજની સ્તુતી કરી અને ઘણાં દીલગીર થઇ ગયાં. અને કહ્યું કે હે મહારાજ આજ મારો ધર્મ નાશ પામનાર થયો એમ કહીને રાત્રીએ સુઇ ગયાં. ત્યારે શ્રીજીમહારાજ રાત્રીએ પધાર્યા અને તે બાઇને કહ્યું કે તમારો હાથ સમો કરવા આવ્યા છીએ એમ કહીને તે બાઇનો હાથ પોતાના હાથમાં લઇને સમો કર્યો પછી પેલા લોકોએ સવારમાં ગાડી તૈયાર કરી તે બાઇને બોલાવા ગયા ત્યારે તે બાઇએ પોતાનો હાથ દેખાડીને કહ્યું કે શ્રીજી મહારાજ મારો હાથ સારો કરી ગયા છે. તે હાથ ભાગીને કટકા થઇ ગયેલા હતા. તે હાથને સારો દેખી સર્વે લોકો આશ્ચર્ય પામ્યા. એ વાત પુરી થઇ.

---

## વાત ૩ જી.

એક વાર શ્રીજીમહારાજ કારીયાણીથી મેમકે પધારતા હતા. તેઓશ્રી લીંબડીના દરવાજા પાસે આવ્યા ત્યારે તે લીંબડીમાં રુપો પટેલ કણબી ભકત હતા. તેમણે શ્રીજીમહારાજને રોટલા જમવા સારૂ રાખીને પોતાને ઘેર તેડી ગયા. અને તે ટાણે લીંબડીમાં એક અજરામરજી એવે નામે ઢુંઢીયાના મોટા વિદ્વાન પુજ હતા. તેમને ખબર થઇ ત્યારે તેમણે મોટા મોટા

ચાર શેઠને બોલાવીને કહ્યું કે આ ગામમાં સ્વામીનારાયણ આવ્યા છે ને તે ભગવાન થઇને ચાલે છે માટે તેની પ્રભુતા આજ મટાડવી છે. તો તમો ચાર જણ થઇને તેમની પાસે જાઓને તેમને અહીં બોલાવી લાવો પછી તે ચાર શેઠ પટેલને ઘેર આવ્યા ને મહારાજને નમસ્કાર કરીને કહ્યું કે અમારા એક મોટા પુજ અહીં છે તેમને કંઇક તમને પશ્ન પુછવા છે. તો તમે ત્યાં પધારશો ? ત્યારે શ્રીજીમહારાજે કહ્યું કે બહુ સારૂ અમે ત્યાં આવીશું. પછી મહારાજ અને એક મુલજી શેઠ ને બે જણ બીજા એ ચાર જણ ભેગા અપાસરામાં એ પુજ પાસે ગયા પછી પુજે આસન નાખી દીધુ ને મહારાજ બેઠા. પછી એ પુજ બોલ્યા જે સ્વામીનારાયણ તમે ભગવાન કેમ કહેવાઓ છો ? જોગી થવું હતું, બ્રહ્મચારી થવું હતું. સન્યાસી થવું હતું, તપસ્વી થવું હતું, તે તો ન કહેવરાવ્યું ને ભગવાન થઇ બેઠા તેનું શું કારણ ? પછી મહારાજ બોલ્યા જે જોગીએ, બ્રહ્મચારીએ, સન્યાસીએ, તપસ્વીએ, એમણે કોઇએ અમને ટકવા દીધા નહી. પછી અમે એમ જાણ્યું કે આ સહુના કરતાં ભગવાનનું પેટ મોટું છે તે ભગવાન કાંઇ નહી બોલે એમ જાણીને ભગવાન થયા. ત્યારે એ પુજ બોલ્યા કે જેમ ભવાયો વેસ કાઢે છે તે કાન ગોપી થાય છે. રામ લક્ષ્મણ થાય છે તેમ તમે તો ભગવાનનો વેશ કાઢયો છે એમ કહેો માટે એમ ભગવાન થવાય નહી. ત્યારે મહારાજ બોલ્યા કે કેમ હોય ત્યારે ભગવાન કહેવાય ? ત્યારે પુજ બોલ્યા જે ભગવાન તો અંતર જામી હોય તો તમો જો ભગવાન હો તો આ ચાર શેઠને આ હું એ પાંચે જણ સંકલ્પ ધારીએ તેની તમે વાત કહો તો અમે તમને ભગવાન માનીએ પછી મહારાજ બોલ્યા કે તમારા સંકલ્પની વાત કહો તો અમે કહીએ ને કહોતો આ ત્રણ જણ અમારા ભેગા છે તેમની પાસે કહેવરાવીએ. શા સારૂં કે અમે તમારા સંકલ્પની વાત કરશું તો તમે અમને જાદુગર ઠેરાવશો ને આ ત્રણ જણતો ગ્રહસ્થ છે એ તો કાંઇ જાદુ વિદ્યા જાણતા નથી તેમાં પણ તમે એક

જણ બતાવો તેની પાસે કહેવરાવીએ ત્યારે તે પુજે એક જણ બતાવ્યો કે આની પાસે કહેવરાવો. પછી મહારાજે તેને આજ્ઞા કરી કે જાવો પાંચ જણના સંકલ્પ જોઇ આવો પછી તેણે દ્રષ્ટી મીંચીને સમાધી કરીને એ પાંચ જણના અંતરમાં પ્રવેશ કરીને પાછા આવીને વાત કરવા માંડી જે આ પુજનો આ સંકલ્પ છે ને આ ત્રણ શેઠનો આ સંકલ્પ છે ને આ ચોથા શેઠે એમ સંકલ્પ કર્યો છે કે મારે અહીંથી ઉઠીને એક હજામની સ્ત્રી પાસે જાવું છે ને તેને રૂપીઆ આપવા છે એમ તેણે ધાર્યું છે. એ પ્રમાણે એ પુજ તથા ચાંપસી શેઠ તથા હીમજી શેઠ તથા તલકસી શેઠ તથા ખીમજી શેઠ એ પાંચ જણના સંકલ્પની જ્યારે વાત કરી ત્યારે તે પાંચે જણને મહા આશ્ચર્ય થયું ને પછી પુજ બોલ્યા કે હે મહારાજ તમે તો મોટા પુરૂષ છો તમારી સાથે અમારે કાંઇ વાદવિવાદ હોય નહી તમે પધારો પછી મહારાજ ઉઠી નીકળ્યા પછી એ પુજે એ ચાર શેઠને કહ્યું કે આ પાંચમાં આરામાં ભગવાન તો હોય નહી પણ આ પુરુષ મનુષ્ય તો નહી કોઇક મોટા દેવ ખરા એમ વાત કરી. એવાત પુરી થઇ

---

## વાત ૪ થી.

શ્રીજીમહારાજ ઝાવદર પધાર્યા હતા તે તળાવની પાળ ઉપર પીપળના વૃક્ષ હેઠે બેઠા હતા ને પોતાની પાસે અલૈયો ખાચર સુરોખાચર સોમલોખાચર નાજો જોગીઓ મુલજીશેઠ એ વીગેરે ભકત બેઠા હતા. પછી અલૈયાખાચરે શ્રીજીમહારાજને પુછયું કે હે મહારાજ મારા બાપનો બાપ સામંતખાચર ઘણો હિંસક હતો ને પાપી દુષ્ટ પણ હતો તેથી તેમની સારી ગતી તો નહી થઇ હોય પણ હું આ તમારો ભકત થયો ને તમે ભગવાન મુને મલ્યા તે હવે તેના જીવનું સારુ થયું હશે ને તમારા ધામમાં ગયો હશે. એ કેમ થયું હશે ? ત્યારે શ્રીજી મહારાજ બોલ્યા કે તારા જેવો દીકરો ભકત થયો તેના ડોસા

તો ભગવાનના ધામમાંજ પોંચે ત્યારે અલૈયાખાચરે કહ્યુ કે હે મહારાજ એ ખરેખર તમારા ધામમાં ગયા છે ? પછી મહારાજ બોલ્યા કે તારે એનું પારખું લેવું છે ? ત્યારે અલૈયે કહ્યું કે પારખુ દેખાડો તો ઘણું સારૂ પછી મહારાજે એક ભકત બેઠો હતો તેને કહ્યુ કે તું ધામમાં જઇને જોઇ આવ અને કેટલી પેઢીના ડોસા ત્યાં પહોંચ્યા છે તે પુછી આવ ને વળી કંઇક એંધાણી લાવજે, નહીં તો આ કાઠી માનશે નહી, પછી તે ભકતને સમાધી કરાવીને મહારાજે ભગવાનના ધામમાં મોકલ્યો ત્યારે તે ભકતે ધામમાં જઇને પુછયું કે અલૈયાના ડોસા અહીં આવ્યા છે ? ત્યારે એના સાત પેઢીના ડોસાએ ભગવાનના ધામમાં આવવાની વાત કરી કે અમે અહીં છીએ. ત્યારે તે ભકતે કહ્યુ કે અલૈયે કંઇક નિશાની મંગાવી છે ત્યારે તેમણે કહ્યું કે જે પીપળ હેઠે તમે સો બેઠા છો તે પીપળના થડથી ઉગમણી દીશાએ નવ હાથ જમીન ભરીને ખોદજો. નવસેં રૂપીઆની એક વટલોઇ દાટી છે તે કાઢી લેજો. એ નિશાની લઇને તે ભકતે સમાધીમાંથી બહાર આવીને વાત કરી ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે ગામમાંથી કોશ મંગાવીને ખોદી જુવો. પછી કોશ વડે ખોદવા માંડયું ત્યારે કટાઇ ગએલી એક પીત્તળની વટલોઇ નીકળી. અને તેને ઠાલવી એટલે તેમાંથી રૂપીઆ નીકળ્યા. તે ગણ્યા તો નવસેં રૂપીઆ પુરેપુરા થયા પછી મહારાજ બોલ્યા જે અલૈયા તારે તો રૂપીઆ આવ્યા અને ડોસાને પહોંચ્યાની પ્રતીત પણ આવી. પછી અલૈયાના નેત્રમાંથી હેતે કરીને આંસુની ધાર થઇ અને મહારાજના ચરણારવીંદમાં માથુ નમાવીને નમસ્કાર કર્યો. એ વાત પુરી થઇ.

---

## વાત ૫ મી.

બોચાસણ ગામમાં કાશીદાસ નામે એક કણબી ભકત હતા. તેમની પાસે કોઇક વેપારી રૂપીઆ માગતો હતો.

તેણે સરકારમાં અરજી કરીને બેડીઓ નંખાવી ને કેદ કરાવ્યા હતા. એવામાં શ્રી ગઢડે મહારાજે સમૈયો કર્યો હતો. તે સમૈયામાં કાશીદાસની માતુશ્રી તથા કાશીદાસની સ્ત્રી એ સૌ ગઢડે મહારાજને દર્શને ગયાં. અને કાશીદાસ તો કેદમાં હતા તેથી ન જવાયું. તેથી તે ઘણા ઉદાસ થઇને દીલગીર થયા અને તે નિત્ય નાવા જતા ત્યારે સિપાઇઓ જોડે જઇ પાછા લાવતા. પછી એક દિવસ નાવા ગયા ત્યારે તેમણે પાણીમાં ડુબકી ખાધી. અને તે દશ ગાઉ ઉપર નીકળ્યા અને પગમાં બેડી પણ નહી. પછી ત્યાંથી શ્રી ગઢડે જવા ચાલી નીકળ્યા. અને જે સિપાઇ ચોકીદાર ભેગો હતો તેણે એ પાણીમાં ઘણા શોધ્યા પણ જડયા નહી. પછી ગઢડામાં મહારાજ બેઠા હતા ત્યાં કાશીદાસની માતુશ્રીને તેડાવીને મહારાજે કહ્યું કે તમારા કાશીદાસ હમણાં આવશે. ત્યારે એ બાઇએ કહ્યું કે હે મહારાજ કાશીદાસ તો કેદમાં છે. તે કયાંથી આવશે ? ત્યારે મહારાજે કહ્યું કે એતો હમણે આવશે. એમ વાત કરે છે તેવામાં કાશીદાસે આવીને મહારાજને દંડવત્ કર્યા. ત્યારે મહારાજે એ ડોસીને કહ્યું કે આ તમારા કાશીદાસ ખરા કે નહી ? પછી ડોસી ઘણાં રાજી થયાં અને તે દશ દહાડા ગઢડામાં રહ્યાં. પછી મહારાજે કહ્યું કે હવે તમે ઘેર જાઓ ત્યારે કાશીદાસે મહારાજને કહ્યું કે હે મહારાજ હું જઇશ અને મને દેખશે તો ત્યાંથી પકડીને કેદ કરશે ત્યારે મહારાજે કહ્યું કે હવે કોઇ તમારૂ નામ દેશે નહી સુખેથી ઘેર જાઓ. પછી તે કાશીદાસ સહીત સર્વે પોતાને ઘેર આવ્યાં. ત્યારે કાશીદાસને જેણે કેદ કરાવ્યા હતા તેણે દેખ્યા પછી તેણે સરકારમાં જાહેર કર્યું કે કાશીદાસ આવ્યો છે. તેને પકડી પાછો કેદ કરો ત્યારે તે સરકારના માણસો આવીને કાશીદાસને સરકાર પાસે લઇ ગયા. ને પુછયું કે તું નાવા ગયો ત્યાંથી કયાં ગયો હતો ? ત્યારે કાશીદાસે કહ્યું કે હે સાહેબ મુને તો કંઇ ખબર નહોતી પણ હું તો ડબકી ખાઇને દશ ગાઉ ઉપર નીકળ્યો ને મારા પગમાં બેડી પણ નોહતી હવે જેમ સરકારની મરજી હોય

મ કરો ત્યારે સરકાર વીચારીને બોલ્યા કે આને તો શ્રી પરમેશ્વરે રચ્યો દીધો છે પછી અરજીના કરનારને કહ્યું કે જે કાશીદાસ પાસે તારૂં લેણું હતું તે કાશીદાસ તો આ નહી આને તો બીજો જન્મ પરમેશ્વરે આપ્યો છે માટે આની પાસે તારૂ કાંઇ લેણું નથી એમ કહીને તે કામ માંડી વાળ્યું. ને કાશીદાસને રજા દીધી. એવી રીતે એ કાશીદાસની રક્ષા કરી. એ વાત પુરી થઇ.

---

## વાત ૬ ઠી.

એક વાર શ્રીજીમહારાજ શ્રી મીથાણુ પધાર્યા હતા. તે મીથાણુમાં મોટું તળાવ છે તેમાં પીપળાવાળો આરો કહેવાય છે તે આરેથી મહારાજ એ તળાવમાં નાવા ગયા તે તળાવમાં વચ્ચે એક ડુંગરી છે ત્યાં તરતા તરતા ગયા અને તે ગામનો એક રજપુત મુળુભાઇ શંકેસરીઓ હતો તેને મહારાજનો નીશ્ચે નહી પછી તેણે એમ ધાર્યું કે આ મહારાજ ભગવાન કહેવાય છે તેની આજ મારે પરીક્ષા લેવી એમ ધારીને તે પણ એ તળાવમાં નાવા ગયો ને તરતો તરતો એ ડુંગરીએ જ્યાં મહારાજ ઉભા હતા ત્યાં ગયો ને પછી મહારાજને એ મુળુભાઇ એ બેય તળાવમાં તરતા તરતા આવતા હતા ત્યારે તે મુળુભાઇએ પાણીમાં ડબકી ખાઇને મહારાજનો પગ ઝાલ્યો ત્યારે મહારાજે પોતાના પગ વતે એને કેચો ઉછાળીને ઉડાડયો. ને તેને પચાસ ગજ પાણીમાં આઘો નાખી દીધો ત્યારે તે રજપુતે મહારાજને ભગવાન જાણીને નીશ્ચય કર્યો એ વાત પુરી થઇ.

---

## વાત ૭ મી

વઢવાણ ગામમાં કેશર એવે નામે કરીને એક સીપાઇ હતો તે સતસંગી હતો ને દીવાન પાસે રહેતો ને તે દીવાનને સ્વામી નારાયણ ઉપર ઘણી ઈર્ષા હતી પછી કોઇક દીવસ એ દીવાન

ગામ ધ્રાંગધ્રે ગયા ને એ સીપાઇને ભેગો લઇ ગયા પછી એ દીવસ મોટા મોટા કારભારી લોકની કચેરી થઇ એવામાં એ ગુજરાતી બ્રાહ્મણ તીલક કંઠીથી સતસંગીના જેવો વેશ કરીને ત્યાં આવ્યો ને એ ભાણજી મેતા નામે જે વઢવાણનો દીવાન તેની પાસે યાચના કરીને કહ્યું કે હું ગઢડે સ્વામીનારાયણને દર્શને જાઉછું પણ મારી પાસે કાંઇ ખરચી નથી તેથી મુને કાઇક પૈસા આપો ત્યારે તે દીવાને એ બ્રાહ્મણને કહ્યું કે સ્વામીનારાયણને ગાળ દે તો પાંચ રૂપીઆ તને આપુ ત્યારે તે બ્રાહ્મણે ગાળ દેવાની હા પાડી ત્યારે તે દીવાને પોતાનો ચાકર જે કેશર સીપાઇ તેને બોલાવીને કહ્યું કે જો આ તારો સતસંગી બ્રાહ્મણ તારા સ્વામીનારાયણને ગાળ દે છે ત્યારે તે કેશરે એ બ્રાહ્મણને કહ્યું કે તું સતસંગી છું ? ત્યારે તે બ્રાહ્મણે હા પાડી ત્યારે તેને કેશરે કહ્યું કે જોજે સ્વામીનારાયણને ગાળ દેતો નહી ને જો ગાળ દઇશ તો હું તરવારે તને મારીશ એવું સાંભળીને તે દિવાને બ્રાહ્મણને કહ્યુ કે એ સિપાઇ તો મારો ચાકર છે માટે તેથી કાંઇ કરીશ નહી ને ગાળ દઇને આ પાંચ રૂપીઆ લે ત્યારે તે બ્રાહ્મણે મહારાજને ગાળ દીધી ત્યારે તે કેશર સીપાઇએ મ્યાન સાથે તરવારનો એ બ્રાહ્મણને ઘા કર્યો તેથી માથાની પાઘડી ઉડી ગઇ ને લાકડી માફક માથામાં વાગ્યું તે જોઇને દીવાને એ કેશર પાસેથી નોકરી બાબતનો જે પટો હતો તે લઇ લીધો ને ઘોડું ચડવાનું હતું તે લઇ લીધું ને ઉચાકર કરીને કાઢી મુકયો ત્યારે તે કેશરે દીવાનને કહ્યું કે નોકરી નહી મળે તો માગી ખાઇશ પણ એ બ્રાહ્મણે ગાળ દીધી ને મેં સાંભળી તે હું તો એનું માથું કાપી નાખત પછી હું તો ફાંશીએ જાત તો ભલે પણ તમારી આબરૂ જાય તે સારૂ મેં એને જીવતો રાખ્યો છે એમ કહી ઉચાકર થઇને ચાલી નીકળ્યો તે વઢવાણ પોતાને ઘેર આવ્યો ને ઉચાલો ગાડામાં ભરીને ચાલી નીકળ્યો ત્યારે દરબારને ખબર થઇ ત્યારે તેણે કેશરને બોલાવીને કહ્યું કે તું ગામમાંથી કેમ જાય છે ? ત્યારે તે કેશરે સર્વે વાત દરબારને કરી ત્યારે દરબારે કેશરને કહ્યું

કે તું ગામમાં રહે ને તારો ચઢતો પગાર રાખીશ ને કાંઈ ફીકર રાખીશ નહી એવો દીલાસો દઇ તેનો ઉથાળો ઉતરાવ્યો ને ઘોડું ચઢવા આપ્યું ને ચાકરીમાં દાખલ કર્યો. કોઇક એક દિવસ વઢવાણમાં ચોરી-લુંટ થઇ. પાછળ ઘણા ઘોડા વારે ચઢયા તે ભાવનગર તરફ જઇ વળતાં ગઢડું મારગમાં આવ્યું ત્યારે ભેગા ચાર જમાદાર હતા તેમણે એ કેશરને કહ્યું કે આ તારા સ્વામીનારાયણનું ગઢડું આવ્યું ને તું સ્વામીનારાયણને ભગવાન કહે છે માટે આપણે આજ કંઇક પરચો ભાળીએ તો ભગવાન માનીએ ત્યારે કેશરે કહ્યું કે જેવો પરચો તમે માગો તેવો પરચો આપે ત્યારે એ જમાદાર બોલ્યા કે આપણે ત્યાં જઇએ ને તને બોલાવીને સોનાની ઉતરી તને આપે તો ભગવાન ખરા એવો સંકલ્પ કરીને એ ચાર જમાદાર ને પાંચમો એ કેશર તે ગામમાં ઉતારા કરીને તરત દાદાખાચરના દરબારમાં આવ્યા ત્યારે તે ટાણે મહારાજે લીંબડા હેઠે સભા કરેલી ને ઘણા સંત ને ઘણા હરીજન તે વખતે બેઠેલા તે મહારાજ પાસે જવાનો માર્ગ ન મળે તેથી એ પાંચ જણ એક કોરે આવીને ઉભા રહ્યા ત્યારે તેમને જોઇને મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું કે વઢવાણવાળા કેશર મીયાં કોરે ઉભા છે તેમને અહીં બોલાવો પછી બ્રહ્માનંદસ્વામી- ઉભા થઇને એ કેશર વીગેરે પાંચે જણને બોલાવ્યા તે સર્વે મહારાજ પાસે આવી પગે લાગીને બેઠા ત્યારે મહારાજ બોલ્યા કે કેશર મીયાં અમે એમ સાંભળ્યું હતું કે કેશર મીયાંએ બ્રાહ્મણ સામો તરવારનો ઘા કર્યો તે વાત સાચી ? ત્યારે કેશરે કહ્યું કે હા મહારાજ તમને એ બ્રાહ્મણે ગાળ દીધી તે સારૂ મેં એને ઘા કર્યો હતો ત્યારે મહારાજ બોલ્ય. કે ગાળે શું અમને ગુમડાં થાત ? ને તારો પગાર તૂટી જાત તો તું શું ખાત ? ત્યારે કેશર બોલ્યો કે મહારાજ તમે તો મારા ગુરૂ છો ને ભગવાન છો તે તમને ગાળ દે તે મારાથી સાંભળી જાય નહી હું તો એને મારી નાખત ને પછી મને પણ મારી નાખત તો હું તો તમારા ધામમાં જાત અને જીવતો રહ્યો હોત ને પગાર ન મળ્યો હોત તો ભીક્ષા માગી

ખાત પણ તમને ગાળ દે તે મારાથી કેમ સહન થાય? એવું કેશરનું વચન સાંભળીને પોતાની કોટમાં સોનાની ઊતરી હતી તે કાઢીને કેશરને કહ્યું કે આ ઊતરી લે ત્યારે કેશર બોલ્યો કે હે મહારાજ તમે તો ભગવાન છો તેથી તમારી ઊતરી હું નહી લઉં તમે આપવી કીધી તે મારે પહોંચી એવું સાંભળીને મહારાજ બોલ્યા કે કેશર તું જે વર. માગ તે હું આપુ ત્યારે કેશર બોલ્યો કે હે મહારાજ મારે ઘેર જે જે મરે તેને તમે તેડી જાઓ એ માગું છું ત્યારે મહારાજ બોલ્યા કે તારે ઘેર મનુષ્ય મરશે તેને તો તેડી જઇશ પણ પશુ પંખી ને ઉંદર મરશે તેને પણ તેડી જઇશ એવો અતિ ભારે વર આપ્યો તે સાંભળીને સર્વ સભા કેશર ઉપર પ્રસન્ન થઇ ને ચાર જમાદાર હતા તેને પણ તરી આપવાનો પરચો સાચો થયો તે પણ આશ્ચર્ય પામ્યા. એ વાત પુરી થઇ.

---

## વાત ૮ માં.

એક વાર શ્રીજીમહારાજ ભીમનાથ મહાદેવનાં દર્શન કરવા જતા હતા. ને ભેગા ભગુજી, સુરાખાચર, શોભલાખાચર, મુળજી શેઠ વીગેરે સાત સ્વાર હતા. ને રોજીદ વચ્ચે ને ભીમનાથ વચ્ચે વગડામાં બસેં માણસ વીહાંમણ ભકતે મહારાજને મારવા સારૂ હથીયારબંધ ભેગુ કરેલુ હતું. શા કારણથી જે મહારાજને મારવા ધારેલું તો પ્રથમ અલૈયોખાચર ને વીહાંમણ ભકતનો ગુરૂ એ બે જણ ભેગા થયા હતા ને વીહાંમણના ગુરૂએ મહારાજની નિંદા કરવા માંડી હતી ત્યારે અલૈયે એને કહ્યું કે તું મહારાજની નિંદા કરવી રહેવા દે નહી તો હું તને મારીશ ત્યારે તેણે તો બહુ બહુ નિંદા કરવા માંડી ત્યારે અલૈએ એ વીહામણના ગુરૂને લાત મારી તે ઓટલા ઉપરથી હેઠો પડી ગયો ને કાંઇક વાગ્યું પણ ખરૂ એ વાતની વીહાંમણને ચાડ જે અલૈયે મારા ગુરૂને માર્યો તો મારે પણ એ અલૈયાના ગુરૂને મારવો એ મનસુબે માણસ ભેગુ કરી રાખેલું પછી શ્રીજીમહારાજ એ પોતાના સ્વારો સહીત જ્યારે

એ બે ગામ વચ્ચે વગડામાં ગયા ત્યારે એ સર્વે માણુસને હથીઆર બંધ દેખીને ભગુજી બોલ્યા કે હે મહારાજ આપણે રોજીદમાં સાંભળ્યું હતું કે વીહાંમણે માણુસ ભેગુ કરી આગળ રાખેલું છે તે વાત સાચી છે. ને આ માણુસો તો ઘણાં છે ને આપણુ ભેગા તો થોડા સ્વાર છે એવી ભગુજીની વાત સાંભળીને મહારાજ હસીને બોલ્યા કે ચાલો કાંઇ ફીકર રાખશો નહી એમ કહ્યું ત્યાં એક હજાર માણુસ કાળા ડગલાવાળુ હથીયારબંધ ને પાંચ પાંચ હાથ ઉંચુ એવું ભગુજીએ દેખ્યું ને મુળજી શેઠ વીગેરે જે જે સ્વારો ભેગા હતા તેમણે માણુસ તો ન દેખ્યાં પણ પોતાની નજીક ઘણા માણુસોનો કોલાહલ થાય અને ઘણાં હથીયાર ખડખડે તેમ સાંભળતા જાય અને આસપાસ જોતા જાય. તે માણુસોને વીહાંમણુના માણસે દેખ્યાં તેથી નાસવા માંડયું તે પડતા જાય હથીયાર પડતાં જાય ને અતી વેગમાં નાસતા જાય તેને દેખીને મહારાજ મોઢા આડો રૂમાલ રાખીને હસતા જાય ને એમ કહેતા જાય કે આ માણુસો કેમ નાસતા જતા હશે? પછી મહારાજ ભીમનાથ ગયા ને બાવાની જગામાં ઉતર્યા ને ભીમનાથ મહાદેવજીનાં દર્શન કરી ને નમસ્કાર કરીને પાંચ રૂપીઆ ભીમનાથજીને ભેટ મુકયા ને બાવે મેડી ઉપર ઉતારો કરાવીને ખાવાપીવાની સરભરા સારી કરી પછી એ વીહાંમણુના માણુસો જે નાસી ગયાં હતાં તે સર્વે પાછાં ભેગાં થઇને બોલ્યાં કે આ સ્વામીનારાયણુ ભેગાં ઘણાં માણુસો હતાં તેઓ કયા દેશનાં હતાં ? આ દેશનાં તો નહી ને ગામમાં બે જણુ જઇને ખબર કાઢો કે એ કયાંનાં છે ને કયાં ઉતર્યાં છે ને કયાં જાય છે? પછી બે જણે ગામમાં આવીને એ માણુસનો તપાસ કરવા માંડયો પણુ કોઇ જગાએ માણુસ દેખ્યાં નહી કે કોઇએ માણુસ હતાં એવી પણુ ખબર ન દીધી ત્યારે પછી તે બે માણુસે બાવાના મઠમાં આવીને એ બાવાજીને પુછયું કે સ્વામીનારાયણુ કયાં ઉતર્યા છે ને એમના ભેગું માણુસ એક હજારને આશરે હતું તે કયાં ઉતર્યું છે ત્યારે એ બાવાજીએ કહ્યું કે સ્વામીનારાયણુ તો અહીં આવ્યા છે ને ભેગા સાત સ્વાર છે તે

આવ્યા છે બીજુ તો કોઇ માણુસ તેમના ભેગુ હતું નહી ત્યારે એ બે જણે કહ્યું કે માણુસોને અમે નજરે દેખ્યાં છે ને માણુસ પણ હજાર જેટલું હતું. માટે તમે એ સ્વામીનારાયણને પુછી જુઓ ત્યારે એ બાવાજીએ મહારાજને પુછયું કે હે મહારાજ આ બે જણ કે છે કે સ્વામીનારાયણ ભેગુ માણુસ એક હજાર જેટલુ કાળા ડગલા વાળુ હથીયારબંધ હતું. ત્યારે મહારાજ કે અમે તો આ સ્વાર છીએ એટલાજ છીએ. અમારા ભેગું તો બીજુ કોઇ માણુસ નોતુ ત્યારે તે બાવાજીયે એ બે જણને કહ્યું જે માણુસ તો બીજું હતું નહિ, ત્યારે તે બે જણે કહ્યું કે અમે ખરેખરૂ માણુસ દેખ્યું છે માટે તમે મહારાજને અચીત કરીને ફેર પુછી જુઓ ત્યારે તે બાવાજીએ મહારાજને કહ્યું કે હે મહારાજ તમારા ભેગાં ઘણા માણુસોનો વાવડ મળે છે. ને તમો તો ના પાડો છો તેનું કેમ છે? ત્યારે મહારાજ બોલ્યા કે એને કંઇક ભીમનાથજીયે પરચો દીધો હશે તેથી એમણે માણુસ ભાળ્યાં હશે. તે અમારા ભેગુ તો બીજુ કોઇ માણુસ નોતું. પછી તે બાવાજીએ એ બે જણને કહ્યું કે મહારાજ ભેગુ માણુસ તો કોઇ નોતુ પછી તે બે જણે જઇને તેના સર્વે માણુસને એ વાત કરી ત્યારે એ માણુસે એમ વીચાર કર્યો કે હવે પાછા વળે ત્યારે એની વાત છે પછી મહારાજશ્રી તો એક રાત રહીને બીજે દીવસે નીકળ્યા ને જ્યાં એ માણસ હતાં ત્યાં આવ્યા ત્યારે તે માણસે જેવું પ્રથમ માણસ દેખ્યું હતુ તેવું ને તેવુંજ દેખ્યું ત્યારે વળી નાસવા માંડયું ને પડવા આખડવા માંડયું ને મહારાજે હસવા માંડયું ને મુળજીશેઠ ને સુરાખાચર વીગેરે ભેગા હતા તેમણે પોતાના પડખે ઘણા માણસનો ગલ સાંભળવા માંડયો ત્યારે સુરાખાચરે મહારાજને પુછયું કે હે મહારાજ આ માણસ ઘણી બીકે કરીને ભાગ્યા જાય છે. ને અમારા પડખે ઘણો શોર થાય છે તે શું છે? ત્યારે મહારાજ કહે કે તમે ભગુજીને પુછી જો જો પછી તેમણે આવ્યા પછી ભગુજીને પુછયું ત્યારે ભગુજીએ એ સર્વે વાત કરી. તે વાત સાંભળીને સહુ

રાજી થયા. એ ભીમનાથજીની વાત પુરી થઇ.

---

## વાત ૯ મી.

એક વાર શ્રીજીમહારાજ ભેગો વઢવાણનો દેવકૃષ્ણ બ્રાહ્મણ શ્રી ભુજ જતો હતો. ને બીજા સાધુ વીગેર પણ માણસો ભેગાં હતાં. તે રણમાં જતાં જતાં એ દેવકૃષ્ણ ઘણો તરસ્યો થયો ને પ્રાણ જાય એમ થયું પછી એ બ્રાહ્મણે મહારાજને કીધું કે હવે મારાથી તરસે રહેવાતું નથી ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા કે આ પાણી પીઓ ત્યારે એ બ્રાહ્મણે પાણી ચાખી જોયું તે ખારૂ ઝેર જેવું હતું ત્યારે તેણે કહ્યું કે હે મહારાજ આતો ખારૂ ઝેર જેવું પાણી છે તે કેમ પીવાય ? ત્યારે મહારાજ બોલ્યા જે ગંગાજી ને જમુનાજી એ નદીઉ શમુદ્ર ભેગી થાય છે તે એની સેર જે ઠેકાણે આવે ત્યાં પાણી મીઠું હોય તે અહીં તો એની સેર જણાતી નથી કાંઇક આઘા ચાલો પછી વીસ પચીસ પગલાં આઘા ભર્યાં ત્યારે મહારાજે કહ્યું કે જુઓ જોઇએ અહીં સેર આવી છે પછી તે બ્રાહ્મણે પાણી પી જોયું તે ગંગાજળ જેવું મીઠું જળ લાગ્યું ત્યારે એણે મહારાજને કહ્યું કે આ પાણી બહુ મીઠુ છે ત્યારે મહારાજે કહ્યું કે અહીયાં જમુના ગંગાની સેરો આવી ખરી હવે સહુ પાણી પીઓ પછી તે બ્રાહ્મણે પાણી પીધું ને સાધુએ પણ પીધું ને મહારાજે પણ પાણી પીધું તે પાણી પીને એ સહુ માણસ ચાલ્યું ને મહારાજ પણ ચાલ્યા ને એ દેવકૃષ્ણ વાંસે રહીને એ પાણી ચાખી જોયું તે ખારૂ ખારૂ ઝેર જેવું લાગ્યું પછી મહારાજે પાછુ વાળીને જોયું ત્યાં એબ્રાહ્મણને ઉભો રહેલ જોઇને પુછયું જે બ્રહ્મદેવ કેમ વાંસે રહ્યા છો ત્યારે એ દેવકૃષ્ણે કહ્યું કે હે મહારાજ હું તો પાણીના કોગળા કરવા પાછળ રહ્યો હતો પણ પાણી તો પાછું ખારૂ ઝેર જેવું થઇ ગયું ત્યારે માહારાજ બોલ્યા કે એ ગંગા જમનાની સેર તો થીર રહેતી નથી ચાલી જાય છે ને

પાછુ સમુદ્રનું પાણી આવી જાય છે તે મીઠુ ને મીઠુ ક્યાંથી રહે એમ વાત કરી એવો ચમત્કાર એ દેવકૃષ્ણ ઉપાધીઆએ દેખ્યો. એ વાત પુરી થઇ.

## વાત ૧૦ માં.

એક વાર શ્રીજીમહારાજ ગામ ઉંઝાના પાદરમાં વડના ઝાડ હેઠે ઉતર્યા ને ભેગા કાઠીઓના ઘોડા ઘણા હતા તે ઘોડા ઘણા તરસ્યા હતા. તે મહારાજે કહ્યું કે આ મોટું તળાવ જણાય છે ત્યાં ઘોડાને પાણી પાવાવો પછી તે સર્વે ઘોડા લઇને સ્વારો તળાવમાં પાણી પાવા ગયા તે તળાવમાં એક વેંતના દળ લીલને પાણી તો દેખાય નહી તે ઘોડા તરસ્યાને તરસ્યા પાછા લઇ આવ્યા ને મહારાજને કહ્યું કે તળાવતો ઘણું મોટું છે પણ ઘણી લીલ છે તે પાણી તો આખા તળાવમાં નજરેજ આવતું નથી. ત્યારેં તે ટાણે ગામનું ઘણું માણસ મહારાજને જોવા સારૂ આવ્યું હતું. તે સર્વે બોલ્યા કે એ તળાવને તો કોકનો મોટો શ્રાપ છે તે પાણીમાંથી લીલ કોઇ દિવસ મટતીજ નથી નહી કે તળાવ ઘણું મોટું છે ને બારે માસ પાણી પણ ખુટતુંજ નથી પણ એ પાણી કોઇને નાવા ધોવામાં કામ આવતું નથી ને ઢોર જનાવરને પીધામાં પણ આવતું નથી એવી એ ગામના માણસની વાત સાંભળીને મહારાજ માણકી ઘોડી ઉપર સ્વાર થઇને એ તળાવ ગયા ને ગામનું માણસ પણ સર્વે જોવા સારૂ ભેગું ગયું પછી મહારાજે પોતાની ઘોડીને એ લીલમાં પોતાના ચરણારવીંદ પલળે ત્યાં સુધી આઘી લઇ ગયા પછી તે લીલ ત્રુટવા માંડી ને તેના અવાજ થવા માંડયા તે અડધી ઘડીમાં એ તળાવમાં એક પૈસાભાર પણ લીલ રહી નહી ને ચોકખું નીર્મળ પાણી થઇ ગયું પછી તે ગામને માણસે નજરે જોઇને કહ્યું કે આ સ્વામીનારાયણ તો ભગવાન છે ને મોટો પરચો થયો પછી આખા ગામનું માણસ એકેકુ શ્રીફળ લઇને મહારાજને દર્શને આવ્યું તે શ્રીફળનો મોટો

ગંજ થયો પછી તે શ્રીફળની પ્રસાદી કરીને સહુ ગામને વહેંચી આપી એવો ચમત્કાર દેખાડયો એ વાત પુરી થઇ.

## વાત ૧૧ મી.

એક વાર શ્રીજીમહારાજ શ્રી લોયાની નદીના કાંઠે સાંજ વખતે સભા કરીને બેઠા હતા. ને સર્વે સંત હરીજન પણ બેઠા હતા ને શ્રીજીમહારાજ વાતો કરતા હતા તેવા સમામાં મહારાજના બે સાધુ કોઇક ગામથી ત્યા આવ્યા ને મહારાજને દંડવત કરી પગે લાગ્યા ત્યારે મહારાજ એ સાધુના કપાળમાં લાકડી વાગ્યાનો ઉભો સળ પડેલ તે જોઇ બોલ્યા કે આ કપાળમાં તમને શું વાગ્યું છે ? ત્યારે એ સાધુએ કહ્યું કે એ તો કાંઇક લાકડું વાગ્યું છે ત્યારે મહારાજે કહ્યું કે તમારી ચાદર પહોળી કરીને તમારૂં શરીર દેખાડો ત્યારે તે બંને સાધુએ ચાદર પહોળી કરીને પોતાનું શરીર દેખાડયું ત્યારે એ સાધુના શરીરમાં કોઇક દુષ્ટે બાવળના સોટા મારેલા તેને લીધે બંને સાધુનું શરીર ઉપડી ગયેલું ને રાતી લોહી સરખી લોળુ પડેલી તે જોઇને મહારાજના નેત્રમાં જળ આવી ગયું ને એમ બોલ્યા કે અરે આ દુષ્ટે મારા સાધુને આવા માર્યા એમ કહીને પોતાના બે હાથ પૃથ્વી ઉપર પછાડયા તેને લીધે પૃથ્વી એવી ધ્રુજી કે ઘણાખરા મુલકમાંથી ઘર પડી ગયાં ને ઘણી વાર સુધી તો તેનો ઘણો ભય રહ્યો એવી રીતે મહારાજનો પ્રતાપ સર્વેને દેખાડયો એ સાધુને માર્યા ને મહારાજ દુખાયા એ વાત પુરી થઇ.

## વાત ૧૨ મી.

એક વાર શ્રીજીમહારાજ શ્રી લોયા મધે સંઘા પટેલના ઘેર બેઠા હતા ને સંત હરીજન પણ બેઠા હતા ને મહારાજ વાતો કરતા

હતા એવે વખતે એક ત્રગાળાનું ટોળું આવ્યું તેણે મહારાજને કહ્યું કે હે મહારાજ આ પટેલીઆ સતસંગી થયા તે હવે અમને કોઇ રમાડતા નથી તેથી અમારી કમાણી ઘટી ગઇ છે ત્યારે મહારાજે ત્રગાળાને કહ્યું કે તમારી પાસે શી શી રમત છે ત્યારે તે ત્રગાળે કહ્યું કે હે મહારાજ અમારે તો વેશ કાઢવાની રમત છે ને વળી પાટ વિદ્યાની રમત પણ છે ત્યારે મહારાજે કહ્યું કે એ પાટ વિદ્યામાં સ્ત્રી આદીકનો વેશ તો ન આવે કે ? ત્યારે એ ત્રગાળે કહ્યું કે હે મહારાજ એ રમતમાં કાંઇ વેશ આવે નહી ત્યારે મહારાજે કહ્યું કે એ પાટ વિદ્યાની રમત કરો અમે ને અમારા સાધુ એ સર્વે જોઇશું પછી એ ત્રગાળે ગામની બહારની બાજુ એ પુતળાની રમત કરવા માંડી ને મહારાજ તથા સાધુ તથા હરીજન એ સર્વે આવીને બેઠા પછી એ પુતળાં સર્વે ત્રગાળે પોતાના ડેલામાં તૈયાર કરીને મહારાજ પાસે રમાડવા માંડયા પણ કોઇ પુતળું હાલ્યું ચાલ્યું નહી ને સજ્જડ થઇ રહ્યાં પછી એ પુતળાં ત્રગાળો પાછાં પોતાના દેરામાં લઇ ગયો ને ત્યાં દોરી સંચા ઠીક કરીને પાછો મહારાજ પાસે આવીને રમાડવા માંડયા પણ પુતળાં તો હાલ્યાં ચાલ્યાં નહી તે વળી ત્રગાળો પાછો પોતાના દેરામાં લઇ ગયો ને તે દેરામાં જાય ત્યારે તો પુતળાં હરેફરે નાચે કાંઇક ભય રહે નહી તે પછી સર્વે પુતળાં તૈયાર હરતાં ફરતાં કરીને ત્રીજી વાર મહારાજ પાસે લાવીને રમાડવા માંડયાં પણ એ પુતળાં તો સજ્જડ થઇ રહ્યાં કોઇ હાલ્યાં ચાલ્યાં નહી ત્યારે એ ત્રગાળે શ્રીજીમહારાજની સ્તુતિ કરી ને કહ્યું કે હે મહારાજ તમે તો પરમેશ્વર છો ને આ સર્વે જગતની દોરી તમારા હાથમાં છે તે તમે આ મારાં પુતળાંને રમવા દેતા નથી માટે આ અમારી જીવીકા છે તે કૃપા કરો તો મારાં પુતળાં રમે ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા કે એ પુતળામાં કાંઇક ખોટકા થયા હશે તે હવે આ ફેરે સામા કરીને લાવો તો રમશે પછી એ ત્રગાળે પોતાના દેરાંમાં સામા કરીને પુતળાં લાવીને મહારાજ પાસે રમાડવા માંડયાં તે બહુ રમ્યાં ને મહારાજ રાજી થયા ને એ ત્રગાળાને જમાડયા ને

શીખ કરી એવી રીતે એ લીલા કરી એ વાત પુરી થઇ.

---

## વાત ૧૩ મી

એક દિવસ શ્રીજીમહારાજ શ્રી લોયા મધે સુરાખાચરને ઘેર બેઠા હતા. ને લીંબડીના શેઠ ચાંપસી તથા શેઠ તલકસી તથા સાયલાના માણેકચંદ પારેખ એ ત્રણ કાઠીયાવાડમાંથી આવતા હતા તે લોયે આવ્યા પછી એ ત્રણ જણે વિચાર કર્યો કે આ સ્વામીનારાયણ અહીં છે ને ભગવાન કહેવાય છે તે આપણે આજ કંઇક પરીક્ષા લેવી ત્યારે વિચાર કરવા લાગ્યા કે શી પરિક્ષા લઇશું ? ત્યારે ચાંપસી શેઠ બોલ્યા કે આ દેશમાં સુતરફેણી થતી નથી માટે આપણને જો સુતરફેણી આપે તો એ ભગવાન ખરા એવો મનસુબો ધારીને એ ત્રણે જણ જ્યાં મહારાજ બીરાજતા હતા ત્યાં આવી પગે લાગીને બેઠા પછી મહારાજે ખબર પુછી જમવાની તાણ કરી ને પછી વાતો કરવા માંડી તે એ શેઠીયા પુછતા ગયા ને મહારાજ તેના ઉત્તર આપતા ગયા તે ઘણી વાર સુધી વાતો કરી ત્યાં કોઇક હરીભકત આવ્યો તેણે મહારાજ પાસે એક માટલી ભેટ મુકી પછી મહારાજે તે માટલી એ શેઠને આપી પછી શેઠ તો ઊઠી પોતાને ઉતારે ગયા ને પછી એ માટલીનું મોઢું બાંધેલું હતું તે છોડીને જોયું ત્યારે એ માટલીમાં સુતરફેણી દેખી ત્યારે એ ત્રણ જણ ઘણું વીસ્મય થયા ને એમ ધાર્યું કે આતો કોઇક દેવ કે આતે કોઇ જાદુ વિદ્યાવાળા કે આ કોણ હશે માટે આ સુતરફેણી તો અમે ખઇશું નહી એમ એ બેય શેઠે કહ્યું ત્યારે માણેકચંદ પારેખ સાયલાવાલા હતા તે કે જે મુને ભલે જાદુ કરે હું તો એ સુતરફેણી ખાઇશ એમ કરીને એણે સુતરફેણી ખાધી તે એના પ્રતાપથી એમના ઘરમાં બહુ ભારે સતસંગ છે. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૪ મી.

એક વાર શ્રીજીમહારાજ ગામ શ્રી કારીયાણીમાં હતા ને મોટા મોટા સંત પણ હતા. ને હરીજન પણ હતા. ને દીનાનાથ ભટ ગ્રંથકર્તા હતા તે ભટના ઓરડાનો શેર વસ્તા ખાચરના ઉતારામાં હતો, તે શેરે થઇને શ્રીજીમહારાજ રોજ રોજ એ ભટ પાસે જાય ને તે શહેરમાં એક કણબી ધનો ભકત એવે નામે કરીને રહેતો હતો ને તે ધનાને તાવ આવતો હતો તે ખાટલો ઢાળીને પોતાની ઓસરીમાં સુતો હતો, તે ધનાની ઓસરીના થડમાં થઇને એક દીવસ શ્રીજીમહારાજ તથા મુકતાનંદ સ્વામી નીકળ્યા તે મહારાજને દેખીને ધનો પગે લાગ્યો તે ધનાસામુ જોઇને મહારાજે મુકતાનંદ સ્વામીને કહ્યું કે આ ધનાની ચારઘડી આઉશ બાકી છે પછી એ દેહ મુકશે. એમ સહુ સાંભળે તેમ કહીને મહારાજ તો પધાર્યા ને તે વાત ધને સાંભળી ને તેની માતા તથા તેનો મામો બેચર તથા ગામની ચાર ડોસીઓ બેઠી હતી, તે સર્વે એ એ મહારાજ બોલ્યા તેને સાંભળ્યું. પછી ધનો નાહીને અબોટ વસ્ત્ર પહેરીને હેઠો ચોકો કરાવીને તે ઉપર બેઠો ને મહારાજનું ભજન કરવા માંડયું ને તેની માતા તથા તેના મામા વીગેરે જે પાસે બેઠાતા તેમને ધુન્ય કરવા માંડી તે ત્રણ ઘડીવાર થઇ ત્યારે તે ધને પોતાનો જે મામો બેચર હતો, તેને કહ્યું કે તમે મહારાજ પાસે જાઓ ને મને દરશન દેવા અહી તેડી લાવો પછી બેચરે મહારાજ પાસે જઇને કહ્યું કે હે મહારાજ ધને મને તમને તેડવા સારૂ મોકલ્યો છે તે તમે કૃપા કરીને ત્યાં પધારશો. ત્યારે મહારાજ બોલ્યા કે એક પાણીનો લોટો ભરી લાવ પછી તે બેચર લોટો ભરી લાવ્યો પછી તે લોટામાં મહારાજે પોતાનો ચરણારવીંદ બોળ્યો ને કહ્યું કે આ પાણી એને પાજે ને નવરાવજે ને મુકતાનંદ સ્વામીને તથા બ્રહ્માનંદ સ્વામીને કહ્યું કે તમે બે સાધુ ધનાને દરશન દેવા એને ઘેર જાઓ પછી એ બે સંતે ધનાને ઘેર આવીને દરશન દીધાં ને વાત કરીને કહ્યું કે

તારા જેવું મોટુ ભાગ્ય કોઇનું નથી મહારાજનું ભજન કરજે એમ કહીને એ બે સાધુ તો ગયા ને બેચર જે પ્રસાદીનું પાણી લાવ્યો હતો, તે પાણી ધનાને પાયું ને બાજુ વધ્યું તેનાથી તેને નવરાવ્યો પછી ધનો બોલ્યો કે આ મહારાજ ને સાધુ મને તેડવા આવ્યા છે તેથી હું મહારાજના ધામમાં જાઉછું તેમ સર્વેને મારા જે સ્વામીનારાયણ છે એમ કહીને ધને દેહ મુકી દીધો. પછી મહારાજ સભામાં બેઠા હતા, તેમણે કહ્યું કે ધને તો દેહ મુકયો. ત્યારે સુરાખાચરે કહ્યું કે હે મહારાજ ધને દેહ મુંકયો હોય તો પોકરાણુ કેમ હજુ પડયું નથી. તે ધનો તો હજુ જીવતો હશે ત્યારે મહારાજે કહ્યું કે ખબર કઢાવો. એની માતા ને મામો ધુન્ય કરતા હશે પછી સુરા ખાચરે ખબર કાઢવા માણુસ મોકલ્યું. તે માણુસે જોઇ આવીને કહ્યું કે ધને તો દેહ મુકી દીધો છે. ને બીજા તો સર્વે મહારાજના નામની ધુન્ય કરે છે પછી તે ધનાને દેહ મુકયા પછી તેને શેરડીનો વાઢ હતો ને ચીચુડા બેઠા હતા ત્યાં તેને મામે બેચરે રહેવા માંડયું પછી એક દીવસ એ બેચર વાઢેથી સવારમાં ઘેર આવતો હતો. તે તળાવના આરામાં આવ્યો ત્યાં તો મહારાજ એ તળાવમાં પોતાના હાથ ધોતા હતા, ને બે પાળા પાસે ઉભા હતા. તેને એ બેચરે દેખ્યા પછી જઇને મહારાજને પગે લાગ્યો ત્યારે મહારાજે પુછયું કે અત્યારે કયાંથી આવ્યા ત્યારે બેચરે કહ્યું કે ધનાને વાઢેથી આવ્યો. ત્યારે મહારાજે કહ્યું કે વાઢ કેટલેક છેટે છે ત્યારે બેચરે કહ્યું કે વાઢ તો આ તળાવનાં ઓગોર પાસેજ છે. ત્યારે મહારાજે કહ્યું કે હું વાઢે આવું ત્યારે બેચરે કહ્યું કે હા મહારાજ પધારો પછી મહારાજ તો તળાવથી પાધરા તેને વાઢે ચાલ્યા ત્યારે બેચરે વીચાર કર્યો કે મારગેં ઘણા કાંટા વેરાયા છે તે મહારાજને પગે વાગશે પણ મહારાજને મુકીને મોરથી કેમ જવાય નહીતો વાળીને મારગ સામો કરત પછી મહારાજ બેચરનો સંકલ્પ જાણીને બોલ્યા કે તમે મોરથી દોડીને જાઓ ને કાંટા વેરાયા હોય તે વળી નાખો

પછી તો બેચર ઉતાવળો દોડીને વાઢે ગયો ને એ વાઢમાં બીજા ભાગીઆ હતા તે પણ સતસંગીજ હતા તેમને બેચરે વાત કરી કે મહારાજ પધારે છે તે કાંટાવાળી નાખો ને આ માંડવા હેઠે પાથરણાં પાથરો પછી એ સરવે કામ તૈયાર કર્યું તાં તો મહારાજ પધાર્યા તે માંડવા હેઠે ગોદડાં નાખી આસન તૈયાર કર્યું હતું તે ઉપર આવીને બેઠાને સરવે વાઢવાલાને ભેગા કરીને વાત કરવા માંડી ત્યારે તે ટાણે તો દીવસ ઉગ્યો ને મહારાજતો પાધરા વાઢે ગયા ને ગામના માણસ તો વાટ જોઇ રહ્યા. જે આ ઘણી વાર થઇને મહારાજ કયાં ગયા પછી એ સર્વે ગામની બહારની કોર મહારાજની ખબર કાઢવા આવ્યા ત્યારે મહારાજતો ધનાને વાઢે ગયા છે એવી ખબર સાંભળીને એ સર્વે માણસ ધનાને વાઢે ચાલ્યું ત્યારે તે માણસને આવતા મહારાજે દીઠું પછી મહારાજ એ વાઢવાળા પાસે બોલ્યા કે હવે અમે જઇશું ને જો અહીં રહીએ ને એ સર્વે અહીં આવી જાય તો તમારે એ સહુને શેરડીના સાંઠા આપવા પડે તે સારૂ જઇશું ત્યારે એ વાઢવાળા બોલ્યા કે મહારાજ તમે અહીં રહો ને અમે એ સર્વેને શેરડી આપીશું ત્યારે મહારાજે કહ્યું કે ઠીક શેરડીના ભારા લાવો પછી એ સર્વે વાઢવાળા શેરડી લેવા ગયા તે જ્યાં મોટા મોટા ઝેરા હતા ત્યાંથી સારી સારી શેરડીના મોટા મોટા ભારા બાંધીને મહારાજ પાસે મુકયા ત્યાં તો એ ગામનું માણસ આવીને મહારાજને પગે લાગીને બેઠું પછી મહારાજે પોતાને હાથે કરીને એ સર્વે માણસને અકેકો સાંઠો આપ્યો ને એ ગામના ઢેડ પણ વાઢ બહાર આવીને ઉભા હતા તે એ ઢેડને પણ મહારાજે પોતાને હાથે કરીને અકેકો સાંઠો આપ્યો ને એમ બોલ્યા કે આપણે તો એ ઢેડનું પણ કલ્યાણ કરવું છે પછી એ વાઢવાળે ગોળની ભીલી લાવીને મહારાજને દેખાડી ત્યારે મહારાજ બોલ્યા કે આવા કાળા ગોળ કેમ થાય છે પછી વાઢવાળા બોલ્યા કે હે મહારાજ આ કાળો ગોળ થાય છે તે સારૂ તો અમે ઘણા પૈસા આપીને ગોળનો પાડનાર એક કણબી ગળીઆરો હતો તેને લાવ્યા છીએ પણ ગોળ તો કાળો

ને કાળો થાય છે ત્યારે મહારાજ બોલ્યા કે એ ગોળના પાડનારને અહીં બોલાવો પછી એ ગળીઆરો મહારાજ પાસે આવ્યો ત્યારે મહારાજે તેને પુછ્યું કે આ કાળો ગોળ કેમ થાય છે ત્યારે તે ગળીઆરે કહ્યું કે મારી જેટલી કીંમત છે તેટલી મેં કરી પણ ગોળ સારો થાતો નથી ત્યારે મહારાજ બોલ્યા કે ગોળમાં મેળવણ તું સેના નાખુછું ત્યારે ગોળવાળો બોલ્યો કે મેળવણ તો છાશની પરાસનું નાખુછું ત્યારે મહારાજ બોલ્યા કે પ્રાસ નાખુ છું તેમાં ગોળ કાળા થાય છે મેળવણ તો પાણીના જોઇએ એમ વાત કરી ત્યાં તો એ ગોળની કડા તૈયાર થઇ પછી મહારાજ ઉઠયા તે ગોળ પાસે જઇને પોતાના હાથમાં ગોળ હલાવાની પાવડી લઇને હલાવવા માંડયો. તે ગોળ ધોળો ફુલ જેવો થયો. ને થોડીક વાર થઇ ત્યાંતો બીજી ગોળની કડા તૈયાર થઇ પછી તે ગોળને પણ પોતાના હાથમાં પાવડી લઇને હલાવવા માંડયો. એ પણ ફુલ જેવો ધોળો થયો પછી એ ગળીઆરાને મહારાજે કહ્યું કે પાણી નાખીને હલાવજે એટલે ધોળા ફુલ જેવા ગોળ શશે પછી એ વાઢવાળા સહુ ભેગા થઇને મહારાજને તથા સાધુ મંડળ એ સહુને જમવાનું નોતરૂ દીધું ત્યારે મહારાજે કહ્યું કે એ કાળો ગોળ લાવજો ત્યારે વાઢવાળે કહ્યું કે હે મહારાજ આ ધોળા ફુલ જેવો ગોળ પડયો મુકીને કાળો ગોળ નહી લાવીએ ત્યારે મહારાજે કહ્યું કે એ ધોળા ગોળના મુલ તમારે સારા આવે ને એ કાળો ગોળ જમવામાં કાંઇ કડવો નથી માટે એ કાળો ગોળ લાવશો તો અમે જમીશું પછી એ કાળા ગોળથી રસોઇ કરાવી ને મહારાજ ને સંત એ સર્વે જમ્યા પછી સાંજ વખતની સભા થઇ ત્યારે એ ગોળનો પાડનાર ગળીઆરો સભામાં આવ્યો તે તેને દેખીને મહારાજે મુકતાનંદ સ્વામીને કહ્યું કે આ ગોળના પાડનારાને ગોળમાં મેળવણ નાખતાં આવડતું ન હતું તે ગોળ કાળા પડતા ને હવે અમે એને મેળવણ નાખતાં શીખવ્યું તે હવે ગોળ ધોળા ફુલ જેવા પડે છે પછી તે વાત સાંભળીને એ ગળીઆરો બોલ્યો કે હે મહારાજ એ મેળવણે ગોળ ધોળો થયો નથી હું તો ઘણો

કસબી છું ને સર્વે કીમત જાણુંછું ને નાનપણમાંથીજ ગોળનું કામ કરૂંછું પણ તમે તો ભગવાનછો તે તમે ગોળ ધોળો કરો છો માટે હું તો તમારી પાસે વતમાન લેવા આવ્યોછું તે મને દયા કરીને તમારો સેવક કરો આટલા દીવસ એ વાઢવાળા સતસંગી મને કહેતા કે સ્વામીનારાયણ તો ભગવાન છે પણ હું માનતો નહી પણ આતો મારી નજરે દેખ્યું ને તમે તો ખરેખરા ભગવાન છો એમ હું જાણુંછું એમ કહીને તે ગળીઆરે વતમાન લીધાં ને સતસંગી થયો એ વાત પુરી થઇ.

---

## વાત ૧૫ માં.

એક વાર શ્રીજીમહારાજ શ્રી કારીઆણી મધે રાત્રીના દશ વાગે સભામાંથી ઉઠીને પોઢી રહેવા સારૂ ઓરડીમાં ઢોલીઆ ઉપર આડે પડખે થયા હતા ને પોતાની પાસે મુળજી શેઠ તથા સુરાખાચર વીગેરે મોટા મોટા આઠ દસ ભકત બેઠા હતા. ને મહારાજ સુતા સુતા વાતો કરતા હતા તે વાતો કરતા કરતા બેઠા થયા ને ઉંચી દષ્ટી કરીને જોઇ રહ્યા, ને રૂમાલ મોઢા આડો દીધો ને માથુ ડોલાવ્યું ને પછી પાછા સુતા ત્યારે સુરાખાચરે મહારાજને પુછ્યું કે મહારાજ તમે એ શું ચીન કર્યું તે જો તમારી મરજી હોય તો એ વાત અમને કહો ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા કે જુનાગઢવાળા નબાપે આ ટાણે દેહ મુકયો તે તેને અમે તેડવા ગયા હતા ને એણે દારૂ પીધો હતો તે એનું મોઢું ગંધાતુ હતું તે સારૂ અમારે અમારા મોઢા આડો રૂમાલ દેવો પડયો ને અમે એને બદરીકાશ્રમમાં મોકલ્યો એ નબાપે એના દીવાન ઉપર વટ થઇને અમારો ઘણો પક્ષ રાખ્યો હતો તે સારૂ એનું કલ્યાણ કર્યું. આમ વાત કરી તે વાતને સાંભળીને મુળજી શેઠે એ નબાપને દેહ મુકયાના ટાણાની મેળવણી કરી તે બરાબર મળી એ વાત પુરી થઇ.

---

## વાત ૧૬ મી.

એક વાર શ્રીજીમહારાજ ગામ શ્રી કારીઆણીના તળાવની પાળે સભા કરીને બેઠા હતા, ને તે ટાણે બે ઢુંઢીયાના પુજ મહારાજ પાસે થઇને નીકળ્યા તે પુજે એમ વીચાર કર્યો કે આ સ્વામીનારાયણ તો મહા જાદુગરા છે તેથી આપણે ઉતાવળા જતા રહીએ ને એમની સામું પણ જોવું નહી એમ ધારીને તે બે પુજ મહારાજની પાસે થઇને નીકળ્યા તેમાં એક પુજે તો મહારાજ સામુ જોઇ જવાયું તે જોતાંજ તરત સમાધી થઇ ગઇ તેથી એતો ત્યાં પડી ગયો ને બીજો પુજ તો નાસી ગયો તે ગામને ઝાંપે જઇને પડેલા પુજની વાટ જોઇને ઉભો રહ્યો, પછી એક કલાક વાર સુધી એ પુજને સમાધી રહી ને પછી જાગ્યો તે જાગતાંજ ઉઠીને તરત નાશી ગયો, તે જે પુજ ગામને ઝાંપે ઉભો હતો તેની પાસે ગયો ત્યારે તે પુજે પુછયું કે તારે કેમ થયું ત્યારે તે પુજે વાત કરી કે મને તો સીધ્ધ સીધ્ધાનાં દર્શન થયાં ને ચોવીસે તીર્થંકરનાં જુદાં જુદાં દર્શન થયાં ને તે તીર્થંકરે મને કહ્યું કે એ સ્વામીનારાયણ તો ભગવાન છે તે તમે કેમ માનતા નથી એવું મેં દેખ્યું ત્યારે એ પુજ બોલ્યો કે જોને એ કેવા જાદુ-ગરા છે તારૂં માથું પણ ફેરવી નાખ્યું માટે હવે જ્યાં એ હોય ત્યાં આપણે ભુલે પણ જાવું નહી એ વાત પુરી થઇ.

---

## વાત ૧૭ મી.

એક વાર શ્રીજીમહારાજ ગામ કારીઆણી મધ્યે હતા, ને તે ગામમાં એક કણબીની સ્ત્રી સતસંગી હતી, તે સ્ત્રીએ દેહ મુકયો ને તે સ્ત્રીને એક ધાવણો દીકરો હતો, તે એની મરી ગએલી માના પેટ ઉપર પડીને ધાવતો હતો, તે દીકરાને ધાવણ મુકાવી લઇલે ત્યારે છાતીફાટે એમ રોવામાંડે ને પાછો ધાવે ત્યારે છાનો રહે તે ચાર પાંચ વાર છોકરાને એની માને ધાવતાં લેવા

માંડયો પણ એ છોકરો તો ધાવે ત્યારેજ છાનો રહે નહીતો રોવા માંડે ને તે કણબીનું ઘર મહારાજ હતા તેની પાસેજ હતું તે એ છોકરાને અતી ઉતાવળો રોતો સાંભળીને મહારાજે પુછયું કે કોનુ છોકરૂ બહુ રડે છે ત્યારે બીજા માણસો મહારાજ પાસે બેઠાં હતાં તેમણે વાત કરી કે હે મહારાજ આ તમારા ઉતારાની નજીક એક કણબણ સ્ત્રીએ દેહ મુકયો છે ને તેને છોકરો ધાવણો છે તે છોકરો એની મરી ગએલી માને ધાવે છે ને ત્યાંથી લે છે એટલે રોવા માંડે છે એ છોકરો એ કારણથી રડે છે તે અહીં સંભળાય છે એ વાત સાંભળીને મહારાજ બોલ્યા કે અરે એ નાના છોક-રાને તો એક ધાવણનોજ ખપ છે બીજુ એને કાંઇ જોઇતું નથી માટે તેની મા મરી ગઈ તે છોકરાને બહુ દુખ પડશે માટે એને તો ભગવાન જીવાડે તો બહુ સારૂં એમ વાત કરી ત્યાં તો એ મરી ગએલી બાઇ આંખ ફેરવીને બેઠી થઇ ને જીવતી રહી એવી રીતે એ મરી ગએલ બાઇને છોકરાની દયાએ કરીને જીવતી કરી. એ બાઇની વાત પુરી થઇ.

---

## વાત ૧૮ મી.

એકવાર ગામ શ્રી કરમડમાં મહારાજે સમૈયો કર્યો ને તે સમૈયે સંત સર્વે આવ્યા ને દેશ દેશના ઘણા હરીજન આવ્યા ને ઘણા માણસની ભીડ થઇ પછી મહારાજે ગામની બહારની બાજુ તળાવડીની નજીક સભા કરીને સરવે સંત તથા હરીજન ની ભારે સભા થઇ પછી મુકતાનંદસ્વામીએ મહારાજને કહ્યું કે હે મહારાજ સમૈયો તો બહુ ભારે થયો ને દેશ દેશના હરીજન પણ ઘણાં આવ્યા પણ પાણીની બહુ તાણ પડી ને એક ઠેકાણે પાણી છે તે ગામમાં માણસોને પણ ત્યાં ભરવું સંતને પણ ત્યાં નાવુને આ સર્વે હરીજનને પણ ત્યાં નાવા ધોવાનું છે તેથી પાણીની તાણ પડી ત્યારે તે ટાણે આકાશમાં એક ચોફાળ જેવડી વાદળી હતી તે સામુ મહારાજ જોઇને બોલ્યા કે સ્વામી

આ વાદળીમાં બહુ પાણી છે ત્યારે મુકતાનંદસ્વામી બોલ્યા કે હે મહારાજ એ આકાશનું પાણી આપણે અહીં શું કામમાં આવે ? ત્યારે મહારાજ બોલ્યા કે સ્વામી એમ કેમ કહો છો ? આ સર્વે જગતનો નિભાવ તે આકાશના પાણીથીજ થાય છે માટે ભગવાનને આપવું હોય તો એ પાણી કામમાં આવે એમ મહારાજે વાત કરી ત્યાં તો એ વાદળી ફેલાણી ને તેમાં ગાજવીજ થઇ ને વરસવા માંડયું ત્યારે સર્વે માણસોએ નાસવા માંડયું. ત્યારે મહારાજ બોલ્યા કે કોઇ નાસી જશો નહીં ને અમે પણ અહીંથી જઇશું નહીં ને ઇંદ્ર આજ આ સહુ સભાની પુજા કરવા આવ્યો છે એમ કહ્યું ને પોતે પણ ત્યાં ઉભા રહ્યા ને જળ વૃષ્ટી પણ ઘણી થઇ ને કરા પણ પડયા ને તે કરા મહારાજ જમ્યા ને મહારાજ ઉપર એક ચોફાળ ઝાલી રહ્યા. તે થોડીક વારમાં વરસીને પછી રહી ગયો ને એ તલાવડી ભરાઇ ગઇ પછી સર્વે માણસોને નાવા ધોવાનું પાણી પીવાનું સુખ થયું એવી રીતે એ લીલા કરી. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯ મી.

એક વાર સાધુ ચાર જણને મહારાજે હિંદુસ્તાનમાં મોકલ્યા ને તેમને કહ્યું કે વળતા આવો ત્યારે સીતારામજીને તેડતા આવજો પછી તે સાધુ જ્યારે પાછા આવવા તૈયાર થયા ત્યારે સીતારામજીની માતાને કહ્યું કે મહારાજે સીતારામજીને તેડી જવાની અમને ભલામણ કરી છે તે તમે સીતારામજી અમને આપો અમે જાળવીને તેડી જઇશું ત્યારે એ બાઇએ ના પાડી કે હું સીતારામને નહી આપું ત્યારે એ સાધુએ ઘણી ખચીત કરીને એ બાઇને કહ્યું ત્યારે એ બાઇએ કહ્યું કે સીતારામજી તો બાળક છે ને છેટાની વાટ છે તે તમથી જળવાય નહી ત્યારે તે સાધુએ કહ્યું કે અમારા પ્રાણથી એમને વધારે જાળવીને તેડી જઇશું. તમે કાંઇ ફીકર રાખશો નહી એવી રીતે બહુ બહુ કહીને સીતારામજીને તેડીને સાધુ ચાલ્યા તે આવતાં આવતાં

ઝાડીમાં આવ્યા ત્યારે સીતારામજી બહુ તરસ્યા થયા ને પાણી માગ્યું ત્યારે તે ટાણે કોઇ પાસે પાણી નહી ને તરસે પાણી પાણી કરે પછી સાધુ તો આડા અવળા પાણી સારૂ દોડયા તે પાણી લાવતાં વાર લાગી ત્યાંતો સીતારામજીએ દેહ મુકી દીધો. પછી સાધુ તો પાણી લાવ્યા તે શું કામમાં આવે ? પછી ચારે સાધુએ રોવા માંડયું ને વીલાપ કરવા માંડયો ને કહેવા માંડયું કે હે મહારાજ આ સીતારામજીને તો એમની માતા નોતાં આપતાં પણ તમારા કહેવા ઉપર અમે ઘણી રીતે તેમને સમજાવીને લાવ્યા ને અમારે વાંકે આ દેહ છુટી ગયો. જો અમારી પાસે પાણી હોત તો કાંઈ મરત નહી માટે આ સર્વે અમારો અપરાધ છે તે હે મહારાજ, હે દયાળુ, હે કૃપાનીધી, હવે અમે તમને શો જવાબ દઈશું ? માટે આથી તો અમારૂ મરણ થયું હોત તો ઠીક થાત એમ અતી વીલાપ કરીને રોતા જાય ને આંખમાંથી આંસુનાં ધારો થાતી જાય ત્યારે તે ટાણે સીતારામજી આંખ ફેરવીને બોલ્યા કે પાણી પાઓ. પછી એ સાધુએ પાણી પાયું ને સર્વે રાજી થયા ને સીતારામજી જીવતા થયા. એવી રીતે મહારાજશ્રીએ એ સંતને પ્રતાપ દેખાડયો. એ સીતારામજીની વાત પુરી થઇ.

---

## વાત ૨૦ મી.

એક દીવસ શ્રી નાગડકાવાળા નાથોખાચર ને માંણસીઓ એ બે જણ ગઢડે મહારાજને દર્શને ગયા ને મહારાજની હજુરમાં એ બે જણે એવો ઠરાવ કર્યો કે આપણે બે જણને એક હારે દેહ મુકીને મહારાજના ધામમાં જવું. પછી તેને કેટલાક દિવસ ગયા ને મહારાજ પણ સ્વધામમાં પધાર્યા ત્યારે નાથોખાચર પ્રથમ માંદા થયા ને દેહ મુકે તેવા થયા. પછી માંણસીઓ નાથાખાચરને જોવા આવ્યો. નાથાખાચરનો દેહ છુટી જાય એવું જોઇને માંણસીઓ બોલ્યો કે નાથાખાચર આપણે બન્ને જણેને સાથે દેહ મુકવાનો ઠરાવ મહારાજની હજુરમાં કર્યો હતો. ને તમે તો તૈયાર થયા ને હું તો પડયો રહ્યો એમ કેમ થઇ ગયું ? એમ

કહીને માણુસીયાની આંખમાં આંસુ આવી ગયાં. ત્યારે નાથોખાચર બોલ્યા કે એ વાતમાં કાંઇ આપણું જોર છે. ? જે મહારાજે ધાર્યું હશે તેમ કરશે. પછી માંણસીઓ નાથાખાચરને જોઇને પોતાને ઘેર આવ્યો ત્યારે ઉપરા ઉપર બગાસાં માંણસીઆને આવવા માંડયાં તે ખાટલો ઢાળીને સુતો ત્યાંતો મહારાજનાં દર્શન થયાં ને મહારાજ બોલ્યા કે હવે ચાલો. આજ નાથાખાચરને ને તમને એ બેયને તેડવા આવ્યા છીએ ને નાથાખાચરને પણ મહારાજનાં દર્શન થયાં ને તેમના પાસે મહારાજ બોલ્યા કે આજ તમને ને માંણસીઆને એ બેયને તેડવા આવ્યા છીએ. પછી નાથાખાચરે માંણસીઆ પાસે માણસ મોકલ્યું ને પુછાવ્યું કે મહારાજ મને તેડવા આવ્યા છે ને કહે છે કે માંણસીઆને પણ તેડવા આવ્યા છીએ. તે તારે મહારાજનાં દર્શન થાય છે ? ત્યારે માંણસીએ એ માણસને કહ્યું કે મહારાજ તો કયારના મને તેડવા આવ્યા છે. હવે ચાલો. પછી તે બે જણે એક ઘડીએ એક પળે દેહ મુકી ને મહારાજનાં ઘણા જણને દર્શન થયાં ને ગામમાં બહુ સુગંધીદાર ફોર નીકળી. તે સુગંધને જોઇને માણસ આશ્ચર્ય પામી ગયાં ને પછી એ બે જણને એક ચીતા ખડકીને અગ્નિ સંસ્કાર કર્યો એવી રીતે એ બે જણે દેહ મુકી દીધા. એરો શ્રીજીમહારાજનો પ્રતાપ જોઇને ગામનું માણસ ઘણું આશ્ચર્ય પામી ગયું ને એ બેના સંકલ્પ મહારાજે સત્ય કર્યા. એ માંણસીઆની વાત પુરી થઇ.

---

## વાત ૨૧ મી.

અહીંથી દશ વાતો મુળજી શેઠની લખી છે.

એક દીવસ શીંબડીવાળા મુળજી શેઠ ને સગરાંમ વાઘરી એ બે જણ મહારાજ શ્રી કરીઆણે હતા ત્યાં દર્શને જતા હતા. તે જાતાં જાતાં ડુંગરની ગાળીયુંમાં માર્ગ ભુલી ગયા તે કોઇ દીશે માર્ગ જડે નહી ને અસુર પણ થાતું જાય તે ઘણું મુંઝાણા ત્યારે મહારાજ શ્રી ભરવાડના જેવો વેશ કરી કાળા ખેડાનું ધોતીયું માથે બાંધી કાંબળો ખભે નાખી લાંબી ચાંચાળા જોડા

પહેરી હાથમાં લાકડી લઇ જુવાન સરખા થઇ એ મુળજી શેઠને પડખે નીકળીને રામરામ કર્યા ત્યારે મુળજી શેઠે પુછ્યું કે તમે કોણ છો ને કયાં જાઓછો ત્યારે તે કહે છે કે અમે તો ભરવાડ છીએ ને ગાયુંમાં જઇએ છીએ પણ તમે કયાં જાઓછો ત્યારે મુળજી શેઠે કહ્યું કે અમે તો કરીઆણામાં સ્વામીનારાયણ છે તેને દર્શને જઇએ છીએ ત્યારે તે ભરવાડ બોલ્યો કે હું કરીઆણ ગામમાં થઇને આવું છું ને તમારા સ્વામીનારાયણ કાઠીને ઘેર બેઠા છે તે મેં દેખ્યા છે પણ આ તમારો મારગ નથી તમે તો ભુલા પડયા છો. ત્યારે મુળજી શેઠે કહ્યું કે અમને મારગ બતાવો ત્યારે ભરવાડે કહ્યું કે આ ડુંગરમાં સારો રસ્તો નથી તે તમને બતાવીસ તો આગળ ભુલા પડશો માટે ચાલો હું તમને માર્ગ બતાવા ભેગો આવું. ગાયુંમાં જાવું છે તે પછી મોડો જઇશ એમ કહીને ભરવાડ તો ભેગો ચાલ્યો તે માર્ગે ચાલ્યો આવે ને મુળજી શેઠને પુછતો આવે કે તમે સ્વામીનારાયણને ભગવાન કહોછો તે કાંઇ પરચો દીઠો છે કે કરામત્ય દીઠી છે તે શા કારણથી ભગવાન કહોછો? ને આ કાઠી લોક તો સર્વે એને વશ થઈ ગયા છે. એવી એ વાતો કરતો આવે ને ભેગો ચાલ્યો આવે ત્યારે મુળજી શેઠે કહ્યું કે મને એક કાંટો વાગ્યો છે. ત્યારે તે ભરવાડ બોલ્યો કે લાવો કાંટો કાઢું. મારી પાસે ચીપીઓ સારો છે પછી તેણે મુળજી શેઠનો કાંટો કાઢયો તે જરાય પગ દુખાયો નહી. ત્યારે મુળજી શેઠ બોલ્યા કે કાંટો તો બહુ આકરો વાગ્યો હતો ને તમે શી રીતે દુખાયા વગર કાંટો કાઢી નાખ્યો? ત્યારે ભરવાડ બોલ્યો કે અમે તો વગડામાં રહીએ તે કાંટો કાઢવામાં કસબી હોઇએ. પછી મુળજી શેઠે કહ્યું કે તરસ લાગી છે તે આટલામાં કાંઇ પાણી હશે? ત્યારે ભરવાડ બોલ્યો કે ધારની ઓથેજ પાણી છે તે તમે આ ઝાડ નીચે બેસો હું તમને પાણી લાવી આપું પછી મુળજી શેઠ ને સગરાંમ ભકત એ ઝાડને છાંયે બેઠા. પછી ભરવાડ પાણી લાવ્યો તે એ બે જણે પીધાં. પછી ચાલ્યા તે કરીઆણાનું પાધર આવ્યું ત્યારે એ ભરવાડે

કહ્યું કે હવે આ ગામમાં જાઓ ને હું હવે પાછો વળીશ. ત્યારે મુળજી શેઠે કહ્યું કે ભાઇ તમે પાંચ ગાઉ અમારા ભેગા આવ્યા તે અમારૂં બહુ કામ કર્યું ત્યારે ભરવાડે કહ્યું કે તમે ભગત છો ને તમારૂં કામ કર્યું અમારે કાંઇ જતું નથી એમ કહી રામ રામ કરીને ભરવાડ પાછો વળ્યો ને મુળજીશેઠ ગામ ઉપર ચાલીને પાછું વાળી જોયું ત્યાં એ ભરવાડને દીઠો નહી, ત્યારે મુળજી શેઠે તથા સગરામે વીચાર્યું કે આ ભરવાડ કયાં ગયો પછી પાછા વળીને એ ભરવાડને શોધવા માંડયો પણ એ તો કયાંઇ હાથ આવ્યો નહી પછી એ બેયજણ ગામમાં જઇને કાઠીની ઓસરીમાં મહારાજ બેઠા હતા, ત્યાં જઇને ડંડવત્ત કરવા માંડ્યા ત્યારે મહારાજ બોલ્યા કે આ મુળજી ને સગરાંમ આવ્યા પછી મહારાજને પગે લાગીને બેઠા ત્યારે મહારાજે ખબર પુછવા માંડી કે તમે કયે રસ્તે થઇને આવ્યા ને એ ડુંગરમાં મારગ તમને કેમ જડયો, ત્યારે મુળજી શેઠે કહ્યું કે એક ભરવાડ મળ્યો તે તેણે માર્ગ દેખાડયો, ત્યારે મહારાજે કહ્યું કે એ ભરવાડ તમારી ભેગો કયાંસુધી આવ્યો, ને પછી કયાં ગયો ત્યારે મુળજી શેઠે કહ્યું કે એ ભરવાડ પાંચ ગાઉ સુધી ભેગો આવ્યો ને પછી પાછો વળ્યો તે પાછળથી અમે દેખ્યો નહી એને શોધ્યો તોપણ જડયો નહી પછી મહારાજ બોલ્યા કે એતો અમે હતા તે તમને એ ડુંગરૂમાં લુટી લેત તે સારૂ આવ્યા હતા. ને તમારો કાંટો કાઢયો ને તમને પાણી પાયું તોપણ કેમ તમે અમને ઓળખ્યા નહી. પાંચ ગાઉ સુધી બીજો ભરવાડ તમારી ભેગા શાસારૂ આવે એમ વાત કરીને મહારાજ હસ્યા. પછી સર્વે સભા રાજી થઇ ને મુળજી શેઠ ને સગરાંમને મહારાજે રસોઇ કરાવીને રોટલા જમાડયા. એ મુળજી શેઠ ને સગરામ ભકતની વાત પુરી થઇ.

---

## વાત ૨૨ મી.

એક દીવસ મુળજી શેઠ શ્રી ગઢડે ગયા હતા. ને મહારાજને કાગળ લખવો હતો તે ચરમાં ચડાવીને કાગળ લખવા બેઠા ત્યારે

મહારાજ બોલ્યા કે મુળજી તું ચશ્માં કેમ નાખસ ત્યારે મુળજી શેઠે કહ્યું કે મારે ચશ્માં આવ્યાં છે તે પહેર્યા સિવાય સારૂં દેખાતું નથી. ત્યારે મહારાજે પોતાને હાથે કરીને ચશ્માં કાઢી લીધાં ને કહ્યું કે હવે કેવું દેખુંછું ત્યારે મુળજી શેઠે કહ્યું કે હવે તો ઝાંખુ દેખુંછું ચશ્માં જેવું નથી દેખતો. પછી વળી પોતાને હાથે ચશ્માં નાખીને પુછ્યું કે હવે કેવું દેખસ ત્યારે મુળજી શેઠે કહ્યું કે હે મહારાજ હવે તો બહુ ઝાંખું દેખસ ત્યારે વળી મહારાજે પોતાને હાથે ચશ્માં તાણી લઇને પુછ્યું કે હવે કેવું દેખુછું ત્યારે મુળજી શેઠે કહ્યું કે હે મહારાજ હવે તો બહુ સારૂં દેખુંછું ત્યારે મહારાજે કહ્યું કે હવે કોઇ દીવસ ચશ્માં પહેરીશ નહી આવું સારૂ ને સારૂ દેખાશે. એમ કહીને ચશ્માં પોતાના ગાડલા હેઠે મુકયાં. તે મુળજી શેઠને નેઉ વર્ષની અવસ્થા થઇ પણ અક્ષર છેટેથી વાંચે એવી ને એવી આંખો તેજાળી રહી. એવી રીતે મહારાજે પ્રતાપ દેખાડયો. એ મુળજી શેઠની વાત પુરી થઇ.

---

## વાત ૨૩ મી.

એક દિવસ મુળજી શેઠ શ્રી ગઢડે મહારાજને દર્શને ગયા હતા. ને તેમને એકજ દીકરો હતો, તે ઘેર માંદો થયો પછી મુળજી શેઠને તેડવા સારૂ લીંબલીએથી ગઢડે માણસ મોકલ્યું પછી મુળજી શેઠ મહારાજ અક્ષર ઓરડીમાં હતા ત્યાં જઇને વાત કરી કે મારો દીકરો ઘેર માંદો થયો છે તે સારૂ મને તેડવા ઘેરથી માણસ આવ્યું છે. તે મારે જાવું પડે છે ત્યારે મહારાજે કહ્યું કે કેવાક મંદવાડ છે ત્યારે મુળજી શેઠે કહ્યું કે મંદવાડ તો બહુ છે ત્યારે મહારાજે કહ્યું કે જાઓ. દીકરાને સુંવાંણુ થાય ત્યારે અમને સંદેશો કહાવજો. પછી મુળજીભાઇ મહારાજને પગે લાગીને ચાલ્યા. તે અક્ષર ઓરડીની બહારની ખડકીએ આવ્યા ત્યારે મહારાજે સાદ કરીને પાછા બોલાવીને કહ્યું કે તારે એકજ દીકરો છે ને તે દેહ મુકે તો તને કેવોક ઉદવેગ થાય ત્યારે મુળજી શેઠે કહ્યું કે મને કાંઇ ઉદવેગ થાય નહીં ત્યારે મહારાજે કહ્યું

કે દીકરા દેહ મુકે ને કેમ ઉદવેગ ન શાય ? ત્યારે મુળજી શેઠે કહ્યું કે દીકરો દેહ મુકીને તમારા ધામમાં જાય માટે ઉદવેગ ન થાય. ત્યારે મહારાજે કહ્યું કે એ તમારા દીકરા તો અમારા સાધુ હતા. તે અમે અમારા ધામમાં મોકલ્યા હવે તમારે ઘેર જાવું હોય તો જાઓ. પછી મુળજી શેઠે કહ્યું કે હવે મારે ઘેર જાવું નથી એમ કહીને ઘેલામાં નાહી આવ્યા ને પછી જે માણસ તેડવા આવ્યું હતું તેને રજા દીધી. એ મુળજી શેઠની વાત પુરી થઇ.

## વાર્તા ૨૪ મી.

એક વાર શ્રીજીમહારાજ શ્રી લીંબલીએ મુળજી શેઠને ઘેર પધાર્યા. ને ભેગા ભગુજી, સુરાખાચર, સોમલાખાચર, વીગેરે પણ હતા. તે મુળજીભાઇના ફળીમાં ઢોલીઆ ઉપર બેસીને મહારાજ દાતણ કરતા હતા ને મુળજીભાઇની દીકરીઓ મહારાજ સારૂ રસોઇ કરતી હતી. ને મુળજીભાઇની વહુ આંખે આંધળાં હતાં ને તે પાણીનો કળશીઓ લેવા ઘરથી બહાર નીકળ્યાં તેને દેખીને મહારાજ બોલ્યા કે મુળજી આ વહુ કેદી આંધળી થઇ છે ત્યારે મુળજી શેઠે કહ્યું કે એતો બે વર્ષ થયાં આંધળી થઈ છે ત્યારે મહારાજ બોલ્યા કે એતો બહુ ખોટું થયું. બાઇ માણસ દેહને પોતાની દેહક્રિયા કરવી તે આંખો વીના બહુ કઠણ પડે ત્યારે મુળજી શેઠ બોલ્યા કે હે મહારાજ એ કાંઇ અમારા હાથમાં છે. જેમ ભગવાનની મરજી હશે તેમ કર્યું હશે ત્યારે મહારાજ બોલ્યા કે કંઇક પગ ઠંડા થાય તો સારા પછી એ વહુ ઘરમાં હતાં તે દેખવા માંડ્યું ત્યારે મુળજી શેઠને બોલાવીને કહ્યું કે હું તો આ સર્વે દેખું છું ત્યારે મુળજી શેઠે આવીને મહારાજને કહ્યું કે આ મારી ઘરવાળી તો સર્વ દેખે છે ત્યારે મહારાજ બોલ્યા કે એ તો જીવે ત્યાંસુધી દેખશે પછે તે બઇને ઘણાં વરસ થયાં ત્યાંસુધી આંખે દીઠું. એ મુલજીશેઠની સ્ત્રીએ આંખે દેખ્યાની વાત પુરી થઇ.

## વાર્તા ૨૫ મી.

એક વાર મુળજી શેઠ શ્રીજીમહારાજને દર્શને જતા હતા. તે પાંચ ગાઉ ગયા ત્યાં પગમાં શુળ વાગી તે ચલાય એવું ન રહ્યું. પછી ત્યાંથી ગાડે બેસીને પાછા ઘેર આવ્યા પછી તે પગ પંદર દીવસે સારો થયો, પછી પાછા મહારાજનાં દર્શન કરવા ગયા. તે મુળજી શેઠને દેખીને મહારાજ બોલ્યા કે મુળજી તને કેવીક શુળ વાગી હતી ત્યારે મુળજી શેઠે કહ્યું કે શુળ તો ઘણી આકરી વાગી હતી ત્યારે મહારાજ બોલ્યા કે તું મારે દર્શને આવતો હતો ને તને સુળ વાગી તેનું કારણ કંઇ સમઝાય છે. ત્યારે મુળજી શેઠ બોલ્યા કે બીજું કારણ તો કંઇ સમજાતું નથી પણ ભગવાન કરતા હશે તે સારૂં કરતા હશે એમ તો જણાય છે પછી મહારાજ બોલ્યા કે તારા કપાળમાં બરસીઓ ખાવી એવું લખેલું હતું તે મટાડીને અમે સુળ વગાડી ને એ વીઘન મટાડયું છે મુળી પરમારના બારવટીઆના સ્વાર આગળ હતા તે તને બરસીઓ મારત તે સારૂં સુળ વગાડી ને પાછો વાળ્યો તો ત્યારે મુળજી શેઠ બોલ્યા કે હે મહારાજ બાળકની રક્ષા જેમ તેની માતા કરે છે તેમ તમે મારી રક્ષા કરી છે. એ મુળજી શેઠની વાત પુરી થઇ.

---

## વાર્તા ૨૬ મી.

એકવાર ઓગણસાઠની સાલમાં શ્રીજીમહારાજ કારીઆણીએ હતા. ત્યાંથી મુળજી શેઠ મેમકે તેડી લાવ્યા ને તે ટાણે મેમકામાં ચાર જણ મહારાજના આશ્રીત સતસંગી હતા તેમાં એક મુળજી શેઠ ને એક ગુજર સુતાર હંસરાજ ને એક કણબી શામો અગોલો ને એક કણબીશામો કણસાગરો એ ચાર જણ સતસંગી હતા ને બીજું સરવે ગામ તો અવીદ્યાવાળું હતું ને તે દીવસ સમાધીનું પ્રકરણ ઘણું હતું. તે જે મહારાજ પાસે આવે તેને સમાધી થઇ જાય તે તેની બીકે કોઇ મહારાજ પાસે આવતું નહી ને જે કોઇ આવી જાય તેને સમાધી થઇ જાય તે દશ વીસ માણસ તો

સમાધી થએલ ખડકી મુકયાં હોય અને તે સમાધીમાંથી જ્યારે જગાડે ત્યારે તો મોટા મોટા ભગવાનના ધામની વાતો કરે ને મહારાજ મીઠીઆવળ જમતા ને રોટલો ને મરચાં જમતા. તે દીવસ મહારાજનું એવું પ્રકરણ હતું. ને મુકતાનંદસ્વામી ને ભોજાભાઇ, માંચા ભકત વીગેરે સાત આઠ માણસ ભેગું હતું. ને પુરણાનંદસ્વામી તથા સરૂપાનંદસ્વામી તથા નરૌનારાયણાનંદ સ્વામી તથા અદભુતાનંદસ્વામી આદીએ મીથાણુ, રાંમગરી વીગેરે ગામોમાં એ તે દીવસ કણબી પટેલીઆ હતા, તેમને પણ એ મેમકામાં આવીને પ્રથમ મહારાજના દર્શન કર્યાં હતાં પછી ત્રણ દીવસ રહીને મહારાજ પધાર્યા ત્યારે એ મેમકાના ચાર જણ ભકત હતા તે મહારાજને વળાવવા સારૂ ગાઉ ૧ ગયા. પછી મહારાજે તેને ઉભા રાખીને કહ્યું કે અમારૂં એક વચન માનશો ત્યારે તે ચાર જણે કહ્યું કે હા મહારાજ જેમ તમે કહેશો તેમ કરીશું. ત્યારે મહારાજ બોલ્યા કે તમે ચાર જણ આ ગામમાં રહેશો નહીં વીસ દીવસની અંદર તમારો સર્વે માલ લઇ ઉચાળા ભરીને જાજો. ત્યારે એ ચાર ભકતે કહ્યું કે હે મહારાજ અમે કયાં જઇએ ત્યારે મહારાજે કહ્યું કે જ્યાં તમારે શાંનુકુળ પડે ત્યાં જજો પણ આ ગામમાં રહેશો નહી તેના અમારા પગ ઝાલીને સમ ખાઓ ત્યારે પછી એ ચાર જણે મહારાજના ચરણારવીંદ ઝાલીને સમ ખાધા. પછી મહારાજ તો પધાર્યા ને એ ચાર જણે વીચાર કર્યો કે મહારાજે આપણને સમ ખવરાવ્યા છે તે આપણે વીસ દીવસની અંદર જવું, એકવીસમો દીવસ રહેવાની મહારાજે ના પાડી છે ને તેમજ કરવું પછી એ ચાર જણે ઉચાળા ભર્યા તે મુળજીશેઠ લીંબડીએ ગયા ને હંશરાજ સુતાર ખોલવીઆદ ગયા ને બે સામો પરેલ ચાંણુપર ગયા તે પંદર દિવસમાં સર્વે પોતાનો માલ લઇને જતા રહ્યા. પછી એકવીસમો દીવસ આવ્યો ત્યારે ગાયકવાડ સરકારની ફોજ લઇને બાબાજી આવ્યો તે વઢવાણ દરબાર સાથે લડાઇ કરવા સારૂ આવેલ તે તેણે મેમકે પડાવ કર્યો ને પછી પુછયું કે આ ગામ કોનું છે? ત્યારે વઢવાણનું છે એવું

સાંભળીને ગામને લુટી લીધું ને પછી બાળી દીધું તે સર્વે ગામનાં માણુસોને મોટું નુકશાન થયું ને પ્રથમ એ જે ચાર જણુ ગામમાંથી ગયા હતા તેનું સર્વે આબાદ રહ્યું એવી રીતે એ મુળજીશેઠ વીગેરેની રક્ષા કરી. એ મુળજીશેઠની વાત પુરી થઇ.

---

## વાત ૨૭ મી.

એક દીવસ મુળજીશેઠ શ્રી કરીઆંણે મહારાજનાં દર્શન કરવા ગયા હતા, ને મહારાજે કાળુભાર નદીને કાંઠે સભા કરી હતી ને તે સભામાં મોટા મોટા સંત તથા હરીજન બેઠા હતા, ને એક તરફ સાંખ્યજોગી ને કરમજોગી બાઇઓ બેઠી હતી. ને મહારાજ વાતો કરતા હતા ને સર્વ સભા એકાગ્રહ ચિત્તે કરીને સાંભળતા હતા. તે વાતો કરતાં કરતાં મહારાજ ઉંચી દ્રષ્ટી કરીને એક નજરે ઘણી વાર સુધી જોઇ રહ્યા ને પછી નેત્ર ફેરવી માથું ડોલાવીને વળી વાતો કરવા માંડી તે મહારાજે ચીન્હ કર્યું તેને સરવે સભાએ દેખ્યું પણ કોઇથી પુછાયું નહીં પછી ઘણીવાર સુધી સભા રહી ત્યારે મહારાજે સહુને ઉઠવાની આજ્ઞા કરી તે સર્વે ઉઠીને પોતપોતાને આસને ગયા ને મહારાજ પણ પોતાને પોઢીરહેવાને ઓરડે ગયા ને તે ટાણે રાત્રીના દશ વાગવાનો વખત હતો ને મુકતાનંદસ્વામી તથા બ્રહ્માનંદ સ્વામી તથા મુળજીશેઠ આદી થોડાક ભકતજન મહારાજ પાસે બેઠા હતા, ત્યારે તે ટાણે રાજબાઇ તથા જીવુબાઇ તથા લાડુબાઇ આદી થોડીક બાઇઓ મહારાજને દર્શને આવતાં હતાં પણ સંતને બેઠેલા જાણીને સહુ ઉભાં રહ્યાં ને એક બાઇ પાસે મહારાજને કહેવડાવ્યું કે ડોસીઓને દર્શન કરવા આવવું છે ત્યારે મહારાજે મુક્તાનંદસ્વામી આદી સહુને કહ્યું કે તમે ઉઠો. ડોસીઓને આવવું છે ત્યારે એ સર્વે ઉઠી ગયા ને મુળજીશેઠ તો મહારાજના ઢોલીઆના થડમાં આડે પડખે થયા હતા તે બેસી રહ્યા પછી એ સર્વે ડોસીઓ આવી મહારાજને પગે લાગી લાગીને

સહુ બેઠાં. ત્યારે રાજબાઇએ હાથ જોડીને મહારાજને કહ્યું કે તમારી મરજી હોય તો એક વાત પુછવી છે તે પુછીએ ત્યારે મહારાજ કે પુછો ત્યારે રાજબાઇ બોલ્યાં કે હે મહારાજ એ સભામાં તમે બેઠા હતા તે ઉંચી દ્રષ્ટી કરીને ઘણીવાર સુધી જોઇ રહ્યા ને નેત્ર ફેરવીને માથું ડોલાવ્યું તે એ ચીન તમે શું કર્યું ત્યારે મહારાજ બોલ્યા કે અમારે દરશને નરનારાયણ આવ્યા હતા. ને બ્રહ્મા, શિવ ને વિષ્નુ પણ આવ્યા હતા ને નારદ સુનકા દીક આદી મોટા મોટા ઘણાક ઋષી પણ હતા તે તમને તો થોડાક વખત રહ્યા એમ જણાયું પણ એતો ઘણાકાળ રહ્યા ને અમે નેત્ર ફેરવ્યાં તે ઘણાં બ્રહ્માંડ ના ઇશ્વરને ફેરવી નાખ્યા પછી અમારી આજ્ઞા લઇને એ સહુ પોતપોતાને સ્થાનકે ગયા. એમ મહારાજે એ ડોસીઓ પાસે વાત કરી પછી સર્વે ડોસીઓ મહારાજની આજ્ઞા લઇને ઉઠી નીકળ્યાં ને મુળજીશેઠે એ સર્વે વાત સાંભળીને એને એ ઠેકાણે રાત્રીએ સુઇ રહ્યા પછી સવારમાં ઉઠીને નાવા ગયા તે દાડી તો બીજે આરે નાવા જતા ને તે દીવસ તો જે આરે વ્યાપકાનંદ સ્વામી તથા સ્વરૂપાનંદસ્વામી આદી મોટા સમાધીનીષ્ટ સંત નાતા. તે આરે રાત્રીએ થએલી વાત તેને પુછવાનો મનસુબો ધારીને ગયા પછી મુલજીશેઠને દેખીને વ્યાપકાનંદસ્વામી બોલ્યા કે મુળજીભાઇ તમે તો દાડી બીજે આરે નાવા જાવછો ને આજ અહીં કેમ આવ્યા? ત્યારે મુલજીશેઠે કહ્યું કે આજ તો તમારાં દર્શન કરવા આ બાજુએ આવ્યો ત્યારે વ્યાપકાનંદસ્વામી બોલ્યા કે દરશન કરવા ને પ્રશ્ન પુછવા એ બેય કામે આવ્યા છો તે તમે તો મહારાજના ઢોલીઆના થડમાં સુતા સુતા એ સર્વે વાત સાંભળતા હતા ને વળી અમને પુછવા આવ્યા છો તે વાણીઆતો બહુ ડાહ્યા હોય તે સર્વે વાતની ચોકસી કરે માટે અમને પણ પુછવા આવ્યાછો ત્યારે મુળજીશેઠે કહ્યું કે હા મહારાજ તમને પુછવા આવ્યોછું. તે મહારાજે એ સભામાં શું ચીન્હ કર્યું તેની કૃપા કરીને વાત કહો ત્યારે વ્યાપાકાનંદ સ્વામી બોલ્યા કે નરનારાયણ આવ્યા હતા બ્રહ્મા, શીવ ને વિષ્નું

પણ આવ્યા હતા, તે નારદ સનકાદીક આદી ઘણા ઘણા મુક્ત આવ્યા હતા, તે અહીં તો થોડી વખત રહ્યા એમ જણાયું પણ એ સરવે તો ઘણા કાળ સુધી રહ્યા ને મહારાજે ઘણા બ્રહ્માંડોના અધીષ્ટાતાને ફેરવી નાખ્યા એ આદી જે જે વાત મહારાજે રાત્રીએ કહી હતી તેજ પ્રમાણે વ્યાપકાનંદસ્વામીએ મુળજીભાઇને કરી. તે સાંભળીને મહારાજને સર્વોપરી જાણ્યા. એ વાત પુરી થઇ.

---

## વાર્તા ૨૮ મી.

એક વાર ઓગણતેરાની સાલમાં મહારાજશ્રી ગઢડે રીસાઇને એમ બોલ્યા કે હવે અમે આંહી નહી રહીએ અમે અમારા હિંદુસ્તાનમાં જાસું એમ કહીને ચાલી નીકળ્યા ને તેની ખબર શ્રી લીબંલીયે મુળજીશેઠને આવી ત ઘણા ઉદાસ થઇ ગયા ને વળી એમ સાંભળ્યું કે આજ મેથાણ રહેશે ને કાલ ત્યાંથી ચાલી નીસરશે ને વળી કાળ વરસ તે માણસને મારી નાંખે એવો દેશકાળ તે એકલા જવાય તેવું પણ નહી પછી એક જણને વોળાવો લીધો ને એક સગરામો ને એક પોતે એ ત્રણે જણ સવારમાં ચાલ્યા ને તેદીને તેદી મેથાણ પહોંચવું એવો વીચાર કરીને ચાલ્યા ને ગઢડેથી જે દીવસે મહારાજ નીકળેલા તેનેજ દીવસેથી ડોસીએ એમ નીમ લીધેલાં કે મહારાજનાં દર્શન થાય ત્યારે અન્ન પાણી લેવું. પછી એ ખબર લઇને નાથાજોગીઆ મેથાણ જઇને મહારાજ પાસે વાત કરી કે હે મહારાજ તમે ગઢડે નહી પધારો તો ડોસીઓ દેહ મુકીદેશે એવું સાંભળીને મહારાજ મેથાણથી ગઢડે જાવા સારૂ ચાલ્યા તે એમ કહેતા ગયા કે આજ મુળજીને ઘેર લીંબલીમાં રોટલા જમીશું. પછી તો મુળજીશેઠ મેથાણ ગયા ત્યારે સાંભળ્યું કે મહારાજ તો ગયા તે ચાર ગાઉ પહોંચ્યા હશે ને વળી એમ કહેતા હતા કે આજ મુળજીને ઘેર જાસું એવી વાત સાંભળીને મુળજીશેઠ ઘણા ઉદાસ થઇ ગયા કે મારે ને મહારાજને ચાર ગાઉનું છેટું થયું ને હું

પણ થાકી રહ્યો છું ને મહારાજ મારે ઘેર જાશે તે કોઇ મહારાજની સરભરા કરે તેવું માણસ પણ મારા ઘરમાં નથી એવું ધારીને પાછા વળીને ઘર તરફ ચાલ્યા તે આગળ મહારાજ ચાલ્યા જાય ને પાછળ ચાર ગાઉને છેટે મુળજીશેઠ ચાલ્યા આવે ને ચાલતે ચાલતે મહારાજ શીંબલીથી અડધે ગાઉ છેટે રહ્યા ત્યારે મહારાજ બોલ્યા કે અમને તો નીંદ્રા બહુ આવે છે ત્યારે નાજેજોગીએ કહ્યુ કે હવે મુળજીભાઇનું ઘર નજીક છે તે ત્યાં જઇ પોઢી જાજો ત્યારે મહારાજે કહ્યું કે અમને તો ડોલાં આવે છે તે ઘોડેથી પડી જવાય તેમ થાય છે માટે અમે તો અહીં સુઇ જઈસું એમ કહીને ઘોડેથી હેઠા ઉતર્યા ને નાજે જોગીએ આસન કરી દીધું તે પોઢી ગયા પછી મુળજીશેઠ વાંસે ચાર ગાઉને છેટે આવતા હતા તેમણે એમ વીચાર્યું કે મહારાજ શીંબલીમાં જઇને પુછશે ત્યારે મુળજી ઘેર નથી એવું સાંભળીને ચાલી નાકળશે એવો વીચાર કરતા આવે ને ઉદાસ થઇને ચાલતા આવે એમ કરતાં કરતાં મહારાજથી થોડે છેટે રહ્યા તે એમનો બોલ સાંભળીને મહારાજના પાળા બોલ્યા કે કોણ આવે છે ? છેટે નીકળજો નહીતો ગોળીએ મારીશું. એવું સાંભળીને મહારાજ ઘણા ઉતાવળા બોલ્યા કે જો જો ઘા કરતા નહી એતો મુળજી તમારી પાછળ દોડયા આવે છે. તે મહારાજ ઉતાવળું બોલ્યા તે સાદ મુળજીશેઠે સાંભળીને કહ્યું કે એ મહારાજનો સાદ છે પછી મુળજીશેઠ આવીને મહારાજને પગે લાગ્યા પછી મહારાજે કહ્યું કે હવે ચાલો ત્યારે નાજેજોગીએ કહ્યું કે આટલા સારૂ જ નિંદ્રા આવી હતી કે ? પછી મહારાજ મુળજીભાઇને ઘેર પધાર્યાં. એ વાત પુરી થઇ.

---

## વાત ૨૯ મી.

શ્રીજીમહારાજે જે દીવસે ગામ ડભાણમાં જગન કર્યો ત્યારે મહારાજ પાસે ભેટના રૂપીઆ આવ્યા હતા. તેમાંથી સોળ હજાર રૂપીઆ ગણીને મુલજીશેઠે પટારામાં મુંકયા હતા, પછી જ્યારે

એ જગન પુરૂં થયો ને બ્રાહ્મણ ચાલ્યા ત્યારે મહારાજે મુળજી શેઠને કીધું જે એ રૂપીઆ લાવો બ્રાહ્મણોને દક્ષણા દેવી છે. ત્યારે મુલજીશેઠે કીધું જે એ રૂપીઆ તો જગન કરતાં જે જણસો લીધી છે તેના નામામાં દેવા છે ત્યારે મહારાજ કે નામામાં તો પછી રૂપીઆ અપાશે પણ આ બ્રાહ્મણ તો અતારે ચાલવા તયાર થયા છે માટે આ ચાલે નહી. પછી મુળજીશેઠે રૂપીઆ લાવી લાવીને મહારાજને આપવા માંડ્યા તે દેતાંદેતાં રૂપીઆ બસેંને આશરે પટારામાં રહ્યા. પછી બ્રાહ્મણ ચાલ્યા પછી મુળજીશેઠે મહારાજને કહ્યું કે તમેતો સર્વે રૂપીઆ આપી દીધા હવે નામામાં શું આપીશું ત્યારે મહારાજે કહ્યું કે હવે કેટલા રૂપીઆ રહ્યા છે ત્યારે મુળજીશેઠે કહ્યું કે બસેંને આશરે હશે ત્યારે મહારાજે કહ્યું કે તેં રૂપીઆ ગણ્યા છે ? ત્યારે મુળજીભાઈએ કહ્યું કે ગણ્યા તો નથી ત્યારે મહારાજે કહ્યું કે ગણતોખરો પછી પટારાનાં તાળાં ઉઘાડીને મુળજીભાઈએ જોયું ત્યારે રૂપીઆ તો ઘણા દેખ્યા પછી ગણવા માંડ્યા ત્યારે સોળ હજાર રૂપીઆ થયા ત્યારે મુળજીભાઈએ મહારાજને કહ્યું કે રૂપીઆ તો જેટલા મેં પ્રથમ ગણીને ભર્યા હતા તેટલાને તેટલા છે. પછી મહારાજ હસીને બોલ્યા કે આપણે આ જગન કર્યો તેનું પૂણ્ય થયું તે આપણા રૂપીઆ ખુટે નહી એવી રીતે મહારાજે મુળજીશેઠને પ્રતાપ દેખાડ્યો એ જગનની વાત પુરી થઈ.

---

## વાત ૩૦ મી.

અને વળી એજ ડભાણના મહારૂદ્રમાં એક વાર ઘી ખુટ્યું અને મંગાવ્યું હતું તે આવી પહોંચ્યું નહી ને બ્રાહ્મણના સાંભળવામાં આવ્યું કે ઘી નથી માટે આ જગન બગાડવો ને મહારાજની લાજ લેવી એવું સર્વે દુષ્ટ બ્રાહ્મણોએ વીચારીને સવારમાંથી સીધાની તાકીદ કરીને ઓહમ, એ સર્વે બ્રાહ્મણ આવ્યા. ને સીધુ લાવો સીધુ લાવો એમ તાકીદ કરવા માંડી ને તેડવું

તોછડું બોલવા માંડ્યું કે ત્રેવડ ન હતી ત્યારે આવડું મોટું કામ શા સારૂ કર્યું હતું એમ આંખ ફેરવી ફેરવીને તાણી તાણીને બોલવા માંડ્યું ત્યારે એ જગનનાં સીધાં આપવામાં મુળજીશેઠ ઉપરી હતા તેમણે જાણ્યું કે ઘી નથી ને લેવા ગયા છે તે પણ આવ્યું નહી ને આજ બ્રાહ્મણ અવળીએ આવ્યા છે તે બે ઘડીમાં લાજ લેશે એવું ધારીને ઉતાવળા મહારાજ જ્યાં સભામાં મંચ ઉપર બીરાજતા હતા ત્યાં ગયા ને મહારાજને કહ્યું કે એક વાત કરવી છે ત્યારે મહારાજે કહ્યું કે કહો ત્યારે મુળજીશેઠે કહ્યું કે સભામાં કહેવાય તેવી નથી તેથી તમે એક કોર પધારો. પછી મહારાજ સભામાંથી ઊઠીને એક કોર પધાર્યા ત્યારે મુળજીશેઠે એ સર્વે વાત કરીને કહ્યું કે બ્રાહ્મણ બે ઘડીમાં હુરે હુરે કરશે ને લાજ લેશે એવું સાંભળીને મહારાજ એ જગનશાળામાં જ્યાં ઘી રહેતું હતું ત્યાં આવ્યા ને પુછ્યું કે થોડું ઘણું કાંઇ ઘી છે ત્યારે મુળજીશેઠે કહ્યું કે આ બે કુડલાં ઘી માંચી ઉપર રહ્યા તેમાં એક કુડલામાં સવામણને આશરે ઘી છે ને એક કુડલામાં અર્ધા મણને આશરે ઘી છે બીજું ઘી નથી ત્યારે મહારાજે કહ્યું કે એ બે કુડલામાંથી દેવા માંડો ને કોઇ બ્રાહ્મણ કે કોઇ બીજા માણ-સને અહીં આવવા દેશો નહી. તમે જેટલા ઘીના કામમાં છો તેટલા આદમી અહીં રહેજો. એમ કહીને મહારાજ તો પાછા સભામાં જઇને બેઠા. પછી બબ્બે કુડલાં મોટા મોટા પાંચ પાંચ મણીઆ લાવીને તે ઘડમાંચી હેઠ રાખીને એ બે ઘીના કુડલાં હતા તેને વાંકાવાળીને એ બબ્બે કુડલામાં ઘી રેડવા માંડ્યું તે શેર શેર બબ્બે શેર ઘીને આશરે એ ઘીના કુડલામાંથી નીકળે ત્યાંતો એ બબ્બે ઠાલા કુડલાં તેના મોઢા સુધી ભરાઈ જાય તે કુડલાંને બોહળીક દઇ દેડવી દેડવીને એ બ્રાહ્મણોને દેવા માંડ્યું ત્યારે એ બ્રાહ્મણોએ માંહોમાંહે વાતો કરવા માંડી કે ઘી ન હતું ને આ ઘી ક્યાંથી કાઢ્યું ત્યારે કેટલાક બ્રાહ્મણ તો એમ બોલ્યા કે સ્વામીનારાયણનું તો બેવડે દોરે કામ છે તે ઘી સંતાડી રાખ્યું હશે ને કેટલાક બ્રાહ્મણ તો એમ બોલ્યા કે તળાવમાંથી પાણી

લાવીને તેનું ઘી કરે છે એમ પરસ્પર વાતો કરવા માંડી ને એમની ઇર્ષ્યા ને અવીદ્યા તે કાંઇ કામ આવી નહી ને જગન નીર્વિઘ્ને મહારાજે પુરો કર્યો. એ વાત પુરી થઈ.

## વાત ૩૧ મી.

એક વાર શ્રીજીમહારાજ શ્રી લીંબડીના થડમાં થઇને નીકળ્યા ત્યારે લીંબડીમાં ઢુંઢીયા શેઠવાળા હતા. તેણે એમ વીચાર કર્યો કે સ્વામીનારાયણ જો આ ગામમાં આવે તો તેમની ઉપર ધુળની ફાંટું નખાવવી પછી છોકરા ચાલીસ પચાસ ભેગા કરી તેમને ધુળની ફાંટું ભરાવીને દરવાજા બહાર તૈયાર કરી રાખ્યા પછી તેની મહારાજને ખબર પડી ત્યારે મહારાજે કહ્યું કે આપણે લીંબડીમાં ગરશું નહી તો આપણા ઉપર શાસારૂ ધુળ નાખશે એમ કહીને મહારાજ દરવાજાના થડમાં થઇને નીકળ્યા ત્યારે છોકરે મહારાજ ઉપર ધુળ નાખી નહી પણ ફાંટુ ભરીને લીધી હતી તે ઉડાડી પછી તે ધુળ ઉડી તેને મહારાજે દેખી ને એમ બોલ્યા કે બીજે તો દીવાળીનાં ટાણાં છે ને અહીં તો હોળી જણાય છે એમ કહીને મહારાજ ચાલી નીકળ્યા ને પછી થોડે દીવસે એ શેઠવાળાને દરબારે બેસાડી દીધા ને દંડ કર્યા ને તેને કરીને એ સર્વે ભાંગી ગયા. એવા દુખીઆ થયા એવો શ્રીજીમહારાજનો શ્રાપ લાગી ગયો એ વાત પુરી થઇ.

## વાત ૩૨ મી.

એક વાર શ્રીજીમહારાજ ગુજરાતમાં જતા હતા ને ભેળા કાઠીના સ્વાર પણ હતા ત્યારે સાંજ પડી ને આગળ ગામ આવ્યું તેમાં કોઇ સતસંગી નહી પછી તે ગામને પાદર જઇને મહારાજે પુછ્યું કે આ ગામમાં ઉતારો કરીએ એવું કોઇ સારૂં માણસ છે ? ત્યારે ગામના માણસે કહ્યું કે હા મહારાજ. એક પટેલ સારા છે તે તેમની પટેલાઇ તો ઉતરી ગઇ છે પણ માણસ તમારી ચાકરી કરે એવું છે તે ત્યાં ઉતરો. પછી મહારાજ એ પટેલનું

ઘર પુછીને ગયા ત્યારે એ પટેલે સનમાન કરીને ઉતારો કરાવ્યો ને કંસાર કરીને મહારાજને જમાડયા. પછી એ ગામનો એક મોટો પટેલ હતો ને તેને ઘેર એક બાવો રાખ્યો હતો તે બાવાને ભેગો લઇને એ પટેલ જેને ઘેર મહારાજ ઉતરા હતા તે પટેલને ઘેર આવીને બેઠા. પછી એમ બોલ્યો જે આ સ્વામીનારાયણ તો ભગવાન કહેવાય છે તે કાંઇક પરચો દેતા હશે ખરા. ત્યારે મહારાજ બોલ્યા જે અમેતો કાંઈ પરચો દેતા નથી ને તમારે પરચો જોઇતો હશે તો આ બાવોજી તમને પરચો દેશે ત્યારે એ પટેલ બોલ્યા જે એતો રૂગનાથજી જાણે ત્યારે મહારાજ બોલ્યા જે એતો રૂગનાથજી કેછે પછી પટેલ તો ઉઠી ગયા ને મહારાજ.તો રાત્રી રહી સવારમાં તૈયાર થઇ ઘોડેસ્વાર થઇને બારલી કોર ઉભા રહીને એ ગાંમના માંણુસ ઉભાતા તે પાસે એમ બોલ્યા જે આ પટેલે અમારી બહુ ચાકરી કરી ત્યારે ગામનું લોક બોલ્યું જે એ પટેલ તો બહુ સારા છે. પણ પટેલને એક ખોટકો છે ત્યારે મહારા કે શા ખોટકા છે ત્યારે એ માણુસે કીધું જે એમને દીકરો નથી ત્યારે મહારાજ કે દીકરો થશે એમ કહીને મહારાજ પધાર્યા. પછી થોડેક દહાડે જે પટેલે પરચો માગ્યો હતો તે પટેલની દીકરીને પોતાને ઘેર જે બાવાને રાખ્યો હતો તે લઇને ભાગી ગયો એ એને પરચો મળ્યો ને જે પટેલને ઘેર ઉતર્યા હતા તે પટેલ ને તેમની સ્રીને અવસ્થા તો વધુ થઇ હતી ને દીકરો થાય તેમ નહતું પણ મહારાજને વચને કરીને તેમને દીકરો થયો. એ વાત પુરી થઇ.

## વાત ૩૩ મી.

એક વાર શ્રીજીમહારાજ વડતાલ જતા હતા, ને ભેગા કાઠીઓના સ્વાર પણ ઝાઝા હતા. ને વગડામાં ગાયોનાં ટોળાં પંદર વીસ ચરતા હતાં ને તે ગાયોના ગોવાળ સર્વે ભેગા થઇને તળાવની પાળઉપર ઝાડ હેઠે બેઠા હતા. ને ગાયો મોકળી મેકળી ચરતી હતી તે ગાયોને દેખીને સુરેખાચરે મહારાજને પુછ્યું કે નંદજીને નવ લાખ ગાયો હતી એમ કહેવાય છે ને તે ગાયોના

ચારનાર તો શ્રી કૃષ્ણ એકજ હતા. તે એકલાથી એ ગાયો કેમ ચરાય, કેમ વળાય એ શી રીતે થાતું હશે ત્યારે મહારાજ બોલ્યા કે ભગવાનને એ કરવું કાંઇ કઠણ નથી ત્યારે સુરેખાચરે કહ્યું કે કઠણ તો કેમ નહી એકલાથી એ કામ ઘણી ગાયોનું કેમ બને જુવોને આ ટોળા ચરે છે પણ ગોવાંતી ઘણાં છે ત્યારે ચરે છે. માટે એ વાત તો કાંઇ સમજાતી નથી ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા કે લ્યો હું તમને એનું પારખું દેખાડું. તમે સહુ અહીં ઉભા રહો એમ કહીને પોતે જ્યાં એ ગોવાંતી સર્વે બેઠા હતા ત્યાં જઇને એમને પુછયું કે ગાયો તમારી ચરે છે ત્યારે એ ગોવાંતીએ કહ્યું કે હા અમારી છે ત્યારે મહારાજે કહ્યું કે આ ગાયોને કોઇક વાંભ કરીને લઇ જાય તો જાય કે ન જાય ત્યારે તે ગોવાંતીએ કહ્યું કે એ ગાયો તો અમને હળેલીને અમારા વીના કોઇ ભેગી જાય નહી ત્યારે મહારાજે કહ્યું કે આ તમારી ગાયોને હું વાંભ કરીને લઉછું તમારે આડું આવવું હોય તો આવો પછી કહેશો કે અમને ચેતાવ્યા નહી. એમ કહીને ગાયોને વાંભ કરીને ઘોડી દોડાવી ને એ સર્વે ગાયો ઉંચાં પુછ કરીને કાન ચડાવીને મહારાજ વાંસે દોડીઓ તે તેને સર્વે ગોવાંતી આડા આવી લાકડીઓના ઘા કરે પણ કોઇ ગાયું ઉભી રહે નહી અતી ભડકીને જેમ ત્રાઠીયું હોય તેમ ઘોડીની વાંસે દોડી જાય ને મહારાજ આઘેરેક જઇને ઉભા રહ્યા ત્યારે એ સર્વે ગાયો મહારાજ ફરતી ઉભી રહી ને એક નજરે મહારાજ સામું જોઇ રહી ત્યારે એ ગોવાંતીએ કહ્યું કે આ તો કનૈયોલાલ છે નહીકે અમારી ગાયું કોઇથી જાય નહી પછી મહારાજે સાન કરી તે સર્વે ગાયો પાછી વળી નીકળી. પછી મહારાજ એ કાઠીઓ ભેગા થઇને બોલ્યા કે જુવો આ અમારી લીધી ગાયો સર્વે આવી તો શ્રી કૃષ્ણ ભગવાનને શું કઠણ પડે એમ વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૩૪ મી.

એક વાર શ્રીજીમહારાજ શ્રી ખોલડીયાદ રૂડાસીંઘવને ઘેર

પધાર્યા ત્યારે રૂડાભક્તના ઘરમાં દાણા નહી ને કાળ વરસ હતું ત્યારે મહારાજે પુછ્યું કે તું દાણાલે ત્યારે રૂડાભકતે કહ્યું કે હું શેના દાણા લઉં મારા ઘરમાં નાણું નથી ત્યારે મહારાજે કહ્યું કે ઘરાણું ગાંઠુ હોય તે વેચીને દાણાલે ત્યારે રૂડે કહ્યું કે ઘરાણું પણ નથી ત્યારે મહારાજે કહ્યું કે કોઇનો કાઢોવ્યાર કાઢીને દાણાલે ત્યારે રૂડે કહ્યું કે મને કોઇ ધીરતું નથી ત્યારે મહારાજે કહ્યું કે તારે કેટલા દાણાનો વરો છે ત્યારે રૂડે કહ્યુ કે પાંચ કળશીનો વરો છે ત્યારે મહારાજે કહ્યું કે દાણા વગર કેમ કરશો ત્યારે રૂડે કહ્યું કે વહેલા તેડવા આવજો ત્યારે મહારાજે કહ્યું કે તું નાગડકે આત્ર સુરાખાચર પાસેથી વાડી અપાવું તે લઉં, જવ થાશે ત્યારે રૂડાભકતે કહ્યું કે અમને નાડોદાને વાડી કરતાં આવડે નહી. ત્યારે મહારાજે કહ્યું કે તમે કેમ નભશો ત્યારે રૂડે કહ્યું કે તમને કહી મેલીએ છીએ કે વહેલા તેડવા આવજો ત્યારે મહારાજે કહ્યું કે તેં કાંઇ મોલ વાવ્યા છે ત્યારે રૂડે કહ્યું કે હા મહારાજ પચાસ વીઘામાં બાજરો વાવ્યો છે તે સુકાઇને બાંટું થઇ ગયું છે તે અમારી સીમમાં સહુ બાંટાં ઉપાડીલે છે ને મારે પણ આજ બાંટુ ઉપાડવા જાવું હતું પણ તમે પધાર્યા તે આજ ગયો નહી ત્યારે મહારાજે કહ્યું કે એ ખેતર કયાં છે ? ત્યારે રૂડે કહ્યું કે લીંબલીના ગરાસીયાનું છે ને તેની સીમમાં છે પછી સવારમાં મહારાજ ચાલ્યા ને ગામનું માણુસ વળાવા સારૂ નીગળ્યું ને રૂડો પણ ભેગો ચાલ્યો તે મારગમાં એક બાંટાનું ખેતર આવ્યું તેને જોઇને માહરાજ બોલ્યા જે આવડો તારો બાજરો છે તારે રૂડો કે હા મહારાજ એવોને એવડો છે તારે મહારાજ કે અમે તારાં ખેતર દેખ્યાં તે એમાં મે થાયતો બાજરો થાય ત્યારે રૂડોકે મે થાય ને ભગવાનને દેવો હોય તો થાય એટલી વાત કરી તે ગામને સરવે માણુસે સાંભલી પછે એ સરવે માણુસને મારાજે પાછાં વાળ્યાં ને રૂડાને તો ભેગો લીધો તે મારગે વાતો રૂડાને પુછતા જાય ને રૂડો જવાબ દેતો જાય તે પાંચ સાત ગઉ જઇને રૂડાને પાછો વાળ્યો ને મહારાજ

પધાર્યા તે રૂડો ઘરે આવીને રાત્રીયે સુઇ રહ્યો ને સવારમાં ઉઠયો ત્યારે એ બાજરાવાળા ખેતરની ખબર આવી જે એખેતરમાં પાણી ભરયું છે તારે રૂડોકે કાંઇ વરસાદ થયો નથી ને મારા ખેતરમાં પાણી કયાંથી હોય તારે એ જોનારો કે મે મારી નજરે ભાળ્યુ છે તમે જોઇ આવો તારે રૂડો ભક્ત એ ખેતર જોવા સારૂ ગયા તારે એખેતર ગઉમુખીના આકારે હતું તે પાણી પણ એ ખેતર પ્રમાણે દેખ્યું ને તે ખેતરનાં ચારે તરફનાં જે સેઢા તે કોરા ને એક ખેતરમાંજ પાણી એવું દેખીને રૂડે ગામમાં આવીને વાત કરી તારે ગાંમનું માણસ સરવે જોવા હલકયું તે જોઇને એમ કહેજે કાલ દને માહરાજ ખેતરનું પુછતા હતા તે આ વરસાદ તો માહારાજે કરીને ખેતર ભરયું છે પછે બીજે દીવસ શયો ત્યાંતો એ બાજરાનાં પાંદડાં લીલાં છમ જેવાં થઇ ગયાં તારે રૂડે ભકતે જાણું જે આ ખેતરમાંથી મહારાજને મને બાજરો દેવો છે પછે એ ખેતર ઝુંપડી ઘાલીને રાત દીવસ રૂડે ભકતે રહેવા માંડયું ને બાજરોતો રોજ રોજ વધતો જાય તે એમ કરતાં એ બાજરાને હાથનાં કાંઠા જેવા બાજરીયાં થયાં પછે બાજરો વાઢી ખલામાં નાખીને બાજરો કાઢયો તારે એખેતરનો ધણી ગરાસીયો વજે લેવા આવ્યો ત્યારે ગાંમને માણસે એગરાસીયાને કીધું જે આ બાજરોતો એના સ્વામી-નારાયણે આપ્યોછે માટે તમારે વજે લેવો ઘટતો નથી તારે દર-બારે કીધું જે આ કાળ વરસનો આવો બાજરો મને ખાવા કયાંથી મળે માટે થોડોક તો લઇશ એમ કહીને દરબારે થોડો લીધો ને રૂડાને પાંચ કળશી ઘરમાં પુરો થયો પછી એ બાજરો ઘરમાં કોઠીઓ ભરીને એક માણું બાજરો સારૂં દરણું કરાવી ગાંઠે બાંધીને ગઢડે ગયો ત્યારે મહારાજ લીમડા હેઠે સભા કરીને બીરાજતા હતા અને સભા પણ બેઠી હતી પછી રૂડે ભક્તે એ બાજરાની પોટલી લીમડા હેઠે ઓટા ઉપર મુકીને મહારાજને દંડવત કરીને પગે લાગ્યા ને સભાને પણ પગે લાગ્યા ત્યારે મહારાજે પુછયું જે એ પોટલી સીની છે ત્યારે રૂડે ભકતે છોડીને મહારાજ પાસે મુંકી ત્યારે મહારાજે કહ્યું કે આ બાજરા સીનાં ત્યારે રૂડે

કહ્યું કે આ બાજરો મારા ખેતરનો ત્યારે મહારાજે કહ્યું કે તારે કેટલો બાજરો આવ્યો ત્યારે ફુડો કહે પાંચ કળશી આવ્યો ત્યારે મહારાજે મુકતાનંદ સ્વામીને કહ્યું કે અમે ફુડાને ઘેર ગયા હતા ને એને ખાવા દાણા નહતા તે ભગવાને એને દાણા આપ્યા ત્યારે સ્વામીએ કહ્યું કે હે મહારાજ ભકતની તો ભગવાનજ ખબર રાખે છે. પછી એ બાજરામાંથી એક મુઠી મહારાજે ભરી લીધી ને બે બુકડા ભરાને પાછી બાજરામાં નાખીને પછી કહ્યું કે આ પ્રસાદી સભાને વહેંચી આપો. પછી સર્વે સભામાં એ પ્રસાદી વહેંચી આપી. એ વાત પુરી થઇ.

## વાત ૩૫ મી.

ખોલડીયાદમાં એક ગરાસીયો રજપુત હતો તે છરી હાથમાં લઇ ઘસતો ઘસતો બજારમાં નીકળે ત્યારે ગામના માણસ પુછે કે આ છરી શું કરશો ત્યારે એ ગરાસીયો એમ કહે કે જ્યારે સ્વામીનારાયણ અહીં આવે ત્યારે મારે એમનાં નાક કાન કાપવા છે એમ કહેતો. પછી એક વાર શ્રીજીમહારાજ ખોલડીયાદના તળાવની પાળે ઉતર્યા ને સહુ માણસ પાસે બેઠું હતું ત્યાંતો એ ગરાસીઓ નીકળ્યો ત્યારે એને દેખીને એ ગામના માણસે મહારાજને વાત કરી કે આ ગરાસીઓ દાડી દાડી આમ બોલે છે ત્યારે મહારાજે કહ્યું કે એને અહીં બોલાવો ત્યારે એ ગરાસીયાને મહારાજ પાસે લાવ્યા ત્યારે મહારાજ બોલ્યા કે તમે દાડી દાડી અમારા નાક કાન કાપવાનું કહોછો તે અમારા શા વાંક છે ત્યારે તે ગરાસીયો બોલ્યો કે તમને ભગવાન કહે છે તે મેં દીઠું જાતું નથી ત્યારે મહારાજ કહે તમે દીઠું નહી જાતું હોય તો હવે નહી દેખો એમ મહારાજા બોલ્યા ત્યાંતો એ ગરાસીયે તેજ વખત આંખે દીઠું નહી ને આંધળો થયો તે જીવ્યો ત્યાંસુધી આંધળો રહ્યો. એ વાત પુરી થઇ.

## વાત ૩૬ મી.

ગામ શ્રી સારંગપુરમાં જીવાખાચરનો બનેવી એવે નામે કરીને એક કાઠી હતો. તેને શ્રીજીમહારાજ ઉપર ઘણો દ્વેષ હતો શા માટે જે પોતાની સ્ત્રી મહારાજને દર્શને જાય તેની એ ધણી ના પાડે પણ તેનું કહેવું તે સ્ત્રી માને નહી ને દર્શને જાય તે સારૂ તેને મહારાજનો અભાવ ઘણો આવેલો પછી એક દીવસ મહારાજ જીવાખાચરના દરબારમાં નાહાવા બેઠા હતા ને તે કાઠી પણ પાસે બેઠો હતો પછી મહારાજે નાહીને બીજું કોરૂં વસ્ત્ર પહેરવા માંડયું ત્યારે તે કાઠીને પોતાનું અંગ દેખાડયું ત્યારે તો પુરૂષનું ચીન પણ નહી ને સ્ત્રીનું ચીન પણ નહી એવું મહારાજનું અંગ દેખીને અતી આશ્ચર્ય પામ્યો ને ઉઠીને મહારાજના ચરણારવીંદમાં પડીને એમ બોલ્યો કે મહારાજ તમે તો સાક્ષાતકાર ભગવાન છો તે હું આટલા દીવસ જાણતો નહી ને તમારો અભાવ લેતો તે હવે આજથી હું તમારોછું તે મારો અપરાધ માફ કરો પછી મહારાજ એની ઉપર રાજી થયા એ વાત પુરી થઇ.

---

## વાત ૩૭ મી.

એક વાર બુરાનપુરથી સંઘ મહારાજને દર્શને આવતો હતો તે આવતાં આવતાં ઝાડીમાં ચોર મળ્યા તેને લુટી લીધા ને તે સંઘમાં એક ડોસી હતાં તેમની પાસે એક સોનાની વીંટી હતી તે વીંટી મહારાજને ભેટ કરવા લાવતાં હતાં તે વીંટી જ્યારે બીજા માણસોને ચોર લુટતા હતા ત્યારે લુટવાની બીકે આડી અવળી નાખી દીધી પછી મહારાજ કાઠીના સરખો વેશ લઇ ભેગા ઘણા ઘોડા લઇને એ ઝાડીમાં આવી ચોરને ઝાલી લીધા ને તે સર્વેનો માલ પાછો અપાવ્યો ને તે ડોસીએ તો વીંટી નાખી દીધેલ તે જગ્યાનું એંધાણ રહેલ નહી તે ગોતવા માંડી પણ હાથ આવી નહી પછી એ ચોર તો મહારાજને કરગર્યા તે મુકી દીધા ને ઝાડીઓ ઉતર્યા ત્યાંસુધી મહારાજ એ સંઘ ભેગા ચાલ્યા

ને પછી અદૃશ્ય થઇ ગયા પછી સંઘ તો ગઢડે આવ્યો ને મહા-રાજની પુજા કરવા માંડી તે જે જે ઘરાણાં વસ્ત્ર મહારાજ સારૂ લાવ્યા હતા તે સર્વે મહારાજને પહેરાવ્યા ત્યારે એ ડોશી એક કોરે ઉભાં ઉભાં રોવે તે તેને દેખીને મહારાજે પુછયું કે એ ડોસી કેમ રોવે છે ત્યારે એ સંઘવાળા લોકોએ મહારાજને વાત કરી કે એ ડોસી તમારા સારૂ સોનાની વીંટી લાવતાં હતાં તે ઝાડીમાં જ્યારે અમને ચોરે લુટવા માંડયા ત્યારે એ ડોસીએ લુટાઇ ગયાની બીકે આડી અવળી નાખી દીધી ને પછી ગોતવા માંડી પણ જડી નહી તે હવે આ અમે પુજા કરીએ છીએ તે એ ડોસી તમને શું પહેરાવે તે સારૂ રોવે છે ત્યારે મહારાજે એ ડોસીને બોલાવીને પોતાના ગાદલા હેઠથી વીંટી કાઢીને એ ડોસીને આપી ને કહ્યું કે આ વીંટી તમારી કે નહી ત્યારે એ ડોસીએ કહ્યુ કે હા મહારાજ એ વીંટી મારી ત્યારે મહારાજ કહે હવે રોશોમાં મારી પુજા કરો પછી એ ડોસીએ મહારાજને વીંટી પહેરાવીને પુજા કરી. એ વાત પુરી થઇ.

## વાત ૩૮ મી.

એક વાર શ્રીજીમહારાજ ગામ વેલાળમાં પાટીદાર જેસંગ-ભાઇને ઘેર પધાર્યા હતા. તે ત્યાંથી ચાલવાની તાકીદ કરી ત્યારે જેસંગભાઇએ કહ્યું કે હે મહારાજ અમારા ભાઇઓના અઢાર ઘર છે તે એ સર્વે ઘેર થાળ જમ્યા પછી જાવા દે શું ત્યારે મહારાજે કહ્યું કે એ સર્વે ઘેર એક દાડે થાળ કરાવો અમે સહુને ઘેર થાળ જમશું ત્યારે જેસંગભાઇએ કહ્યું કે હે મહારાજ તમે એ સર્વેને ઘેર કોળીઓ કોળીઓ જમો તેમાં અમારો શો દાહાડો વળે ત્યારે મહારાજે કહ્યું કે એ સર્વે ઘેર અકેકો લાડુ જમશું. તમે સહુને ઘેર થાળ કરાવો ત્યારે જેસંગભાઇએ અઢાર ઘેર કહેવડાવ્યું કે થાળ કરો ને સાકરનાં ચુરમાં કરાવીને ઝાઝું ઘી નાખીને ચાર ચાર લાડવાનો અકેકો થાય એવા મોટા મોટા લાડવા કરાવજો પછી તે પ્રમાણે સહુએ કરાવ્યા ને થાળ તૈયાર

થયા ત્યારે મહારાજને જમવા બોલાવ્યા તે મહારાજ જમવા બેઠા ત્યારે મોટો એક લાડવો પીરસ્યો ત્યારે મહારાજ બોલ્યા કે જેસંગભાઇ આ મોટા લાડવા કેમ છે ત્યારે જેસંગભાઇ બોલ્યા કે હે મહારાજ અમે તો પાટીદાર કહેવાઇએ તે અમારા વહેવાર મોટા અને અમારી પાઘડીઓ પણ મોટી અમારાં ધોતીઆ, અંગરખાં પણ મોટાં ને અમારા લાડવા પણ મોટા ત્યારે મહારાજે કહ્યું કે સર્વે ઘેર આવા મોટા લાડવા હશે ત્યારે જેસંગભાઇ બોલ્યા કે હે મહારાજ એતો ભાઈઓનાં કામ તેથી કુણુરેહખાય માટે એ સર્વેએ સરખા લાડવા કરાવ્યા હશે. પછી મહારાજ જે ઘેર જમવા જાય તે ઘેર મોટો લાડુ પીરસે તે મહારાજ જમે તે અઢાર ઘેર જમ્યા પછી સાંજ વખતે મહારાજે જેસંગભાઈની બેન જે વખતબા તેમને કીધું જે આજ તો લાડુ જમ્યા તે પેટ ભરાણું નથી તે કાંઇક બીજું જમવાનું કરો પછી એ વખતબાએ પુડલા કર્યા ને મહારાજ જમ્યા ને ઓડકાર આવ્યા ત્યારે કહ્યું કે હવે પેટ ભરાણુ એવી લીલા જેસંગભાઇને ઘેર કરી એ જેસંગભાઇની વાત પુરી થઇ.

---

## વાત ૩૯ મી.

એક વાર શ્રીજીમહારાજ ઘોડેસ્વાર હતા ને નાજાજોગીઆ ભેગા હતા તે ભાલ દેસમાં નીકળ્યા તે ગાંફ વચ્ચે ને પથમ વચ્ચે એક મલકા નામે તલાવડી છે તેની પાળે એક ઝાડ હઠે મહારાજ પોઢી ગયા ને નાજાજોગીઆ બેઠા ત્યારે બે હજારને આસરે નાંનાં નાંનાં છોકરાં એ પાળ ઉપર દેખાણા તેને જોઇને નાજેજોગીયે મહારાજ ને કીધું જે હે મહારાજ આવડાં નાંનાં છોકરાં ઘણા છે તે તમો જુઓતોખરા ત્યારે મહારાજે મોઢા ઊપરથી લુગડું લઇને એ છોકરા સાંમુ જોયું ત્યારે તો હજારો વીમાંન આવ્યાં ને એ છોકરાં સર્વે વીમાંનમાં બેસી બેસી ને દેવલોકમાં ગયા તેને જોઇને નાજેજોગીએ પુછ્યું જે હે મહારાજ એ છોકરાં કોણ હતાં ત્યારે મહારાજ બોલ્યા જે જ્યારે શ્રી કૃષ્ણ ભગવાન જનમીને

મથુરામાં આવ્યા તારે તેમને ગોતીને મારવા સારૂ ઘણા દૈતને કંસે ગામો ગામ મોકલ્યા હતા તે શ્રી કષ્ણને વરાંસે આટલાં છોકરાંએ દૈતે મારી નાંખ્યાં હતાં તે આજ એ સરવેનો એમે મોક્ષ કર્યો શા સારૂ જે એ છોકરાં ભગવાનને માટે મરાયાં હતાં માટે એ છોકરાનું કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

---

## વાત ૪૦ મી.

એક વાર ગામ ઝેઝાવદરમાં અલૈઆ ખાચરનો સાથી જેસલો એવે નામે કરીને હતો તે સાથી માંદો થયો ને બોલ્યા ચાલ્યા વગર દેહ મુકી દીધો ને તે ટાણે અલૈયોખાચર વગડામાં ગયા હતા ઘરેનોતા પછે જેસલનો દેહ છુટયા પછી ઘરે આવ્યા ત્યારે એ અલૈયા ખચરનો કાકો હતો તે બોલ્યો કે અલૈયા તું તો એમ કહેછે કે જે સતસંગી મરે તે ભગવાનના ધામમાં જાય અને આ જેસલો મરી ગયો તે કાંઇ બોલ્યો ચાલ્યો નહી ને પુઠની વાટે જીવ જાતો રહ્યો માટે તમે તો સર્વે જુઠા બોલાછો એવું એ અલૈએ પોતાના કાકાનું વચન સાંભળીને રીસ કરીને બોલ્યો જે અરે કાકા તું મસાંણમાં મારા ભેગો ચાલ વાર લાગશે તો જેસલાનો દેહ બાળી દેશે એ જેસલાને બોલાવીને તેની પાસે તને કાડેવડાવું પછી એ અલૈયો અને પોતાનો કાકો એ બેય જણ મશાંણમાં ગયા ત્યાંતો જેસલાને લાકડામાં ખડકેલો ને અગની મુકેલી નહી પછી તે જેસલના થડમાં જઇને અલૈએ ઊતાવળે સાદે જેસલા જેસલા એમ કહીને ચાર પાંચ સાદ કર્યા ત્યારે જેસલો એ લાકડામાંથી બેઠો થઇને બોલ્યો જે તમે મુને કેમ બરકો મારે ભગવાંનના ધામમાંથી પાછુ આવવું પડયું ત્યારે અલૈએ કીધું જે આ મારો કાકો માંનતો નહતો તે સારૂ તને બોલાવ્યો પછી એ જેસલો કહે હવે સૌઉ સ્વામીનારયણના નામની ધુન કરો પછી એ સરવે માણુસે ધુન કરવા માંડી ને જેસલે પણ ધુન કરવા માંડી પછી જેસલે દેહ મુકી દીધો ને અલૈઆને કાકે સાચી વાત માની. એ વાત પુરી થઇ

## વાત ૪૧ મી.

એક વાર અંગ્રેજ સાહેબ પોતાના દેસમાં સાવજ મારવા સારૂ હાથીની અંબાડીમાં બેસીને નીકળ્યો ને સાવજ સાંમે ગોળીનો ઘા કરયો તે ઘા ચુકી ગયો ત્યારે તે સાવજ તલપીને હાથી ઊપર એ સાહેબને મારવા સારૂ ચડી ગઓ તારે તે સાહેબને શ્રીજીમહારાજે હાથે ઝાલીને ઉચો લઇ લીધો ને સાવજથી રક્ષા કરી પછી તે સાહેબે હાથી ઉપરથી લઇ લેનાર પુરૂષને દ્રષ્ટીમાં રાખ્યા પણ ક્યાંઇ દેખ્યા નહી પછે તે સાહેબ શ્રી અમદાવાદમાં આવ્યો ને તહાંથી દસ હજાર માંણુસની પલટણ લઇ ને શ્રી બેડે આવ્યો ને તહાં આવીને સરવે દેસ દેસના ભોમીઆ ને તેડાવ્યા ને ભીલ કોલી વીગેરે કાઠી લોકો મોટા મોટા મેલીકાર કરી લુટતા તે સર્વેને તેડાવીને એક બીજાના જાંમીન લીધા ને તે દીવસ શ્રીજીમહારાજ શ્રી બેડે હતા ને સંત હરીજનની મોટી સભા કરીને ગામ બાહાર બીરાજતા હતા ત્યારે એ મોટો સાહેબ બીજા નવા સાહેબને ભેગા લઇને મહારાજ પાસે આવ્યો ને મહારાજને જ્યાં દીઠા ત્યાં તો એક દ્રષ્ટીએ કરીને ઘણીવાર સુધી મહારાજ સાંમુ જોઇ રહ્યો ને પછી ટોપી ઉતારીને મહારાજને વાંકો વળી વળી ને સલામો કરીને બોલ્યો કે હે મહારાજ તમને હું ઘણા દીવસથી જ્યાં ત્યાં જો જો કરતા પણ કંઇ દેખતો નહી તે આજ તમને દેખીને ઓળખ્યા છે તમે મને હાથી ઉપરથી ઉચો લઇને સાવજથી ઊગાર્યો તે તમે હતા તે તમે ઓહોછો એમ કહીને બોલ્યો કે તમારી પાસે બડી કરાંમત્ય છે જોવોને આ સર્વે સભામાં કોઇ બોલતું ચાલતું નથી ને આડું અવળું પણ કોઇ જોતું નથી એક નજરે તમારી સામું જોઇ રહ્યા છે એવી તમારામાં કરામત છે તે કરામત્ય અમને શીખવશો ત્યારે મહારાજ બોલ્યા કે શ્રીનરનારાયણ દેવ છે તેમની અમે બંદગી કરીએ છીએ તે એમના પ્રતાપથી અમને એ કરામત્ય મળી છે તે તમે એ એ નરનારાયણની બંદગી કરો તો તમને પણ એવી કરામત્ય મલે ત્યારે સાહેબ બોલ્યો કે અમારાથી બંદગી તો બને નહી તારે મહારાજ કહે

બંદગી વીના એ કામ બને નહી પછી સાહેબ બોલ્યો જે તમે
અમદાવાદમાં કેમ આવતા નથી ત્યારે મહારાજ કે
અમને અમદાવાદનો સુબો હતો તેણે અમદાવાદમાં
ગરવાની ના પાડી તે દીના અમે આવતા નથી
ત્યારે સાહેબ બોલ્યો કે હવે એ સુબાનું ક્યાં રાજ છે
રાજ તો અમારૂં છે તે હમણાં મારે વીલાયતમાંથી જવાબ એવો
આવ્યો છે કે તમને અમદાવાદની મુખત્યારી દેવી છે તે જો એ
પ્રમાણે બનશે તો તમને તેડાવીને હું અમદાવાદમાં જગા આપીશ
એમ કહી મહારાજને સલામ કરીને એ સર્વે સાહેબ ગયા
પછે મહારાજ તો શ્રી ગઢડે આવ્યા ને તેમે થોડાક દીવસ થયા
ત્યાંતો એ સાહેબને અમદાવાદની મુખત્યારી મળી પછી એ
સાહેબે અમદાવાદથી કાગળ લખીને ગઢડે માણસ મોકલીને
મહારાજને તેડાવ્યા ત્યારે મહારાજે મુળજીશેઠને મુખત્યાર નામાનો
કાગળ લખીને અમદાવાદ મોકલ્યા તે ત્યાં જઇને ગાંમના હરી-
ભકતોને તેડીને મુળજીશેઠ એ સાહેબ પાસે જઇને કાગળ આપ્યો
ત્યારે સાહેબ બોલ્યો જે સ્વામીનારાયણ ન આવ્યા એમ કહીને
મહારાજનો કાગળ પોતાના માથા ઉપર મેલ્યો ને પછી વાંચીને
બોલ્યો કે આ ગામમાં તમે જગ્યા જોઇને મારી પાસે આવો
એટલે એ જગ્યા તમને આપું પછી મુળજીશેઠને એ ગામના
હરીભકતે ગામમાં જઇ તપાસ કરી ત્યારે આજ મંદીર છે તે
ઠેકાણે પડતર જમીન હતી તે જોઇને સાહેબને કીધું ત્યારે
તે સાહેબે એ જગ્યા આપી ને લેખ કરી દીધો ને પછી
મુળજીશેઠ આવીને એ લેખ મહારાજને આપ્યો પછી ઘણેક
દહાડે એ સાહેબની બદલી થઇ તે પાછો વીલાયતમાં ગયો ને
ત્યાંથી એક મોટો સાહેબ આ રાજકોટ આવતો હતો તે સાહેબને
એ અમદાવાદવાળા સાહેબે કીધું જે કાઠીઆવાડમાં ગઢડુ ગામછે
તેમાં નારણસ્વામી રહેછે તે ખોદાછે માટે તેમના દેદાર કરજો પછી
તે સાહેબશ્રી રાજકોટ આવીને મહારાજને તેડવા સ્વાર બે મોકલ્યા
ને એમ કાગળ લખ્યો જે તમારી મરજી હોયતો તમે અહીં

પધારજો ને તમે કહોતો હું ગઢડે આવું પછી મહારાજશ્રી રાજકોટ પધારયા ને તે સાહેબે ઘણો સનમાન કર્યો ને પુજા કરીને મહારાજ પાસે વર માગ્યો જે અમારા દુસ્મનનું પણ શારૂ કરજો પછી મારૂ સારૂ કરજો એ સાંભળીને મહારાજ બહુ રાજીથયા ને દાદાખાચરે એક ઘોડો એ સાહેબને આપવા માંડયો તે લીધો નહી ને એમ બોલ્યા જે હે મહારાજ તમે દાદાખાચરને ઘરે રોછો તે એ ઘોડો તમારોજ કહેવાય માટે મેં ન લીધો ને મુને એક તમારી પ્રસાદીદ્યો ત્યારે મહારાજે સીક્ષાપત્રીનો ગોટકો આપ્યો તે લઇને એ સાહેબે પોતાને માથે મુકીને એમ બોલ્યા જે મુને તો લાખ ઘોડા આપ્યા, પછી દાદાખાચરનો વાંસો ઠબકારતો જાય ને કેતો જાય જે દાદાખાચર તમારે ઘરે નારણસ્વામી રેછે તે તમારાં મોટોં ભાગ્ય છે મોટા ભાગ્ય છે ને પછી મહારાજ બોલ્યા જે તમારી વીલાયત અમે દીઠી છે તારે એ સાહેબ બોલ્યો જે હે મહારાજ અમારી વીલાયતમાં તો કોઇથી જવાતું નથી તારે મહારાજે કેવા માંડયું કે તમારાં ઘર આ બારછે ને ખડકી આ બારછે ને આવા ઘાટની હવેલી છે ને આવો બાગ છે ને આવો પાંણીનો કુવારોછે તે વીગેરે સરવે વાત કરી ત્યારે સાહેબ બોલ્યા જે તમે વીલાયતમાંતો ગયા નથી પણ ખોદાછો તો અહીં બેઠાં બેઠાં એ સરવે દેખોછો પછી મહારાજને રાખીને સનમાંન કરીને રજા દીધી તે જ્યાં સુધી મહારાજને આવતાં સામા આવ્યા હતા ત્યાં સુધી વળાવા પણ આવ્યા ને વારે વારે મહારાજને પગે લાગે એવી રીતે એ સાહેબે મહારાજને તેડાવીને સનમાંન કર્યું. એ વાત પુરી થઇ.

## વાત ૪૨ મી.

એકવાર ઓગણોતેરા કાળમાં મયારામ ભટ ગુજરાતમાં ગયા હતા ત્યાં એક બ્રાહ્મણી સતસંગી સાંખ્યજોગી હતી ને તેને એક દીકરો હતો તેને ઘરે ઉતર્યા અને બાઇના ઘરમાં કાંઇ દાણા ન મળે ત્યારે બાઇએ મયારામ ભટને કીધું જે તમે મહારાજને કેજો જે અમને વેલા તેડવા આવે કેમ જે અમે દા-

ણા વીનાં જીવવું નહી ને ઘરમાં કાંઇ પઇસા પણ નથી જે દાંણા લાવીયે માટે જીવીયે તેમ નથી તે સારૂ અમારો સંદેશો મહારાજને કેજો પછી મયારાંમભટે ગઢડે આવીને એ વાત મહારાજને કરી ત્યારે મહારાજ બોલ્યા જે મયારાંમભટ તમે પાછા એ ડોસીને ઘરે જાઓને એ ડોસીના ઘરમાં એક મગની કોઠી ભરીછે તે એ બાઇ વીસરી ગયાંછે તે તમે જઇને દેખાડી આવો ને તેને કેજોકે એ કોઠીનું ઢાંકણું ઉઘાડસો નહી સાણેથી કાઢી કાઢીને ખાજો ને ઘઉ ચોખા પણ એ મગ આપીને લેજો પછી મયારાંમભટે એ ડોસીના ઘરે જઇને વાત કરી ત્યારે ડોસી બોલ્યાં જે મારા ઘરમાં મગ હોય તેમારા અજાણ્યા હોય નહીં પાસેર પણ નથી ત્યારે મયારાંમભટ કે ચાલો. આપણ કોઠીતો જોઇએ પછી એ ખુણાની કોઠી મહારાજે બતાવી હતી તે એ કોઠીનું ઢાંકણું ને સાણું જીવજંત સારૂ છાંદેલ હતું તે કોસે કરીને સાણું કાઢી જોયું ત્યારે એ કોઠીમાંથી મગનો ઢગલો થયો પછે મગ કાઢીને તેનો ઘઉ, બાજરો, ચોખા, તેલ, જાર, લુગડાં લેતા અને સરવે દાણા કરતાં મગ ઘણા મુઘા હતા તે એ વેચતાં જાય ખાતાં જાય પછે મયારાંમભટે મહારાજને આવીને વાત કરી એ રીતે એ બ્રાહ્મણીનો નભાવ કર્યો ને એ કોઠી વીસ મણ દાણામાંય એવડી હતી તે એ બ્રાહ્મણને વીસ હજાર રૂપીઆની મુડી થઇ એ વાત પુરી થઇ.

---

## વાત ૪૩ મી.

એકવાર મહારાજ વડતાલથી આવતા હતા ને ભેગા કાઠીના ઘોડા પણ હતા તે આવતાં આવતાં એક ગામમાં કણબી બાઇ આંખ્યજોગી ડોસી રહે તેને ઘરે સવારના પોરમાં મહારાજ એકલા જમવા સારૂ ગયા તે તે બાઇએ રોટલા ઘડેલા હતા તે મહારાજને જમવા બેસાડયા ને તે બાઈની પાડોશમાં એક બીજી કુસંગી બાઇ રહેતી હતી તેણે ઘી તાવવા સારૂ ચુલા ઉપર મુકયું હતું અને તેણે એવો સંકલ્પ કરેલો હતો જે આ સ્વામીનારાયણ

ભગવાન કહેવાય છે તે એ ભગવાન હોય તો મારે રોજ બે પાશેરા ઘી થાય છે આજ ચાર પાશેરા થાય તો હું સ્વામીનારાયણ ને ભગવાન માંનુ ને વરતમાન લઈને સતસંગી થઉ પછે તેણે ઘી તાવીને ભર્યું તે ચાર પાસેરા ભરાણા ને જેને ઘરે મહારાજ જમતા હતા તે બાઈએ મહારાજને ઘી પીરસવા માંડયું ત્યારે મહારાજ કે આ તમારી પાડોશણે તાજુ ઘી તાવ્યું છે તે એમને ઘેરથી બે પાશેરા ભરી લાવો ત્યારે આ બાઇ પાડોશણને ઘરે જઈને બે પાશેરા ઘી ઉછીતુ લાવીને મહારાજને પીરસ્યું તે મહારાજ જમતા હતા ત્યારે એ પાડોશણ બાઇ જોવા આવી તે એને દેખીને મહારાજ બોલ્યા જે હે બાઈ આ બે પાશેરા ઘી તમે આ બાઇને ઉછીતું આપ્યું છે તે પાછુ લેશોમાં એ ઘી તો અમારા છે કેમ જે તમારે રોજ બે પાશેરા થાતું તેનું અમે આજ ચાર પાશેરા કર્યું છે તે માટે એ ઘી અમારા છે એવું સાંભળીને તે બાઇ બોલ્યાં જે મહારાજ તમે મારો સંકલ્પ હતો તેમ કર્યું છે તે તમે ભગવાન છો તે મને વરતમાંન ધરાવો મારે સતસંગ કરવો છે પછી એ બાઇ મહારાજને હાથે વરતમાંન લઇને મહા મોટાં ભક્ત થયાં એ વાત પુરી થઇ.

---

## વાત ૪૪ મી.

એક દીવસ શ્રીજીમહારાજને જમન કરવો હતો તે સારુ શ્રી વડતાલ પધાર્યા હતા ને ગામમાં ઉતર્યા હતા ને ઉતારામાં એક ડેલી હતી તેને બે તરફ જેર બાંધેલો હતો ને વચમાં આઠ ગજ પોળો ચાલવાનો રસ્તો હતો તે એ ડેલીમાં એક દીવસે મહારાજ ઉતર્યા હતા ને માહારાજને જોવા સારુ ઘણા માણસો એ ડેલીમાં ઉભા હતા પછી મહારાજને એ ડેલીમાં એક જેર ઉપરથી બીજા જેર ઉપર જાવું હતું તે વચમાં આઠ ગજ હેઠો રસ્તો હતો પણ મહારાજે આ જેર ઉપરથી બીજા જેર ઉપર સેજે ઠેક તલપ વીના પાધરો પગ મુંકયો તેને જોઇને એ સર્વે માણસ આશ્ચર્ય પામી ગયાં ને મુમુક્ષ હતા તે તો વરતમાન લઇને સત-

જંગી થયા પછી એ શહેરમાં એક પ્રતાપગર એવે નામે અતીત માંહાંત હતો ને તે પંદર વીસ લાખ રૂપેઆની આસામી હતો ને એ શહેરમાં એજ ધણી રણી હતો ને એનુ ઉપજતુ હતું બીજા કોઇનું કર્યું થાતું નહી પછી મહારાજે એ મહંતને પુછાવ્યું જે તમારી મરજી હોય તો અમે આ વઢવાણમાં જગન કરીએ ત્યારે એમાંત બોલ્યો જે સ્વામીનારાયણનો જગન આ ગામમાં નહી પછી મહારાજ એ વાત સાંભળીને એમ બોલ્યા જે આંહી તો એ માંતના રૂધીરના જગન થાશે ને એ વઢવાણના તુલસી દવેએ પ્રથમ મહારાજને જગન કરવાનુ કીધેલ હતું તેણે પણ ના પાડી એટલે મહારાજ ત્યાંથી ચાલી નીકળ્યા ને પછી થોડેક દહાડે એ માંતના તરવારથી સોયે સો કટકા થઇ ગયા ને મૃત્યું પામી ગયો એ રૂધીરનો યજ્ઞ થયો એ વાત પુરી થઇ.

---

## વાત ૪૫ મી

એક વાર મહારાજ ગામ જાતા હતા ને નાજાજોગીઆ ગાડી હાંકતા હતા ને મહારાજ એ ગાડીમાં સુઇ રહ્યા હતા ત્યારે એ કાઠી સ્વાર દાદાખાચરના બહારવટીઆએ ગાડી પાસે થઇને નીકળી ને નાજાજોગીઆને પુછયું જે ગાડીમાં કુણ સુતુ છે ત્યારે નાજા જોગીઆ કે એતો મેમાંન છે તેમને મુકવા સારૂં જાઉ છું ત્યારે એ કાઠી કે સ્વામીનારાયણ તો નથી કે ત્યારે મહારાજ મેં ઉપર થી લુગડું પરૂ કરીને બોલ્યા જે હું સ્વામીનાંરાયણ છું તારે કેમ છે ત્યારે કાઠી કે આ દાદાખાચરનો ગરૂ હાથ આવ્યો તે બરસીએ મારો એમ કહીને બે જણા બરસીઓ લઇને ગાડાને બેયકોર આવીને બરસીયો તોળી ત્યારે મહારાજે હાંકોટો કર્યો તે બેય કાઠીના હાથ બરસીઓ સહીત ઉંચાને ઉંચા રહ્યા પછી મહારાજ નજાજોગીઆને કે હવે ગાડી હાંકો પછી એ ગાડી હાંકવા માંડી તે હાંકતા જાય અને નાજાજોગીઆ પાછું વાળી વાળીને એ સ્વાર સામું જોતા જાય તે મહારાજ તો છેટે

ગયા તોય એ બેય સ્વાર તો એમના એમ બન્સીઓ તોળીને ઉભા થઇ રહ્યા એવી રીતનો મહારાજે પ્રતાપ દેખાડયો એ વાત પુરી થઇ.

---

## વાત ૪૬ મી.

એક ભુજનગરમાં જગજીવન એવે નામે કરીને નાગર બ્રાહ્મણ મોટો દીવાન હતો ને તેને શ્રીજીમહારાજ ઉપર ઘણી ઇરશા હતી ને તેની સ્ત્રી મહા ભકત હતી ને મહારાજ એ ભુજમાં સુંદરજી અને હીરજી એવે નામે કરીને ગુજર સુતાર હતા તેમને ઘેર રહેતા હતા તે રોજ રોજ એ જગજીવન મહેતાની સ્ત્રી શ્રીજી-મહારાજનાં દરશન કરવા એ સુંદરજીભાઇને ઘેર આવે ત્યારે તે જગજીવન મહેતો સ્ત્રીને ના પાડે પણ એ સ્ત્રી આવ્યા વીના રહે નહી ને તેની દાઝે પોતાને ઘેર જે ઘોડા બળદ ચાકર તેને સેજાનંદ કહીને બોલાવે એવો મહા ઇર્ષ્યાવાન અસુર બુદ્ધિવાળો હતો પછી તેણે એ સુંદરજીભાઇને કીધું જે આ બાવાને તારે ઘેરથી કાઢી મેલ નહી કે તારો પગાર દરબારમાંથી બંધ કરી નાખીશ ને તને ગામમાંથી કાઢી મુકીશ એવો ડારો દીધો ત્યારે સુંદરજી સુતાર કહે ઠીક હું એ બાવાને કાઢી મુકીશ એમ હા પાડી ને પછી મહારાજને છાના રાખવા માંડયા પણ એ મહેતાની સ્ત્રી દરશને જાય તેથી એણે જાણ્યું જે એ બાવો સુંદરજીને ઘેર છે ખરો એમ જાણીને એક દીવસ અચાનક એ સુંદરજીને ઘેર ખબર કાઢવા આવ્યો ત્યારે તે મેતાને આવતો જાણીને મહારાજને ઘરમાં સંતાડી દીધા અને મહેતાને ઢોલીઓ ઢાળી દઇને બેસાડયા ત્યારે તે મેતે કહ્યું જે બાવો ગયો ત્યારે સુંદરજીભાઇ કહે હા એને તો તરત રજા દીધી છે એમ વાતો કરે છે ત્યાં તો મહારાજ ઘરમાંથી બહાર આવ્યા ને એ મેતે દેખ્યા ત્યારે તો અતી રીસમાં તરત ઉઠી નીકળ્યો ત્યારે સુંદરજીભાઇને મહા ઉદવેગ થયો ને બોલ્યા જે હે માહારાજ તમે ઘરમાથી બહાર કેમ આવ્યા ત્યારે મહારાજ કહે હું તો ઘરમાં મુઝાણો તે બહાર આવ્યો ત્યારે સુંદરજીભાઇ

કહે હવે તમે મારે ઘરેથી જાઓ ત્યારે મહારાજ કહે અમે પ્રથમ તામારી સાથે ઠરાવ કરેલો છે જે તું રજા દે ત્યારે જાવું તે પહેલાં મારે જાવું નહીં માટે હવે તું કહે તો હું જાવું ત્યારે સુંદરજીભાઇ કહે હા મહારાજ જાઓ પછી મહારાજ એને ઘરેથી નીકળ્યા ને પગે ગુમડું થયું હતું તે ચલાય તેમ પણ નહી એવામાં એ જગજીવન મેતાની સ્ત્રી રથમાં બેસીને સુંદરજીભાઇને ઘરે દર્શને આવતી હતી તે ખડકીએ મહારાજને દેખીને બોલી જે હે મહારાજ તમે કયાં પધારો છો ? ત્યારે મહારાજ કહે તમારા ધણી અમને કાઢી મુકે છે તે ગંગારામ મલને ઘેર જાશું ત્યારે તે સ્ત્રી બોલ્યાં જે હે મહારાજ એ મુને પણ બહુ દુખ દે છે ને ભગવાન ભજવા દેતો નથી ત્યારે મહારાજ કહે એવા છે તોપણ આ ચુડલા, ચાંલ્લા શાડલાને એછે તો પહેરાય છે ત્યારે એ બાઇ બોલ્યાં જે મારે એ કંઇ ખપ નથી મારે તો ભગવાન ભજવાનું કામ છે ત્યારે મહારાજ બોલ્યા જે ઠીક એમ થાશે ત્યારે બાઇએ કીધું જે હે મહારાજ તમને ગુમડું છે તે ચલાશે નહી માટે આ મારે રથે બેસીને ગંગારામભાઇને ઘરે જાઓ પછી એ બાઇએ પોતાનો રથ આપ્યો તે રથમાં બેસીને મહારાજ ગંગારામ મલને ઘરે આવ્યા ને એ ગંગારામને કીધું જે અમારી ઉપર એ જગજીવન મેતો હલા કરીને અહીં આવશે તમારે અમને રાખવાની ત્રેવડ છે ત્યારે એ ગંગારામ બોલ્યા જે હે મહારાજ અમારાં સાઠ માણસ છે તે એના કટકા થાશે ત્યાંસુધી તમારી પાસે આવવા દેશું નહી ત્યારે મહારાજ કહે એ સરવે તમારા માણસ તૈયાર કરી રાખો પછે ગંગારામભાઇએ પોતાના સરવે માણસને હથીયારબંધ કરી પોતાને ઘરે રાખ્યાં ને એ જગજીવન મહેતો સુંદરજીભાઇને ઘરેથી ઉઠી શશ્રબંધી માણસ ભેગાં લઇને હલો કરીને સુંદરજીને ઘરે આવ્યા ત્યાંતો ખબર સાંભળી જે એ બાવો ગંગારામ મલને ઘરે ગયા પછે એ મહેતો ગંગારામને ઘરે આવીને ગંગારામને કીધું જે એ બાવાને કાઢી મેલ ત્યારે ગંગારામ કહે હું એ બાવાને તેડવા ગયો નહતો ને એ મારે ઘરે

આવ્યા તે હું એમને નહી કાઢી મેલું ત્યારે તો એ મહેતે એ ગંગારામની ફળીમાં હથીયારબંધ માણસ દેખ્યું ત્યારે એમ જાણ્યું જે આમાં લાગ લેવાશે નહી એમ વીચાર કરે છે ત્યાંતો મહારાજ બારી ઉઘાડીને સામા ઉભા રહ્યા ત્યારે તેમને દેખીને એ જગજીવન મહેતો બોલ્યો જે કેવી જગામાં ગર્યો છું નહી કે આજ તારા કટકા કરવા હતા ત્યારે મહારાજ બોલ્યા જે મારા કટકા કરતાં તારાજ કટકા થઇ જાશે તો પછે મહેતો તો પાછો પોતાને ઘરે આવ્યો ને મહારાજ એ ગંગારામભાઇને ઘરે રહ્યા પછે તેને થોડાક દીવસ થયા ત્યારે એ મહેતાને ને આરબના જમાદારને તકરાર થઇ પછી એક દીવસ બજારમાં ચોકમાં એ મહેતો ને એ જમાદાર સામસામા ભેગા થયા ને બોલાચાલી થઇ પછે એ જમાદાર ભેગા ઘણા આરબ હતા તેણે તરવારે કરીને મહેતાના કટકે કટકા કરી નાખ્યા ત્યારે એ મહેતે મરતાં મરતાં પાણી માગ્યું ત્યારે એ જમાદારે મોચીના કુંડાનું પાણી પાયું ને પોતાના હાથમાં હોકો હતો તે હોકાનું પાણી નેચે કરીને રેડયું એવી રીતે એ મહેતાની રીત થઇ એ વાત પુરી થઇ.

## વાત ૪૭ મી.

એક વાર શ્રીજીમહારાજ ગામ મેઊમાં ભુખણ ભાવસારને ઘરે પધાર્યા ને ભેગા સર્વે સંતપાળા ને કાઠીના સ્વાર પણ હતા ને માલપુડાની રસોઇ કરાવી ને ભુખણભાઇએ એ સર્વેને જમાડયા પછે મહારાજ સભા કરીને બેઠા હતા ત્યારે એક બાઇ ઝીણો સાદ કાઢીને રોતી હતી તેને સાંભળીને મહારાજ બોલ્યા જે આ કુણ રોવે છે ત્યારે હરીભકત ગામના બેઠા હતા તેમણે કહ્યું જે હે મહારાજ એ ભુખણ ભાવસારના છોકરાની વહુ રોવે છે ત્યારે મહારાજ કહે શા સારૂ રોવે છે ત્યારે હરીભકતે કહ્યું જે એ બાઇને એક બાળક અવતર્યું છે તે બાળકને હાથ નથી પગ નથી માથું નથી રૂંઢમુંઢ સરખું છે ને માંઇ જીવ પણ છે. તે દુખે કરીને એ રોવે છે ત્યારે મહારાજ કહે એને મારી પાસે

લાવો જોઇએ ત્યારે તે રૂઢમુંઢને માંચીમાં નાખી મુકયું હતું તેને મહારાજ પાસે લાવીને દેખાડયું ત્યારે મહારાજે પોતાને હાથે કરીને હાથ પગને ઠેકાણે ચપટી ભરી તાણીને કીધું જે આ હાથ પગ તો આ રહ્યા ચોટી ગયા છે તે તમે ભાળતા નથી એમ કીધું ત્યાંતો હાથ, પગ, માથું, મોંઢું, આંખો એ સર્વે અંગ થઇ ગયાં ને દીકરી થઇ પછે મહારાજ કહે એ બાઇને કહો જે રોસોમાં આ દીકરીને ખવરાવો પછે તે દીકરી મોટી થઇ ને ભકત થઇ એ વાત પુરી થઇ.

## વાત ૪૮ મી.

એક ગામમાં નાજેજોગીઓ અને તેનો ભાઇ રામજોગીઓ એ બેય જણ રહેતા હતા ને મહારાજના ભકત હતા ને ખેડુનું કામ કરતા હતા ને એ ગામનો ગરડેરો કાઠી મહારાજનો દ્વેષી હતો તે મહારાજનું વાંકુ બહુ બોલતો તે તેને દેખીને તેને મારવાનો રોજ નાજેજોગીઓ ઘાટ કરે એમ કરતાં કરતાં એક દીવસ નાજેજોગીઓ મહારાજને દર્શને આવ્યો ને મહારાજને વાત કરી જે અમારા ગામનો ગરડેરો તમારૂં વાંકુ જ્યારે ત્યારે બહુ બોલે છે તે હું એને મારીશ ત્યારે મહારાજ કહે જે એક લાકડી મારજે ને મરી જાય તેમ મારીશ નહીં ને લાકડી મારીને તરત ભાગી જાજો પછે એક દીવસ એ ગરડેરો ખલાં ભરવા આવ્યો ને ભેગું બીજું કોઇ માણસ પણ નહી તે લાગ જોઇને નાજેજોગીએ એક લાકડી મારીને ભાગ્યો તે જસદણ આવતો રહ્યો પછે ચેલાખાચર પાસે બેય ભાઇ રહ્યા તે ચેલાખાચરને વાતો કરે જે સ્વામીનારાયણ ભગવાન છે ત્યારે એક દીવસ ચેલોખાચર બોલ્યા જે તારો સ્વામીનારાયણ ભગવાન હોય તો મુને સવારમાં દીવસ ઉગતાં મોર દર્શન આપે તો હું ભગવાન માનું ને જો દર્શન ન આપે તો હું તારા ધુટા ભાંગી નાખું ત્યારે તે વાત નાજેજોગીએ કબુલ કરી પછે રાત્રી પડી ને અરધી રાત ગઇ પરોઢીયું થયું પણ મહારાજ તો આવ્યા નહિ પછે

બેય ભાઇ ગામ બહાર એક મોટી ડુંગરી છે તે ઉપર ચડીને મહારાજની વાટ જુએ ને એમ વીચાર કરે જે મહારાજ તો જેતલપુર છે તે છેટું તો બહુ છે પણ મહારાજને આવતાં શી વાર લાગે પણ સમરથ છે ને જો નહી આવે તો આપણા ઘુંટા ભાંગી નાખશે, બોલે ફરે તેવો નથી માટે રાત થોડીક રહી છે ને હજુ કયાંઇ દેખાતા નથી તે કેમ થાશે એમ વીચાર કરતા જાય ને મહારાજની દસ ઉપર જોતા જાય એમ કરતાં કરતાં જેતલપુરની દસ ઉપર ધોળો પ્રકાશ દેખાવા માંડયો ત્યારે નાજે-જોગીએ વિચાર્યું જે આ ચંદ્ર સુરજનો પ્રકાશ નથી ને અગ્નીનો પ્રકાશ પણ નથી આતો ધોળો શ્વેત પ્રકાશ છે તે રખે મહારાજ આવતા હોય નહી એમ વીચાર કરે છે ત્યાં તો નજીક આવ્યા ને મહારાજને દેખ્યા ત્યારે ઉઠીને મહારાજના પગમાં પડયા ને બોલ્યા જે હે મહારાજ તમે ન આવ્યા હોત તો અમારા બેય ભાઇના ઘુંટા ભાંગી નાખત પછે મહારાજ કહે અમે ભુખ્યા છીએ તે ખાવા આપો પછી પોતાના ઘરમાં ટાઢું ખાવાનું હતું તે મહારાજને ખવડાવ્યું ને પછી ચેલાખાચર પાસે આલ્યા તે જાતાં જાતાં મારગમાં ઘુંટા ભાંગી નાખેલ જે કેદી તે બરકેબરકા પાડે તેને સાંભળીને મહારાજે નાજાજોગીઆને પુછયું જે આ કુણ બુમો પાડે છે ત્યારે નાજો કહે એતો ચોરના ઘુંટા ભાંગી ભાંગીને બંધીખાને નાખે છે તે બરકા પાડે છે ત્યારે મહારાજ કહે અરે એવો પાપી છે તેની પાસે હું નહી આવું ત્યારે નાજોજોગીઓ કહે મહારાજ જો તમે ના આવો તો અમારા પણ ઘુંટા ભાંગી નાખશે એવું સાંભળીને મહારાજ ચેલાખાચર પાસે આવ્યા તે મહારાજને દેખીને ચેલોખાચર ઉભા થઇને મહારાજને પગે લાગીને બોલ્યા જે હે મહારાજ તમે તો ભગવાન છો કેમ જે જોવોને કયાં હતા તે અત્યારમાં અહીં આવ્યા ત્યારે મહારાજ બોલ્યા જે આ ચોરના ઘુંટા ભાંગી નાખો છો તે બંધ કરો કેદમાં રાખવા પણ ઘુંટા ભાંગવા નહી એટલું અમારૂં વચન માનવું જોઇશે ત્યારે ચેલોખાચર બોલ્યા જે એ વચન મારાથી મનાશે નહી એ

ઘુંટા ભાંગવાની બીકે મારા પરગણામાં કોઇ ચોરી કરી શકતું નથી માટે ઘુંટા ભાંગ્યા વીના મારે ચાલશે નહી ત્યારે મહારાજ બોલ્યા જે તમે અહીં ચોરના ઘુંટા ભાગશો તો જમપુરીમાં જમ તમારા ઘુંટા ભાંગી નાખશે ત્યારે ચેલોખાચર બોલ્યા જે નરક ને જમપુરી એતો કાંઇ નથી એતો અમથા માણુસે ઠરાવ કર્યો છે પછે મહારાજે એ ચેલાખાચરને સમાધી કરાવીને જમપુરીમાં મોકલ્યા ત્યારે એ જમે મારવા માંડયો તે થરથર ધ્રુજવા માડયું ને અતિ ભય દેખાડયો ને પછી સમાધી મટી ત્યારે મહારાજને પગે લાગ્યો ને એમ બોલ્યો જે હે મહારાજ જમપુરી તો બહુ ભુંડી છે ને જમ મહા ભયંકર છે તે તમે મુને જમપુરીમાં ન મોકલો તો હું ઘુંટા ભાંગવાનું નેમ લઉ ત્યારે મહારાજ કહે જમપુરીમાં નહી જાવા દઇએ તમે નીમ લો ત્યારે એમણે નીમ લીધું એ વાત પુરી થઇ.

## વાત ૪૯ મી.

લીબડીમાં વરવોશેઠ એવે નામે કરીને એક કુઢીઓ વાણીઓ હતો ને તેની બેનને ધોળકે પરણાવી હતી ને તે બાઇનો પતિ મરી ગયો ત્યારે તે બાઇને સતસંગ થયો ને સાંખ્ય જોગી ડોસી થઇ ને તે બાઇને બે દીએર હતા તેણે એ બાઇના પતિની જે મુડી હતી તે સર્વે લઇ લીધી ને તેથી એ બેય દીએર સાથે એ બાઇએ અબોલા રાખી તેને પાંચ વર્ષ થઇ ગયાં પછે એક દહાડો એ વરવોશેઠ શ્રી ધોળકે પોતાની બેનને ઘરે ગયા ત્યારે એ બાઇને રાત્રીએ મહારાજે આવીને કીધું જે તમારા દીએર સાથે તમારે તકરાર છે તે અમે પાર પાડવા આવ્યા હતા તે પાર પાડયું છે તમે સવારમાં તમારા બેય દીએરને બોલાવજો એટલે જે તમારૂં નાણું એણે લઇ લીધેલ છે તે સર્વે તમને પાંછું દેસે એમ મહારાજ એ બાઇને કહી ગયા પછી સવાર થયું ત્યારે એ બાઇએ પોતાનો ભાઇ જે વરવોશેઠ તેને એ વાત કરી ને કીધું જે મારા મોટા દીએરને બોલાવજો એ વાત ખરી હશે તો જણાશે

ત્યારે વરવાશેઠે એ બાઇના મોટા દીએરને ઘરે જઇને કીધું જે તમને મારી બેન બોલાવે છે ત્યારે તેણે કીધું જે તમારે વગર કીધે હું તમારી બેન પાસે આવતો હતો એમ કહીને એ આવ્યો ને પોતાની ભોજાઇને પગે લાગીને બોલ્યો જે આજતો રાત્રે તમારા સ્વામીનારાયણ આવ્યા હતા ને તે ભેગા કાળા ડગલાવાળા વીસ જમ હતા તે તેમણે આવીને મુને કીધું જે તારી ભોજાઇના રૂપીઆ તેં રોકયા છે તે સવારમાં આપી આવજે નહી કે આ જમ તને મારી નાખશે એમ કહીને એક જમે મુને પડખામાં હુંસો માર્યો છે તે મારો હજીસુધી જીવ જાય તેવી પીડા કરે છે ને કહ્યું જે કાલ રૂપીઆ નહી આપી આવું તો તને આવી રીતે મારીને જીવ કાઢી નાખીશું માટે તમારા રૂપીઆ નામા પ્રમાણે લો એમ કહીને જેટલા રૂપીઆ રાખ્યા હતા તે સર્વે આપી દીધા પછી એ બાઇએ એમના બીજા દીએરને બોલાવ્યા ત્યારે એણે પણ એજ પ્રમાણે વાત કરીને રૂપીઆ આપી દીધા એવો ચમત્કાર જોઇને એ વરવાશેઠને મહારાજનો નિશ્ચય થયો ને ત્યારપછી કેટલેક દહાડે એ વરવાશેઠને લીંબડીએથી એ બાઇએ ધોળકે તેડાવીને કીધું જે મારે આજથી આઠમે દહાડે દેહ મુકવો છે તે સારૂ તમને તેડાવ્યા છે પછી આઠમો દીવસ થયો ત્યારે એ બાઇએ પોતાના ભાઇને મહારાજનાં પ્રતાપની વાત કરીને કીધું જે હવે હું દેહ મુકું છું ને તારે મહારાજનાં દર્શન થાશે એમ કહીને એ બાઇએ બોલતે ચાલતે દેહ મુકી દીધો ને મહારાજ તેડવા આવ્યા તે સંતે સહિત એ વરવાને મહારાજનાં દર્શન થયાં પછે એ વરવાને મહારાજનો અતિ નિશ્ચય થયો ને મહારાજનું ભજન કરવા માંડયું ને જ્યારે એ વરવે દેહ મુકયો ત્યારે ઘણા જણને મહારાજનાં દર્શન થયાં ને પોતાને પણ દર્શન થયાં ને સહુ કુટીઆ વાણીઆ બેઠા હતા તેને કીધું જે આ સ્વામીનારાયણ મુને તેડવા આવ્યા છે ને તેમના ભેગો હું મહારાજના ધામમાં જઉં છું એમ કહીને દેહ મુકી દીધો એવો પ્રતાપ મહારાજે દેખાડયો. એ વાત પુરી થઇ.

## વાત ૫૦ મી.

એક વાર ખોલડીઆદવાળા ખેંગારસીધવ શ્રી ગઢડે મહારાજનાં દર્શન કરવા ગયા ને મહારાજ એક દહાડો અક્ષર ઓરડીમાં ઢોલીઆ ઉપર સુતેલા તે ખેંગાર પટેલે મહારાજના પગ ચાંપવા માંડયા તે પગ ચાંપતા જાય અને પોતાની હાથની આંગળી દબાવી દબાવીને જોતા જાય ત્યારે મહારાજ કહે શું જુઓછો ત્યારે ખેંગાર પટેલ બોલ્યા જે હે મહારાજ ભાવનગરવાળા રૂપેભાઇએ મુને એક વાર વાત કરી હતી જે એક વાર દીવાનજી ગઢડે આવતો હતો તે સારૂ મહારાજ જારના ખેતરમાં સંતાયા હતા ને હું પણ મહારાજ પાસે હતો તે મહારાજે મને કીધું જે મારે હાથે કળતર થાય છે તે મારા હાથને વળદો ત્યારે મેં કીધું જે હાથને વળ દઇએ તો હાથ ભાંગી જાય ત્યારે મહારાજ કહે તમે ફીકર રાખો નહીં મારો હાથ નહીં ભાંગે પછી મેં વળ દેવા માંડયો તે ઘણો વળ દીધો પણ હાથને કાંઇ થયું નહી તે મહારાજના શરીરમાં હાડકું નથી એમ મને એ રૂપેભાઇએ વાત કરી હતી તે સારૂ હું દબાવી દબાવીને જોઉં છું જે તમારા શરીરમાં કાંઇ હાડકું છે પણ મને હાડકું કાંઇ લાગતું નથી ત્યારે મહારાજ કહે આ અમારા ઢીચણ જુઓ ઢીચણે તો ઢાકણી હોય ત્યારે ખેંગાર પટેલે ઢીચણ જોયાં તે ઢીચણ રેશમ જેવાં ત્યારે મહારાજને કહે આમાંતો હાડકું નથી ત્યારે મહારાજ કહે આ મારી કુણીઓ જુઓ એતો કઠણ હોય ને તેમાં હાડકું હોય ત્યારે કુણીઓ જોઇને કીધું જે આમાં પણ હાડકું નથી ત્યારે મહારાજ કહે આ મારૂં માથું જુઓ એમાં તો હાડકાની તુંબલી હોય ત્યારે માથું જોઇને કીધું જે આમાં પણ હાડકું નથી ત્યારે મહારાજ બોલ્યા જે હાડકા વીના આ દેહ કેમ હોય ત્યારે ખેંગાર પટેલ બોલ્યા જે હે મહારાજ તમેતો પુરણ પુરષોતમછો તે તમારી અલૌકીક રીત છે એમ કહીને મહારાજના પગમાં માથું નાખીને નમસ્કાર કર્યો એટલી એ વાત થઇ ને બીજી એક ખેંગાર પટેલની વાત છે એક દહાડો એ ખેંગાર પટેલે પોતાના

ભાઇ કુટુંબ સહિત ઉચાળા ભરીને અડધી રાતે દરબારથી છાનાં એ ખોલડીયાદમાંથી નીકળ્યા ને હળવદ જાવા માંડયું ત્યારે એ વાત વઢવાણના દરબારે સાંભળી ને પચાસ ઘોડા પાછળ દોડાવ્યા ને એવો હુકમ કર્યો જે એ સર્વેને પાછાવડીયાં બાંધીને અહીં લાવજો ને ઉચાળા પાછા વળાવજો પછી એ ઘોડા સાત આઠ ગઉ જાતાં ભેગા થયા ત્યારે ખેંગાર પટેલ ભેગું તો પોતાના ઘરનુંજ માણસ હતું બીજું કોઇ નહતું તે ઘણો ડર લાગ્યો ને મહારાજનું ભજન કરવા માંડયું પછી એ સ્વારે ખેંગાર પટેલ ભેગા બસેંને આશરે સ્વાર હથીયારબંધ દેખ્યા ત્યારે એમ જાણ્યું જે આતો ઘણા સ્વારો છે ને બંધુકોવાળા છે તે આપણને ગોળીએ ને ગોળીએ છેટેથી મારી નાખશે ભેગા થાવા પણ દેશે નહી એમ વીચાર કરીને એ ભેગો એક કારભારી હતો તેણે એ સ્વારોને પાછા વાળ્યા ને ખેંગાર પટેલ સુખે ચાલ્યા ગયા પછે વઢવાણથી એ વાત હલવદ ગઇ જે એ બસેં સ્વારો ભેગા હતા તેથી એમને જાવા દીધા તે સ્વારો કોના હતા ત્યારે ખેંગાર પટેલે જાણ્યું જે આતો મહારાજે આપણી રક્ષા કરી નહીકે આપણો સર્વે માલ દરબાર લઇ જાત એ વાત પુરી થઈ.

---

## વાત ૫૨ મી.

અહીંથી દશ વાતો રામજીશેઠની લખી છે મેમકાવાળા રામજીશેઠે દશ હજાર રૂપીઆ વઢવાણના શાહુકાર વાણીઆને વ્યાજે આપ્યા હતા ને તે વાણીઓ સારી આશામી હતો ને પ્રતીજીવાળું માણસ હતું ને કોઇ દીવસ એ આશામી ન ભાગે એવો સહુને ભરોસો હતો. પછી એક દીવસ રામજીશેઠ રાત્રીએ સુતા હતા ત્યારે શ્રીજીમહારાજનાં દર્શન થયાં ને મુકતાનંદસ્વામીને બ્રહ્માનંદસ્વામીએ આદી ઘણાં સદગુરૂના પણ દર્શન થયાં પછી મહારાજે રામજીશેઠને કહ્યું જે તમારા જે સાહુકાર પાસે રૂપીઆ લેણા છે તે સાહુકાર વીસ દીવસમાં ભાંગશે તે તમારા રૂપીઆ લઇ લેજો પછી રામજીશેઠે સવારમાંથી રૂપીઆ લેવા માંડયા તે

પંદર દીવસની અંદર સર્વે રૂપીઆ લીધા ને મહારાજના કહે-વાથી એક વીસમો દીવસ થયો ત્યારે એ સાહુકાર દુકાન બંધ કરીને પોતાને ઘેર બેઠો ને આશામી તુટી એવી રીતે શ્રીજીમહા-રાજે એ ભકતને કીધું એ વાત પુરી થઇ.

## વાત પર મી

એક વાર મેમકાવાળા રામજીશેઠ પોતાનો દીકરો અમરસી તેને પરણાવી જાન લઇને ઘેર આવતા હતા તે ગામ કોઠારીએ આવ્યા ને અસુર થયું ને મેમકું ત્રણ ગાઉ રહ્યું પછી મસાલ કરાવીને કોઠારીએથી ચાલ્યા તે બે ખેતરવા આવ્યા ત્યારે ઉચેથી એવો શબ્દ થયો જે અત્યારે જાશો નહી પાછા વળો ત્યારે રામજીશેઠે સર્વે ગાડીઓ ઉભી રખાવીને સહુને પુછયું જે અત્યારે જાશો નહી પાછા વળો એ કોણ બોલ્યું ત્યારે એ સર્વે જણે કીધું જે અમેતો કોઇ બોલ્યા નથી ત્યારે રામજીશેઠે જાણ્યું જે આતો મહારાજે ના પાડી છે માટે આપણે જાવુ નહી પછી ત્યાંથી જાન પાછી વાળી ને કોઠારીયા ગામમાં રાત રહ્યાં ને દીવસ ઉગે ચાલ્યા તે ઘેર આવ્યા પછી બીજે દહાડે મેમકાનો ભગો પટેલ જતવાડમાં ગયા ત્યારે તેમને જતે વાત કરી જે અમો ઓગણીશ ઘોડા જતનાં એ શેઠની જાન લુટવા આઠ ગાઉથી હેરૂ રાખીને એ મેમકા કોઠારીયા વચ્ચે કારેલ એવે નામે તલાવડી છે ત્યાં રહ્યા હતા ને એ જાનમાં ઘણું ઘરાણું અમે દીઠું હતું તે મરણીઆ થઇને લેત પણ મુકત નહીં ને એ શેઠ કોઠારીયા-માંથી મસાલ લઇને આ બાજુ આવતા હતા તે અમે દેખતા હતા પણ એમને કોણે પાછા વાળ્યા અમારી કાંઇ ખબર પડી હતી ત્યારે ભગે પટેલે કીધું જે અમે પણ જાનમાં ભેગા હતા તે તમારી તો વાત કાંઇ જાણી નહતી ત્યારે જતે કીધું જે એ શેઠને તો એને પરમેશ્વરે પાછા વાળ્યા એવી રીતે એ ભકતની મહારાજે રક્ષા કરી. એ વાત પુરી થઇ.

## વાત ૫૩ મી.

મેમકાવાળા રામજીશેઠના દીકરા નારણની વહુ ગુજરી ગયાં ને તે નારણની સગાઈ કરવા ચાર દીવસ સુધી કોઇ આવ્યું નહી ત્યારે એક વઢવાણથી બ્રાહ્મણે આવીને કીધું જે એક કન્યા છે તે પંદરસેં રૂપીઆની ખરાજાત થસે તે કહોતો એ સગાઇ કરીએ ત્યારે રામજીશેઠ કહે ઠીક સવારમાં એ સગપણ કરવા જાઓ એમ કહીને રામજીસેઠ ઉદાસ થઇને મહારાજની મુર્તીનું ધ્યાન કરીને રાત્રીએ સુઇ રહ્યા ત્યારે તેરાત્રીમાં શ્રીજીમહારાજનાં દર્શનથયાં તે મહારાજે મેટો એક ફુલબાગનો ચોક તેમાં પલંગ ઉપર બેઠેલા ને પુસ્પનાં હાર તોરા ગજરા બાજુ ધારેલા આગળ ઘણાં સંતની ને હરીભક્તની સભા બેઠેલા એવા દેખીને રામજીનાં નેત્રમાંથી જળની ધાર થઇ ગઇ ને પગમાં માથું ઘાલીને પગે લાગ્યા ત્યારે મહારાજ બોલ્યા જે એ બ્રાહ્મણ તારે ઘેર કેમ આવ્યો છે ? ત્યારે રામજી કહે મહારાજ મારા દીકરાની વહુ મરી ગઇ છે ને કોઇ સગપણ આવ્યું નહી ત્યારે એ બ્રાહ્મણ સગપણ કરવા આવ્યો છે ત્યારે મહારાજ કહે એતો તારા રૂપીઆ ખાવા આવ્યો છે તે એને સવારમાં રજા દેજે ને સગપણ તો મેં કર્યું છે તે આ મંગળવાર આવે છે તેની પાછલી રાત્રી ચાર ઘડી રહેશે ત્યારે હું ચાદલા કરાવીશ એમ કીધું ત્યાંતો રામજીશેઠ જાગી ગયા ત્યારે તેમને પોતાના દીકરાને ને પોતાના ઘરના સર્વે માણસને અર્ધી રાતે બોલાવીને એ વાત કરી ને પછી એ જે બ્રાહ્મણ આવ્યો હતો તેને રજા દીધી પછી મંગળવાર આવ્યો ત્યારે સગપણ કરવા સારા ઘરનું માણસ આવ્યું તેણે કીધું જે મંગળ વારની પાછલી ચાર ઘડી રાત્રીએ મારે મહુરત છે તે તે વખત ચાંદલા કરવા છે પછી તે પ્રમાણે એ સગપણ થયું. એ વાત પુરી થઇ,

---

## વાત ૫૪ મી.

એક વાર મેમકાવાળા રામજીશેઠ શ્રી ગઢડે ગોપીનાથજીનાં

દર્શન કરવા જતા હતા ને ભેગું ચાલીશ માણસ હરીભકત મેમકાનું હતું તે ગામ અલૌમાં રાત રહ્યા ને અર્ધી રાતે ઉઠયા તે માર્ગ ભુલી ગયા ને આગળ તો મોટા ડુંગરા ને મોટી ખાડું ને ઝાડ આવ્યાં ને એકે દશે ચાલવાનો રસ્તો નહી પછી સહુ મુઝાણું ત્યારે એક પુરૂષ ઉજળાં લુગડાં પહેરેલ ને હાથમાં લાકડી ને ગાયું આઠ દશ ચારે તેણે એ માણસોને બોલાવ્યા જે તમે કોણછો ને કયાં જાઓછો ? ત્યારે એ રામજીશેઠ વીગેરે સર્વે માણસે કીધું જે અમેતો સંગ છીએ ને ગઢડે દર્શન કરવા જઇએ છીએ તે મારગ અમને જડતો નથી ને તમે કોણછો ત્યારે એ કહે અમે તો રજપુત છીએ તે ચાલો તમને મારગ દેખાડું મારગ અહીંથી છેટે છે ત્યારે રામજીશેઠે કીધું જે તમારી ગાયું રેઢી કેમ રહેશે કોકના મોલમાં પડશે ત્યારે એ રજપુત કહે અમારી ગાયું મોલ ખાય નહી એમ કહીને એ આગળ ચાલ્યા તે ખેતર સુસરા ચાલ્યા ને એ સર્વે માણસ વાંસે ચાલ્યું તે એક ગાઉના આશરે આગળ મારગ આવ્યો ત્યાં ઉભા રહ્યા ત્યારે એ સંગવાળે પુછયું જે ભાઇ તમારૂં કયું ગામ ને તમારૂં શું નામ ત્યારે એ રજપુત કહે તમારે ગામનું ને નામનું શું કામ છે તમારો રસ્તો આવ્યો તે ચાલ્યા જાઓ એમ કહીને એ રજપુત પાછો વળ્યો ને સર્વે માણસ ચાલ્યું ને પાછું વાળીને જોયું ત્યારે એ પુરૂષ દેખાયો નહીં ત્યારે સહુને સમભ્રમ તો થયું જે એ કોણ હશે ને કયાં ગયો પછી સહુ ચાલ્યા તે ગઢડે ગયા ને ત્રણ દીવસ ત્યાં રહીને વળતાં સાળંગપુર આવ્યા તે વંડામાં ઉતારો કર્યો ત્યારે એ સાલંગપુરમાં વાગડ ગામના એક હરીભકત ગરાસણી બાઇ હતાં તેમને આગલે દહાડે સમાધી થએલી તે મહારાજનાં દર્શન થએલ તે મહારાજના પગે ઉઝરડા દેખીને એ બાઇએ પુછેલું જે હે મહારાજ તમારા પગે કેમ ઉઝરડા છે ત્યારે મહારાજે તે બાઇને કીધેલું જે મેમકાના હરીભકત માર્ગ ભુલી ગયા હતા ને આગળ ચોર હતા તે સારૂ એમને માર્ગ દેખાડવા ખેતર સુસરા પડયા તેને કરીને મારા પગે ઉઝ-

થયા છે એટલી આગલે દહાડે વાત થએલી પછી આ સંઘ સર્વે વંડામાં ઉતરેલ દેખીને એ બાઇએ પુછયું જે તમારૂં કયું ગામ ત્યારે સંઘવાળે કીધું જે અમારૂં ગામ તો મેમકુ ત્યારે એ બાઇ કહે તમે મારગ ભુલ્યા હતા એ છો ત્યારે એમણે હા પાડી ત્યારે એ બાઇ બોલ્યાં જે અરે મુર્ખાઓ મહારાજ તમને માર્ગ દેખાડવા આવ્યા હતા. તમે પગ ઝાલી ગય્યા નહી? કેમ જવા દીધા? ત્યારે રામજીશેઠે એ ડોસીને પુછયું જે તમે કેમ જાણ્યું જે એ મહારાજ હતા? ત્યારે એ ડોસીએ કીધુ જે મહારાજનાં મારે સમાધીમાં દર્શન થયાં હતાં ને પગે ઉઝરડા જોઇને મેં પુછયું ત્યારે મહારાજે મને કહ્યું હતું કે મેમકાના હરીભકત મારગ ભુલ્યા હતા તેમને અમે મારગ દેખાડવા ખેતર સુંસરા પડયા હતા તેથી મારેપગે ઉઝરડા થયા છે એમ મહારાજે મને કહ્યું તેથી હું જાણું છું. એવી વાત સાંભળીને સઉ સંઘવાળા આશ્ચર્ય પામી ગયા. એ વાત પુરી થઇ.

## વાત ૫૫ મી.

મેમકા ગામના રામજીશેઠની માતા પાંનબાઇ તે શ્રીજીમહારાજ આ સીઆંણીએ પધાર્યા હતા ત્યાં દર્શન કરવા ગયાં હતાં. તેમણે એવો સંકલ્પ કર્યો હતો જે મહારાજ ભગવાન છે ને મનુષ્યના સરખો પોતાનો દેહ છે પણ પોતાના ધામમાં મહા તેજોમય ચતુર્ભુજ મુર્તી છે એવી મુર્તીનાં દર્શન હે મહારાજ મને કરાવજો એમ ધારીને ગયાં ને મહારાજ મેઘાપટેલના ફળીમાં ગાડા ઉપર ઢોલીઓ ઢળાવીને તે ઉપર બેઠા હતા ત્યાં જઇને દર્શન કર્યાં તે મહારાજે ધોળો સુરવાળ પહેર્યો હતો ને ધોળું અંગરખું પહેર્યું હતું ને ધોળી પાગ માથે બાંધી હતી એવી મુર્તી જોતાં હતાં ત્યાં તો એ મુર્તી મહા પ્રકાશવાન ને સોળ વર્ષની અવસ્થા ને માથે મુગટ ને ચતુર્ભુજ સ્વરૂપ ને શંખ, ચક્ર, ગદા, પદ્મ ગ્રહણ કરેલાં ને જરીઆન વસ્ત્ર પહેરેલાં એવા દેખીને મહા વીસ્મય થઇ ગયાં ને વીચાર કરવા માંડયો જે હમણે મહારાજ

ધોળાં વસ્ત્ર પહેરીને બેઠા હતા તેતો ઉઠીને કંઇ ગયા નથી ને આ બીજી મુર્તી કેની ને કયાંહથી આવતાં દેખી નથી તે આતે મને શું થાય છે એમ વિચાર કરે છે ત્યાંતો પાછા જેવા આગળ દેખ્યા હતા તેવા ને તેવા દેખ્યા ત્યારે પોતાને સુઝયું જે આતો મેં સંકલ્પ કર્યો હતો તે સારૂ મહારાજે મને આવું રૂપ દેખાડયું પછી જઇને પગમાં માથું મુકીને પગે લાગ્યાં ત્યારે માહારાજે કહ્યું કે હવે તમારૂં ધાર્યું થયું એમ કહીને પોતાના બે હાથ પાંન બાઇને માથે મુકયા. એવાં મહારાજે અલોકીક દરશન દીધાં. એ વાત પુરી થઇ.

## વાત ૫૬ મી.

રામજીસેઠે બે હજાર રૂપૈયાનું રૂઊ ઘરમાં ભરયું હતું ને તે ઘરમાં લાય થઇ તે ગાંમનુ માંણસ ઓલવવા શારૂ આવ્યું પણ ઓલાણું નહી ને ઝાંલણ વળીયું કમાડ બારહાથ એ સરવે બળીને રાખનો ઢગલો થઇ ગયો ને તે રૂઊ પણ ઊપરથી બળી ને રાખ જેવું જણાયું પછી એ બળીને ઓલાઇ ગયું ત્યારે એ ઘરમાં જેવા સારૂ ગયા ને બળેલા રૂઊનો રાખ જેવો ઢગલો જોયો ત્યારે રૂઊ ઊપર ઊપર એક તસુ બળેલું ને માંહી તો એવું ને એવું દેખ્યું તે કાઢીને તોલ્યું તે તેર મણ રૂઊ બળેલું ને બીજું તો આગથી બળેલું નહી ને પાણીથી પલળેલું પણ નહી ને તે રૂઊ હેઠે લાકડાં હતાં ને ભીતમાં લાકડાની ખુંટીઓ રૂઊમાં દબાયેલી હતી તે પણ બળીને રાખ થઇ ગઇ ને રૂઊ બળ્યું નહી એવી રીતે શ્રીજીમહારાજે રક્ષા કરી. એ વાત પુરી થઇ.

## વાત ૫૭ મી

એકવાર શ્રી ગઢડેથી જીવુબાઇ તે રામજીસેઠના માતુ જે પાંનબાઇ તેમને દરસન દેવા શ્રી મેમકે પધાર્યાં હતાં ને જીવુબાએ રાંમજીશેઠની દીકરી સીવને પુછયું જે તારી સાસુ ભગવાન ભજવાદે એવી છે કે નહી ભજવાદે એવીછે ત્યારે એ સીવ બોલી

જે અરે બા મારી સાસુતો એમ બોલેછે જે તું સ્વામીનારણની દીકરીછું ને લસણ કે હીંગ ખાતી નથી ને મારે ઘરે એવું તોફાન નહી ચાલે આતો તારે પરણ્યાનું આંણુછે તે હું બોલતી નથી પણ હવે આવીસ ત્યારે તો રોટલી શાક સીરામણ એ સરવેમાં વઘારણી નાખીસ પછી જોજે કેવી ખાતી નથી એમ મુને ડર દીધોછે તે માટે ભગવાન ભજવામાં ને સતસંગનો ધરમ પાળવામાં હરકત આવે એવું જણાયછે ત્યારે તે સાંભળીને જીવુબાઇ બોલ્યાં જે તું આણું વળીને જઇસ ત્યાં સુધી તારી સાસુ નહી રહે પછી તારે શી હરકત આવસે ત્યારે પાંનબાઇ બોલ્યાં જે એની સાસુ તો નાંની બાળકે ને સીવને વળાવવાની તો આઠજ દીવસની વારછે તે આઠ દીવસમાં કયાં જાસે ત્યારે જીવુબા બોલ્યાં જે આઠ દીવસ શું થોડાછે પછે મોટીબાતો બે દીવસ રહીને પધાર્યાં ને પાંચ દીવસ થયા ત્યારે એ સીવની સાસુ ગુજરી ગયા એવી રીતે મોટીબાનું કેવું સાચું થયું. એ વાત પુરી થઇ.

---

## વાત ૫૮ મી.

એક દીવસ મેમકા વાળા રામજીસેઠની માતુ પાંનબાઇ શ્રી ગઢડે દરસન કરવા સારૂ ચોમાસામાં ગાડી જોડાવીને ચાલ્યાં ને વરસાદ વરસવા માંડયો ને ગાડીને આગળ પાછળ ને અડખે પડખે મેહ વરસે પણ ગાડી ઉપર છાંટો પડે નહી તે જોતાં જાય ને આશ્ચર્ય માનતાં જાય પછી ગઢડે ગયાં ને ગોપીનાથજીનાં દરસન કરયાં ને મોટીબાનાં દરસન કરયાં ને ચાર નેવાના ચોકવાળી જગ્યા છે તેમાં ઉતારો કરાવ્યો ને પછી સાંજે રસોઇ કરાવી ને મોટીબાએ આવીને એ નેવાં હેઠે ઓસરીના જેર પાસે જગ્યા બતાવી જે અહીયાં રસોઇ કરો પછી એ નેવાં હેઠે ચોકો કરીને તપેલાં ચડાવ્યાં ને ખીચડી ઓરી ત્યાંતો ઇંદ્રધાર મે વરસવા માંડયો તે નેવામાં પાણી ન માય એવો જબર વરસાદ આવ્યો પણ જેટલાં નેવાં એ ચોકા ઉપર હતાં તેમાંથી એકેય નેવામાં પાણી આવ્યું નહી ને રસોઇ કરવા બેઠાંતાં તે ઉપર વરસાદનો છાંટો

પણ પડયો નહી ને ફળીના ચોકમાં પાણી ભરાણું તે પણ એ ચોકા-ની કોરે થઇને ચાલ્યું જાય પણ ચોકામાં આવે નહી તેને કરીને ચોકાની જગ્યા પ્રથમ જેવી કોરીહતી તેવીને તેવી કોરી રહી ને રસોઇના કરનાર ઉપર પણ છાંટો પાણાનો પડયો નહી પછી એ વરસાદ રહી ગયો ત્યારે મોટીબા ત્યાં આવીને બોલ્યાં જે પાનબા-ઇ તમને વરસાદે કંઇ કનડગત કરી ત્યારે પાનબાઇકે હે માતાજી તમેતો અમને આંઇ આવતાં રસ્તામાં પણ પલળવા દીધાં નહી ને આંહી પણ અમારો ચોકો કોરો રાખ્યો તે અમારી બહુ ખબ-ર રાખી ત્યારે મોટીબા કે તમે છેટેથી ગોપીનાથજીને દરસને આ-વ્યાછો તે ગોપીનાથજી તમારી એટલી ખબર રાખેજતો પછી બા-જે દહાડે પાનબાઇને તેડીને જીવુંબાઇ ગોપીનાથજીના દરસન કર-વા મંદીરમાં ઠાકોરજીના સીહાસન પાસે ગયા ને એમ બોલ્યાં જે પાનબાઇ જોવોને આ ગોપીનાથજીને બહુ ઘામ થાય છે તે પરસેવો વળ્યોછે ત્યારે પાનબાઇ એ જોયું તે ગોપીનાથજીના મુખારવીંદ ઉપર પરસેવાના મોતૈયા આવી ગયેલા ને હરીક્રશ્નમહારાજની મુરતીને પણ પરસેવાના મોતૈયા આવેલ તે નજરે દેખ્યા પછે મોટીબાના હાથમાં ધોળો રૂમાલ હતો તેને કરીને હરીક્રશ્ન મહારાજનો અને ગોપીનાથજી મહારાજનો મુખારવીંદ ઉપરથી પરસેવો લુછયો ને રૂમાલ પલળી ગયો ને તે રૂમાલ પાનબાઇને દેખાડયો પછી વીંઝણો હતો તેને કરીને મોટીબાયે ઠાકોરજીને વાયરો નાખ્યો એ-વો પ્રતાપ પાનબાઇને દેખાડયો પછી વળી એક દીવસ મોટીબા પોતાની ઓસરીમાં એકલાં બેઠાં હતાં ને પાનબાઇ પગ ચાંપતાં હતાં તે પાનબાઇ બોલ્યાં જે જોવોને બા આ ગઢડામાં ગોપીના-થજીછે ને મુલીમાં રાધાક્રશ્નછે તે તો બેય ભગવાનની મુરતીઓછે તે તહાં દરસન કરીયેતો પણ પુન્યથાય પણ હું વરસો વરસ ઘણાં વરસથી અહીંયાં આવુંછુ તે તો તમારા દરશન કરવા આવુછુ ને વળી તમને દાદાખાચરની બેનને નાતે કાંઠી એમ પણ હું જા-ણુતી નથી તમને તો રાધીકાજી જાણીને આવુંછુ એમ બોલતાં હતાં ત્યાંતો મોટીબાના શરીરમાંથી મહા પ્રકાશ થયો તે જોઇને પાન-

બાઇએ મોટીબાના પગમાં માથું ઘાલીને કીધું જે બા મુને એક વચન આપો ત્યારે બા કહે જે માગો તે આપું ત્યારે પાનબાઇ કહે જ્યારે હું દેહ મુકું ત્યારે મહારાજને તેડીને તમારે પધારવું ને તમે મને બહુ વહાલા છો ને તમારી દાસી કરીને તમારી હજુરમાં રાખવી એવું સાંભળીને મોટીબાએ પોતાને હાથે કરીને પાનબાઇ નો હાથઝાલીને ત્રણ વાર કોલ દીધો તે બોલ્યાં જે મહારાજને તેડીને હું તેડવા આવીસ ને મારી બરોબરના કરીને તમને રાખીસ ને તમારો દેહ પડવાનો થશે ત્યારે ત્રણ દીવસ મોરથી તમને ખબર કરીસ એવું મોટીબાએ પાનબાઇને વચન આપ્યુ પછી આઠ દીવસ ત્યાં રહીને પાનબાઇ ઘરે આવ્યાં પછી કેટલેક દહાડે પાનબાઇનો દેહ પડવાનો થયો ત્યારે ત્રણ દીવસ મોરેથી મોટીબાના દરસન થયાં ને બા એમ બોલ્યાં જે આજથી ત્રીજે દીવસ મહારાજ તમને તેડવા આવસે ને રાજબાઇ લાડુબાઇ ને હુંએ પણ ભેગા આવીસું તમે તેયાર થઇ રેજો એમ રાત્રીએ સવપ્નામાં દેખ્યું પછી સવારના પોરમાં એ વાત પાનબાઇએ રામજીને કરી ત્યારે રામજીતો આગળ થએલી વાતને જાણતા હતા તે તેમણે કીધુંજે હે માતુ તમારે હવે ભગવાનના ધામમાં જાવું નજીક આવ્યું માટે ભગવાન ભજવાનો આગ્રહ રાખો ત્યારે પાનબાઇ બોલ્યાં જે મારે એ વાતનો ઘણો ઊછરંગ છે કેમ જે મહારાજનાં દર્શન થયાં ઘણા દીવસ થઇ ગયા છે તે હવે હું એ મુર્તિ ભાળીશ ને રાજબાઇ, જીવુબાઇ ને લાડુબાઇ એમને પણ દેખ્યાં ઘણા દીવસ થઇ ગયા છે તે એમને પણ દેખીશ એમ કહીને બહુ રાજી થયાં ને પોતાના શરીરમાં કાંઇ રોગની પણ કસર નહી સાજો નરવો દેહ હતો પછે પોતે વચનામૃત સાંભળવા માંડયાં ને ડોશીઓને ભેગાં કરીને કીર્તન ગવડાવવા માંડયાં તે બે દીવસ એમ કર્યું ત્યારે ત્રીજે દીવસ થયો તે ચાર વાસાની તાવલી શરીરમાં સવારમાં આવી તોપણ પોતે નદીએ નાહી આવ્યાં પુજા કરીને સાંજ સુધી કીર્તન ગવડાવ્યાં પછે રાત્રી પડી ત્યારે એ ટાણે નારણની દીકરી સુતી હતી તેને મહારાજનાં દર્શન થયાં ને પછે જાગીને

તેને વાત કરી જે મહારાજ આપણે ઘરે આવ્યા હતા ને ભેગા સાધુ ઘણા ને રથ ને ઘોડાં પણ હતાં તે પાંનબાઇ પાસે આવીને એમ બોલ્યા જે તમને તાવ આવે છે તે જોવા સારૂ અત્યારે તો આવ્યા છીએ ને અરધી રાતે તેડવા આવશું એમ કહીને મહારાજ ગયા એવી વાત એ દીકરીએ કરી તેને સાંભળીને પાનબાઇ એમ બોલ્યાં જે મહારાજ નહી આવેતો કીહાં જાસે મને તો કોલ દીધો છે ને માથે હાથ મુંકયા છે તે એમને આવ્યા વીના છુટકો નથી પછે રાંમજી ને કહ્યું જે તારે મુને જે આપવું હોય તે આપ ત્યારે રામજીએ પોતાના માતાએ જે માગ્યું તે આપ્યું પછે એમ કરતાં કરતાં અરધી રાત ગઈ ને પાનબાઇ રાંમજીને બીજા દીકરાએ બેઠાબેઠા મહારાજની વાટ જોતા હતા ને મહારાજની વાતુ કરતા હતા ત્યાંતો પ્રથમ મોટીબા પધાર્યાં ને પાનબાઇને દરશન થયાં ત્યારે બે હાથ જોડીને પગે લાગ્યાં ને અમરસી ઢોલીઆ ઉપર બેસીને વાંસો ચાંપતોતો તેને ઉઠાડી મુકો કે ઉઠ આ બાને અપવાસ પડસે એમ કેછે તાંતો મહારાજ પધાર્યા ત્યારે પોતે ઢોલીઆ ઉપરથી હેઠા ઉતરીને બે હાથ જોડીને માથુ ભુએ અડાડીને પગે લાગ્યાં ને પછે બોલ્યાં જે આ મહારાજ પધાર્યા ને આ રાજબાઇ જીવુબાઇ લાડુબાઇ અમુલાંબાઇ એ ભુગાં આવાંછે ને આ સાધુતો ઘણ છે ને રાંમજી કયાં ગયો આ દરસન કરો મુને તેડવા આવા છે તે હું હવે જાઉછુ ને સઉને જે સ્વામીનારાણ છે એમ કહીને દેહ મુકી દીધો ને સ્વાસ થઓ નહી કંઠ હાલો નહી આંખ ફરકી નહી એમ દેહ મુકી દીધો ત્યારે તે ટાણે ગાંમ લીબડીમાં પુતળીબાઇ એવે નામે કરીને ડુંઢીઆ આરજા હતાં તે પુરવે પાંનબાઇની બેન હતાં તે આરજા થયાં હતાં તેમને મહારાજનાં દરશન થયાં તે ઘણા સંત ને ઘણા વીમાન ને ઘણા રથ ને વાજાં વાગે ને બહુ પ્રકાશ થએલો ને આકાશ મારગે જાય એવું પોતે જાગતાંતાં ને ઉભાંતાં ને અપાસરાની બાઅલી કોર હતાં તેમને એવું દેખીને એમ ધાર્યું જે આ કુણ હશે ને આ રાતે કયાં જાતા હશે ત્યારે એ ઉંચેથી શબ્દ થયો જે અમે સ્વામીનારાયણ છીએ ને તમારી બેન પાનબાઇ એમકે છે તેમને

તેડવા જઇએ છીએ એવું સાંભળીને તે બાઇ અપાશરામાં ગયાં ને એ અપાસરામાં પંદર વીસ ડોસીઓ રાતે સુવા આવેલાં હતાં તેમની પાસે એ સર્વે વાત કરી ને પછે સવારમાં એ ખબર કાઢવા લીમડાથી માણસ એક મેમકે મોકલ્યું ત્યારે તે માણસ મેમકે આવ્યું ત્યારે પાંનબાઇએ દેહ મુકેલ તે જોઇને પછે તે માણસે આવીને એ સરવે વાત કરી તે સાંભળીને સઉ આશ્ચર્ય પામ્યાં. એ વાત પુરી થઇ.

## વાત ૫૯ મી.

મેમકાવાળા રામજીશેઠની બેન સાંમબાઇ સમાધીનીસ્ટ હતાં ને શામલા ગામમાં રહેતાં ને તેમની દીકરી શંતોક એવે નામે કરીને મહા ભકતરાજ હતાં તે બાઇને ગામ વીટલપર ઢુંઢીઆ વાણીઆને ઘરે પરણાવ્યાં હતાં પછે કોઇક દહાડે એ વીટલપરના વાણીઆ શ્રી અમદાવાદ ગયા ને એ સંતોકબાઇ પણ ભેગાં હતાં ત્યારે એ સંતોકબાઇએ પોતાના સાસુ સસરાને કીધું જે આ ગામમાં સ્વામીનારાયણનું મંદીર છે તે મુને દરશન કરવા જાવા દો ત્યારે તે બોલ્યાં જે આપણ ઢુંઢીઆ છીએ તે આપણાથી સ્વામીનારાયણના મંદીરમાં જવાય નહિ માટે એ વાત કોઇ દીવસ કરવી નહી પછે તે બાઇ તો ઘણું દીલગીર થયાં ને રાત્રીએ સુઇ રહ્યાં ત્યારે મહારાજ પધાર્યા ને તે સંતોકને કીધું જે તમને દરશન કરવા આવવા દીધાં નહી તે ચાલો મારા ભેગાં હું તમને એ મંદીર દેખાડું ને મુનીંઓનાં દરશન કરાવું પછે એ બાઇ મહારાજ ભેગાં મંદીરમાં જઇને એ ઠાકોરજીનાં દરશન કર્યાં તે મહારાજ કહેતા જાય જે જોવો આ મંદીરમાં મારી રાધા કૃષ્ણની મુરતીઓ છે આ મંદીરમાં મારી નરનારાયણની મુરતીઓ છે આ મંદીરમાં મારી સજા છે આ મંદીરમાં મારી હરીકૃષ્ણને ધરમભકતીની મુરતીઓ છે એમ સરવે દરશન કરાવીને પછી શ્રીજી મહારાજે એ સંતોકબાઇને કીધું જે તમને એ ઢુંઢીઆ વાણીઆને રેવા દેસુ નહી આજથી બે મહીને અમારા

ગામમાં તેડી જાશું માટે તમારા પીઅરનો જે માલ હોય તે સરવે તાંહાં લઇ જાજો આંહી કાંઇ રેવા દેશો નહી શાસારૂ જે તમારો દેહ પડયા પછી એ કાંઈ પાછુ નહી આપે માટે લઇ જાજો એવી રીતે મહારાજ કહી ગયા ને પછી એ બાઇ સુતાંતાં તે જાગ્યાં ત્યારે વીચારાં જે આ મારે મહારાજનાં દરશન થયા ને મંદીરને ઠાકોરજીનાં દરશન કરાવ્યાં ને એ મહીને તેડી જાવાની વાત કરી તે સરવે વાત સાચી છે પછી એ અમદાવાદથી પાછાં વીટલપર આવ્યા ને થોડે થોડે પોતાના પીઅરનો જે માલ તેને જેકોઇ સાથ મલે તે ભેગો મોકલવા માંડો ને દોઢ માસ થયો ત્યારે એ બાઇને પોતાનો ભાઇ તેડવા આવ્યો ત્યારે તે ભેગાં પીઅર જાવા તૈયાર થયા ત્યારે પોતાનો સરવે માલ ભેગો લીધો ને ગાદલાંને ગોદડાં લીધાં ત્યારે તેમને સાસરે કીધું જે આ ગાદલાં ગોદડાં શું કરવા લઇ જાઓ છો ત્યારે બાઇએ કેવરાવ્યું જે એમાં રૂ સારૂ નથી ને તેવળી થોડુ છે તેચારાં ભરીને લેની આવીસ એમ કહીને સરવે માલ પોતાના પીઅરનો જે હતો તે ભેગો લઇને પોતાને પીઅર આવ્યાં ત્યારે એમને મા બાપે કીધું જે અરે બાઇ તું ગાંડી છુ આ ગાદલાં ગોદડાં ચાકળા ચંદરવા એ આંહી કેમ લાવી ત્યારે એ બાઇએ એસરવે વાત પોતાના માબાપને કહી એને આઠ દિવસ થયા ત્યારે મહારાજનાં દર્શન થયાં તે મહારાજે સંતોકને કીધું જે આજથી આઠમે દહાડે સંધ્યા વખતે દીવા થાય તે ટાણે તમને તેડવા આવશું પછે એ વાત સંતોકે પોતાના માબાપને કીધી ને ગામમાં પણ એ વાત પ્રસિદ્ધ થઇ ગઇ. ત્યારે ગામમાં એમનાં સગાં ઢુંઢીઆ વાણીયા હતા તેમણે માંહોમાંહી એમ વાત ધારી જે આઠમે દહાડે ત્યાં જઇ ખબર રાખવી ને એ વાત જુઠી પડે તો એ સતસંગી છે તે એમને ફજેત કરવા એવું ધારીને ઠરાવ કરી રાખ્યો પછે તેને પાંચ દિવસ ગયા ત્યારે એ સંતોક બાઇને થોડોક તાવ આવ્યો ને પછે આઠમો દિવસ આવ્યો ત્યારે એ સંતોક પોતાના માબાપ ને કીધું જે આજ સાંજે મહારાજ પધારશે તે આપણી બજાર સારી નથી તે વાસીદું વળાવો ને સારી કરાવો પછે તે બજાર

વળાવી આમી કરાવી પછે સાંઝ પડી ત્યારે સંતોકે કીધુ જે આપડી ખડકીએ બે દીવા કરાવો તે દીવા પણ કરાવ્યા ત્યાં મહારાજ પધાર્યા ત્યારે સંતોક બોલી જે આ મહારાજ પધાર્યા ને સાધુ પણ ઘણા ભેગા છે તે મને એમ કે છે જે તમને બદ્રીકાશ્રમમાં નહી મોકલું ગોલોકમાં નહી મોકલું સ્વેતદીપમાં નહી મોકલું તમને અક્ષર ધાંમમાં તેડી જાઇસ ને તમે પુરવ જન્મમાં તમારૂ સત્યવતી નામ હતું એમ કહીને એ સંતોક બાઇએ દેહ મુકી ત્યારે તેમનાં સંબંધી એ ટાંણે જે જોવા આવ્યાં હતાં તે સર્વે વીસ્મય થઇ ગયાં અને બોલ્યાં જે જુઓને આ વાત કેવી સાચી થઇ એ વાત પુરી થઇ.

---

## વાત ૬૦ મી.

મેમકાવાળા રામજી શેઠની બેન શાંમબાઇ તેમની દીકરી બાઇ દીવાળીને દીકરાની દીકરી બાઇ સાંકળી એ બે બાઇઓ મુલીએ ઠાકોરજીનાં દરશન કરવા આવ્યાં તે દરશન કરતાં કરતાં એ બેય બાઇઓ પરસપર એમ બોલીઓ કે આ મુર્તીઓતો પાસાંણુની ને ધાતુની છે એમાં કંઇ જીવ નથી તે આ કેમ કરીને આપડુ કલ્યાણ કરશે એમ એ એક બીજીઓ બોલીઓ ત્યાં તો એ હરી કૃશન મહારાજની મુર્તીને શ્રીકૃષ્ણ મહારાજની મુર્તી એ બેય મુર્તી એ પોતાના પગ ફેરવ્યા શરીર ફેરવ્યુ ને એક હાથે પોતાની પાગુ ઉતારીને હાથમાં રાખી ને બીજા હાથ પોતાના માથા ઉપર ફેરવ્યાને આંખુનાં મટકાં ભરવા માંડયાં એવું જોઇને એ બે બાઇઓને એમ થયું જે આતો મહારાજ પ્રગટ બીરાજતા દીસેછે તે સૌને આ મુર્તી પણ સજીવન છે તે આપણું કલ્યાંણ કેમ નહી કરે એતો કરશેજ એમ વીચારીને માથા સટે સતસંગ કર્યો ને ઢુંઢીઆ વાંણીઆમાં પોતાનાં સાસરાં છે તો પણ શ્રીજીમહારાજનુ ભજન અડગપણે કરવા માંડયું ને વળી એક દહાડે એ સાંમબાઇનો દીકરો ચત્રભજ તે પોતાની જે બેનદીવાળી તે સારૂ ઘરાંણુ લઇને શ્રી ધાંગધ્રે જાતો હતો તે તેને દીકસર ગામમાં રાત રહેવું હતુ

તે હાંણુવાડે ગામથી દીકસરને માર્ગે ચાલતાં એક ઘરડો ભરવાડ સામો મળ્યો ત્યારે તે ભરવાડે એ ચત્રભજને કહ્યું જે શેઠ ક્યાં આજ રાત રહેશો ત્યારે ચત્રભજ કહે દીકસર રહીશું ત્યારે તે ભરવાડ કહે દીકસર જઇશ નહીં આ ગામમાં રાત રહીને સવારે જજે ત્યારે ચત્રભજ કહે હજુ દીવસ ઘણો છે અત્યારે કંઇ બીક નથી તેથી જઇશ ને વળી એ ગામમાં મારે ઉતરવાનું ઠેકાણું સારૂં છે એટલે જઇશ ત્યારે તે ભરવાડ કહે અરે શેઠ હું ઘરડો ભરવાડ છુ તે મારૂ કહ્યું માનીને રહીજા ને આ ગામમાં તારે રહેવાનુ ઠેકાણું ન હોય તો ભાતું ખાઇને ચોરે રહેજે પણ દીકસર રાત રહેવા જઇશ નહી ત્યારે ચત્રભજ કહે ગોકળી કાંઇ ફકર નથી હમણે જતો રહીશ ત્યારે ગોકળી કહે જાનારો થયો તે જઇશ તો ખરો પણ આ ઘરેણું તારૂં જશે પછી તું જાણુ એમ કહ્યું ત્યાંતો એ ભરવાડ અદ્રસ થઇ ગયો ત્યારે એ ચત્રભજે વીચાર્યું જે આ ભરવાડ કેમ દેખાયો નહી ક્યાં જતો રહ્યો ને મને જવાની બહુ ના પાડી તે હવે મારે જવું નહી એમ વીચારી ને પાછો વળીને એ ગામમાં રાત રહ્યો ને સવારમાં ચાલ્યો તે દીકસરમાં જેને ઘેર રાત રહેવું હતું તેને ઘેર ગયો ત્યારે તેને ઘેર રાતે ચોરે ખાતર પાડેલું તે કંઇ રહેવા દીધેલું નહી તે જોઇને ચત્રભજે એમ વીચાર્યું જે હું અહીં આવી આને ઘેર રાત રહ્યો હોત તો મારૂ ઘરેણું સરવે જાત તે મને ભરવાડે બહુ બહુ ના પાડી ને પાછી ભરવાડ દેખાયો નહી માટે એ જરૂર મહારાજ બીજો મારી કોણ રક્ષા કરે એવી રીતે અતી પ્રતાપ દેખ્યો એ વાત પુરી થઇ.

---

## વાત ૬૧ મી.

એકવાર ગોપાળસ્વામીએ બોટાદમાં ચોમાસું કર્યું તે સાધુ પણ ઘણા ભેગા હતા તે બોટાદથી નીકળ્યા ત્યારે મારગમાં એક સાધુએ એ સ્વામીને પુછ્યું જે આ દેશમાં માણસ વાતો કરે છે જે ગોપાળસ્વામી મે વરસાવે છે તે વાત સાચી ત્યારે

સ્વામી બોલ્યા જે મે તો ભગવાનનો કર્યો થાય એતો કાંઇ આપણા હાથમાં હોય નહી એમ કહ્યું ત્યાં તો મે વરસવા માંડયો ને સાધુએ પલળવા મંડયુ ત્યારે સર્વ સાધુએ ગોપાળ સ્વામી ને કહ્યું જે હે મહારાજ આ સાધુ નવા છે ને તમારો પ્રતાપ જાણતા નથી તે એમ બોલ્યા પણ આ અમારાં પુસ્તક ને પુજાઓ પલળી જશે ને મેણીઆં બાંધી જાતો પણ કર્યો નથી તે વરસાદ બંધ કરો ત્યારે સ્વામી બોલ્યા જે આ કટાંણાનો વરસાદ ઝાઝો વરસે નહી એતો હમણે રહી જશે એમ બોલ્યા ત્યાં તો વરસાદ ઝડપ સરીખો રહી ગયો એવો ગોપાળ સ્વામીનો પ્રતાપ જોઈ સૌ આશ્ચર્ય પામ્યા એ વાત પુરી થઇ.

## વાત ૬૨ મી.

વડોદરામાં મેરાલભાઉ એવે નામે કરીને એક દક્ષણી બ્રાહ્મણ પાંચ કરોડ રૂપીઆની માયાવાળો હતો તે માંદો પડયો ત્યારે વડોદરામાં જેટલી હરમાંનજીની મુરતીઓ હતી તે સરવે ઠેકાણે મંત્ર જપવા બ્રાહ્મણ બેસાડયા પણ સ્વામીનારાયણના મંદીરમાં જે હનુમાનજીની મુરતી હતી ત્યાં કોઇ બ્રાહ્મણ બેસાડયો નહી પછી મેરાલભાઉ તો દહાડે દહાડે ગળતો ગયો અને બોલવા ચાલવાની પણ શકતી રહી નહીં પછી એક દહાડે એક સતસંગી બ્રાહ્મણ મંદીરમાં આવતો જતો તેને ગોપાળસ્વામી આગળ વાત કરી જે આ ગામમાં મેરાલભાઉ માંદોછે તે સર્વ હરમાનજી આગળ બ્રહ્મણ મંત્ર જપવા બેસાડયા છે એક આપણા હરમાનજી પાસે કોઈ બ્રહ્મણ બેસાડયો નહી ત્યારે ગોપાળસ્વામી બોલ્યા જે એ મેરાલભાઉને ને તારે કાંઈ ઓળખાણ છે ત્યારે એ બ્રહ્મણ કહે હા હું એને ઘેર જાઉ આવું છું ત્યારે ગોપાળસ્વામી કહે એ ભાઉને એટલું કહેજે જે આ સર્વે હરમાનજીની પુજા કરવા બ્રાહ્મણો બેસાડયા છે પણ તમને સુવાણ થઇ નહી માટે એ સર્વે બ્રાહ્મણને ઉઠાડી લો ને એક સ્વામીનારાયણના મંદીરમાં હનુમાન-જી છે ત્યાં પાંચ સતસંગી બ્રાહ્મણને બેસાડો તો તમને સુવાણ

થશે એમ ગોપાળસ્વામીએ કહ્યું છે પછી તે બ્રાહ્મણે મેરાલભાઈને વાત કરી ત્યારે એ સર્વ બ્રાહ્મણને ઉઠાડી દીધા ને સ્વામીનારાયણના મંદીરમાં પાંચ સત્સંગી બ્રાહ્મણને બેસાડયા તે બ્રાહ્મણે માળાઓ ફેરવવા માંડી ને એ ભાઉને સુવાણુ થવા માંડી તે ત્રણ દીવસે તો સારી પેઠે સુવાણુ થઇ પછી મીનામાં બેસીને સ્વામીનારાયણના મંદીરમાં આવ્યો ને ઠાકોરજીને બે હજાર રૂપીયાનો પોસાક આપ્યો ને ગોપાળસ્વામીને આઠસેં રૂપીઆની સાલ ઓઢાડવા માંડી તે સ્વામી કે અમારાથી ઓઢાય નહીં પછી રઘુવીરજી મહારાજ સારૂ રખાવીને પછી એ ભાઉ બોલ્યો જે આ સ્વામીનારાયણના મંદીરમાં જેટલા સાધુ રહેતા હોય તેમને હંમેશ મારી રસોઇ ત્યારે સ્વામી કહે એમ થાય નહિ મહીનામાં ચાર રસોઇઓ તમે આપો પછી તે પ્રમાણે કર્યું એવી રીતે મેરાલ ભાઉએ પ્રતાપ દેખ્યો. એ વાત પુરી થઇ.

---

## વાત ૬૩ મી.

એક વાર વડોદરાના મંદીરમાં ગોપાળસ્વામી હતા ને સર્વે સંત ને હરીજન એ ગરબી કરીને કીર્તન ગાયાં તે રાત્રીના બાર વાગ્યા સુધી ગાયાં પછી ગાઇ રહ્યા ત્યારે ગોપાળસ્વામીએ કોઠારીને કહ્યું કે પતાસાં લાવો આ ગરબીના કરનારને પ્રસાદી આપીએ ત્યારે કોઠારી કહે પતાસાં તો નથી ત્યારે સ્વામી કહે સાકર લાવો ત્યારે કોઠારી કહે સાકર પણ થઈ રહી છે ત્યારે સ્વામી કહે બજારમાંથી લાવો ત્યારે બજારમાં ગયા તે સર્વે દુકાનો વાસેલી ત્યારે સ્વામીને કહ્યું કે બજારમાંથી પણ મળ્યું નહિ ત્યારે સ્વામીએ ઉંચી દ્રષ્ટિ કરીને જોયું ત્યાંતો એક મણુ સાકરનો કાગળમાં બાંધેલ પડો પડયો ત્યારે સ્વામી કહે જુઓ એ શું પડયું ત્યારે જોયું તે સાકર દેખી પછી એ સાકર ગરબીના કરનારને વહેંચી દીધી. એ વાત પુરી થઇ.

---

## વાત ૬૪ મી.

એકવાર ગોપાળસ્વામી ગામ ઉમરેઠના મંદીરમાં હતા ને તે મંદીરના બારણાં પગથીઆં બજારમાં હતાં તે સરકારના માણસ બજારનાં પગથીઆં ખોદતા ખોદતા એ સ્વામીનારાયણના મંદીરનાં પગથીઆં ખોદવા આવ્યા ત્યારે ગોપાળસ્વામીએ કહ્યું જે આ મંદીરનાં પગથીઆં ખોદસો નહીં ત્યારે સરકારી માણસે કહ્યું જે સરકારનો હુકમ છે તે ખોદી નાખીશું ત્યારે ગોપાળસ્વામી એ પગથીયાં ઉપર બેઠા ને કહ્યું જે ખોદીશ નહી ત્યારે તે સરકારી માણસે કુમાશદાર પાસે ફરીયાદ કરી જે સ્વામીનારાયણના મંદીરનાં પગથીયાં ખોદવા ગયા તે એક સાધુ એ પગથીયા ઉપર બેઠો છે ને ખોદવા દેતો નથી ત્યારે તે કુમાશદાર કહે એ સાધુને બાંધીને અહીં લાવો ત્યારે સરકારી માણસે જઇને કહ્યું જે અરે સાધુ તમે પગથીયા ઉપરથી ઉતરી જાઓ, નહીતો પાછવડીયાં બાંધીને લઇ જઇશું એવો કુમાશદારનો હુકમ છે એવું સાંભળીને પાંચ સાધુ ભેગા લઇને ગોપાળસ્વામી એ કુમાશદાર પાસે ગયા ને હાકોટો કર્યો જે એ કુમાશદાર કયાં છે ત્યારે એ કુમાશદાર ઓરડામાં હતો તેણે સાંભળ્યું ત્યારે એને બીક લાગી જે એ સાધુ કરામત્ય વાળો છે તે મારે એની નજરે થવું નહી, માણસો પાસે કહેવરાવ્યું જે સાધુ તમે જાઓ તમારાં એટલા પગથીયાં નહી ખોદે ત્યારે ગોપાળસ્વામી કહે એને મારી નજરે કરો એ મને પાછડીયાં બાંધતો હતો તે મારે જોવો છે ત્યારે માણસે કહ્યું જે તમારે જોવાનું શું કામ છે ત્યારે સ્વામી બોલ્યા જે મને એ પાછવડીયાં બાંધતો હતો કયાંઇક એજ બંધાઇ ગયો તો એમ કહીને સ્વામી મંદીરમાં આવ્યા ને પગથીયાં ખોદતાં બંધ રહ્યાં પછી એજ રાત્રીએ ગાયકવાડી સરકારના દસ પંદર સ્વાર આવ્યા તે એ કુમાશદારને પાછવડીઆં બાંધીને વડોદરે લઇ ગયા ને કલમ કપાઇ ગઇ એવો એને માથે ગુનો સાબીત થઇ ગયો તે ગોપાળસ્વામીના શરાપથી. એ વાત પુરી થઇ.

એકવાર શ્રીજીમહારાજને ભારતનું પુસ્તક જોઇતું હતું ને તે પુસ્તક ભાવનગરમાં એક બ્રાહ્મણને ઘેર હતું તે મહારાજે માગ્યું પણ એણે આપ્યું નહીં તે ઘણીવાર માગ્યું પણ ન આપ્યું પછી એક દહાડે એ ખુશાલભટને મહારાજે કહ્યું જે એ ભારત તો તમે લેવા જાવો પછી એક બ્રાહ્મણ ભેગો લઈને ખુશાલભટ શ્રી ભાવનગર એ બ્રાહ્મણને ઘેર ગયા ને પુસ્તક મગાવ્યાની વાત કરી ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે હજાર વાતે એ પુસ્તક હું સ્વામીનારાયણને આપનારો નથી એ કેવા છે તે વારમવાર માગેછે એમ કહીને એ બ્રાહ્મણ પુજા કરવા બેઠા ને લાલજીની મુરતી આસન ઉપર પધરાવી પછી એ લાલજીની મુરતી ફરી ખુશાલભટ બેઠા હતા તે સનમુખ થઇ ત્યારે એ બ્રાહ્મણે જાણ્યુ જે આ મુરતી કેમ ફરી પછી વળી એ મુરતી પોતાના સનમુખ કરીને પુજા કરવા માંડી ને એ મુરતી તો પાછી ફરીને ખુશાલભટ સનમુખ થઇ ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે આ મુરતી કેમ ફરે છે ત્યારે ખુશાલભટ બોલ્યા જે તમે સ્વામીનારાયણને વાંચવા સારૂ પુસ્તક આપતા નથી તે લાલજી તમારાથી પ્રતીકુલ થયા એવું સાંભળીને એ બ્રાહ્મણને ઘણો ભય લાગ્યો ને ખુશાલભટને પગે લાગીને બોલ્યો જે આ પુસ્તક લઇ જાવ પણ એક માસની અંદરમાં પાછું પહોંચાડજો એમ કહીને પુસ્તક આપ્યું. એ વાત પુરી થઇ.

---

વાત ૬૫ મી.

બ્રહ્માનંદ સ્વામી મુળીમાં મંદીર કરવા આવ્યા તે ગામથી ચાર ચાર ગાઉ ફરતો પથર જોયો પણ ક્યાંઇ મળે નહી. પછી ઉદાસ થઇ ગયા ને મહારાજની સ્તુતી કરીને કહ્યું જે હે મહારાજ તમે મુળીમાં મંદીર કરવાની મને આજ્ઞા કરી છે તે પથર વીના મંદીર કેમ થશે પછી વળી એક દીવસ વગડામાં પથર ગોતવા ગયા ને વઢવાણનો મુનો સલાટ પણ ભેગો હતો ને બીજાં માણસ પણ દસ પંદર ભેગાં હતાં ને ફરી ફરીને પથર જોતા હતા ત્યારે બ્રહ્માનંદ સ્વામીને મહારાજની મુરતીનાં છેટેથી દર્શન થયાં ત્યારે

બ્રહ્માનંદસ્વામીએ મહારાજ પાસે જવા ઉતાવળી ઘોડી હાંકી તે મહારાજની સમીપમાં ગયા ત્યારે મહારાજ એક ઢાલ જેવડો ઉઘાડો પથર તે ઉપર ઉભા રહીને અદ્રશ થઇ ગયા ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ મુનાસલાટને કહ્યું જે આ પથર જુઓ પછી એ ઠેકાણે ખોદવા માંડયું તે પથરની મોટી પાટયું ખડકી મુકેલી નીકળી તે મંદીર સંપુર્ણ થાય તેટલો પથર દેખ્યો પણ પાણી એટલામાં નહી તે ગામથી લઇ જવું પડે ત્યારે એક દીવસ બે પાળા ખાણની આસપાસ ફરતા હતા ત્યારે એક ભરવાડ ઘરડો ડોસો એ પાળાને મળ્યો ત્યારે તે ભરવાડે કહ્યું જે તમને પાણી બતાવું અમે નાના હતા ત્યારે આ ઠેકાણે એક નાની વાવ હતી ને પાણી ઘણું મીઠું હતું તે તમે ખોદી જોજો ત્યારે એ પાળે પુછયું જે તમારૂં શું નામ ને તમે કયાં રહો છો ત્યારે ભરવાડે પોતાનું નામ બતાવ્યું ને ખાટડી ગામમાં અસલથી રહીએ છીએ ને એ ગામના ગોરી છીએ એમ કહીને ભરવાડ તો ગયો ને જે ઠેકાણું બતાવ્યું હતું તે ઠેકાણે થોડું ખોદયું ત્યારે મીઠું સાકર જેવું પાણી આવ્યું પછી બ્રહ્માનંદસ્વામીએ એ ભરવાડની ખાટડીમાં ખબર કઢાવી ત્યારે તો એ ભરવાડ પણ નહી એ નામ પણ નહી ને ગામનો ગોરી પણ નહી ત્યારે સ્વામીએ કહ્યું જે એતો મહારાજ આવીને પાણી બતાવી ગયા પછી મંદીરનો પાયો ગાળ્યો ને પછી પાયો પુરવાનો આદર સવારમાં કરવો હતો ત્યારે રાત્રીએ બ્રહ્માનંદ-સ્વામી પોતાના આસનમાં સુતા હતા ને તેમની પાસે મેમકાના બે હરીભકત પણ સુતા હતા ત્યારે અડધી રાતે મહારાજ પધાર્યા ને બ્રહ્માનંદસ્વામી સાથે વાતો કરવા માંડી તે બે જણ સ્વામી પાસે સુતા હતા તેમણે સાંભળવા માંડી પછી બ્રહ્માનંદસ્વામી ઉઠીને એ પાયો ગાળ્યો હતો ત્યાં ગયા ત્યારે એ બે જણ પણ છાના છાના ઉઠીને સ્વામી વાંસે ગયા તે એ કારણથી ગયા જે સ્વામી બ્રહ્માનંદજીએ એ કેની સાથે વાતો કરીને વળી ઉઠીને કયાં ગયા તે જોવા સારૂ ગયા પછી બ્રહ્માનંદસ્વામી પાયા પાસે ઉભા રહ્યા ને શ્રીજીમહારાજે હાથમાં સોટી લઇને

લીટો કાઢયો તે બે ગજ દક્ષણાદુ ગાળેલું પડયું મુકયું ને બે ગજ ઓત્રાદુ આઘુ લીધું તે જોઇને સ્વામી તો પાછા પોતાના આસન માં આવીને સુઇ રહ્યા પછી સવારમાં મુનાસલાટને સ્વામીએ કહ્યું જે કામ તો ફર્યું છે ત્યારે શલાટ કહે કેમ ફર્યું છે ત્યાર બ્રહ્માનંદ સ્વામી કહે ધણીનું કોઇ ધણી છે પાયા ઉપર ચાલો પછી સહુ પાયા ઉપર આવ્યા ત્યાં તો લીટો પાધરો દોરી છાંટ દેખ્યો ત્યારે શલાટ કહે આ સરખો લીટો કોણે કાઢયો ત્યારે સ્વામી કહે જેણે કાઢયો તેણે કાઢયો પણ એ લીટા પ્રમાણે કામ ચલાવો પછી દક્ષણાદો પાયો ગાળેલો હતો તે પુરવો પડયો ને ઓત્રાદો નવો પાયો ગાળવો પડયો એવી રીતે શ્રીજીમહારાજ સુળીના મંદીરના કામમાં ભજ્યા ને વળી ઠાકોરજીની પ્રતીષ્ઠા કરી ત્યારે હજારે હજાર માણસ ભેગાં થયાં હતાં ને ગોપાલસ્વામી પણ આવ્યા હતા તે પકવાન અખુટ રહ્યું ને ગોપાલસ્વામીએ ને બ્રહ્માનંદસ્વામીએ શ્રીજીમહારાજને પ્રગટ પ્રમાણ એ પકવાન ઉપર દેખ્યા એ વાત પુરી થઇ.

---

## વાત ૬૬ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ શ્રી માંડવીએ પધાર્યા ને સાધુ ઘણા ભેગા હતા પછી મહારાજે બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે કહોતો તમને આ ગામમાં લાડવા ખવરાવું ને કહોતો ધુળની ફાટયું ખવરાવુ ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે હે મહારાજ ધુળની ફાટયું તો અમે એકલા હોઇએ ત્યારે ઘણી મલે છે પણ આજ ઘણી ભેગા તે ધુળની ફાટયું હોય નહી આજ તો લાડવા હોય ત્યારે મહારાજે એક ધુળનો ઢગલો કરી તે ઉપર આસન પાથરી ને બ્રહ્માનંદસ્વામીને બેસાડયા ને તેમને સહજાનંદસ્વામી ઠરાવ્યા તે પોતે તો ધોળો ફેટો બાંધીને પાળા ભેગા બેઠા પછી એ ગામમાં બચો એવે નામે કરીને ખત્રીનો ગોર હતો તે ઘણો ભણેલો હતો ને બ્રહ્મજ્ઞાની હતો ને તેને હજારો શીષ હતા તેને ખબર થઇ જે સ્વામીનારાયણ આવ્યા છે ત્યારે તેને એમ વિચાર

કર્યો જે આ સ્વામીનારાયણ ભગવાન થઇને ચાલેછે તે મોટું ઢુંગ ચાલ્યું છે તે હું વીના બીજા કોઇથી એ ઢુંગ મટશે નહી એવું ધારીને પછી મહારાજને પ્રશ્ન પુછયાં તે મહા આંટીઆળા ને ઘણા પ્રશ્ન કાગળમાં ઉતારીને તેના સીશ્યુંને ભેગાલઇને મહારાજ પાસે આવ્યો ને સર્વે સંતને નમસ્કાર કરીને બ્રહ્માનંદસ્વામી ને સહજાનંદ સમજીને તેમની પાસે જઇને બેઠો પછી બ્રહ્માનંદ સ્વામી કહે કંઇક પ્રશ્ન પુછો ત્યારે ખયે પ્રશ્ન પુછવા માંડયા તે કાગળમાં જેમ લખ્યા હતા તે જોઇ જોઇને ઘણા પ્રશ્ન એકદમ પુછયાં ને પછી એમ બોલ્યો જે આ મેં પ્રશ્ન પુછયા છે તે જેમ મેં અનુક્રમ પુછયા છે તેમ તમો એનો અનુક્રમે ઉત્તર કરો આગળ પછળ ઉત્તર કરશો નહી ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે આ તમારા આંટીદાર ઘણા પ્રશ્ન છે પણ તેનો ઉત્તર અમારે તો કાંઇ કઠણ નથી પણ કહોતો આ પાળા પાસેજ કરાવીએ ત્યારે ખયો બોલ્યો જે અમારા પ્રશ્નનો ઉત્તર તો આ સહેજાનંદથી પણ થાય તેવો નથી ને કહે છે જે પાળા પાસે કહેવરાવીએ માટે આજ આની પ્રભુતા વેરવી છે એમ પોતાના મનમાં ધાર્યું ને પછી કહે ભલે પાળ પાસે કહેવરાવો ત્યારે બ્રહ્માનંદસ્વામીએ એ પાળા જેવો વેશ કરીને મહારાજ બેઠા હતા તેમને કહ્યું જે આ ખયાના પ્રશ્નનો અનુક્રમે ઉત્તર કરો ત્યારે મહારાજ કહે ઠીક પછી મહારાજે ઉત્તર કરવા માંડયો તે જેમ એને કાગળમાં અનુક્રમે પ્રશ્ન લખ્યા હતા તેમ અનુક્રમે ઉત્તર કર્યા તે ખયો સાંભળીને મહા વીસ્મય થઇ ગયો ને એમ વીચાર્યું જે આ પાળે ઉત્તર કર્યો તે પાળો નથી આતો સહજાનંદ પોતેજ છે એમ વીચારીને બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે તું ગાદીએ ચડીને બેઠો છું પણ તું સહજાનંદ નથી આ પાળો સહજાનંદ છે તે તું ગાદીએથી ઉતરીને આને બેસાડ પછી મહારાજને ગાદીએ બેસાડયા ને પછી મહારાજને ને સાધુને જમવાનું નોતરૂં દીધું પછી ગામમાં જમવાનું ઘણું ચાલ્યું નેવળી એક દહાડો ખયે સંકલ્પ કર્યો જે આ સ્વામીનારાયણ ભગવાન હોય તો મને સવાશેર જલેબી

ખવરાવે એમ ધારીને મહારાજ પાસે આવીને બેઠા ત્યારે તે ટાંણે કોઈક હરીભકતે મહારાજ પાસે જલેબીનો તાસ ભરીને મુકયો ત્યારે મહારાજે ખયાને કહ્યું જે જલેબી ખાવો ત્યારે ખચે ખાવા માંડી તે ખાતાં ખાતાં મહારાજે ખયાનો હાથ ઝાલીને કીધું જે તમારી સવાશેર તો થઇ રહી હવે વધારે ખાવી હોય તો ખાઓ પછી ખયો બોલ્યો જે સ્વામીનારાયણ તું ભગવાન તો ખરો પણ તું તે દશ અવતાર માંયલો કે વીસ માંયલો ભગવાન ત્યારે મહારાજ બોલ્યા જે હું દશ માંયલોય નહી ને ચોવીસ માંયલોય નહી ને હું શાઠ માંયલો પણ નહીં ત્યારે ખચે કીધું જે શાઠ અવતાર તે વળી કયા ત્યારે મહારાજે એ શાઠે અવતાર બતાવ્યા એવો મહારાજનો પ્રતાપ જોઇને ખયાને ભગવાંન પણાનો નીશ્ચય થયો. એ વાત પુરી થઇ.

---

## વાત ૬૭ મી.

ગામ મેઘપુરમાં શ્રીજીમહારાજ પધાર્યા હતા ત્યારે એક બાઇ હરીભકત હતાં તેમને પોતાના ઘરાંણાનો ડાબલો મહારાજ ને આપવા માંડયો ત્યારે શ્રીજીમહારાજે લીધો નહી ને કીધું જે તમારા ઘરમાં મુકો ત્યારે એ બાઇયે પોતાના ઘરમાં મુકયો ત્યારે તે ટાંણે મુળજીલવાંણો મહારાજ પાસે બેઠો હતો તેને એ ડાબલો ઘરમાં મુકતાં દેખ્યો પછી મહારાજ તો પધાર્યા ને મુળજીયે એ ડાબલો રાતે ચોરી લીધો પછી કેટલેક દહાડે મહારાજ આવતા હતા ને એ મુળજી સામો મળ્યો ત્યારે મહારાજે મુળજી ને કીધું જે એ બાઇના ઘરાંણાનો ડાબલો તે ચોરી લઇને તે ભોંયમાં દાટયો છે તે પાછો એ બાઇને આપી આવ ત્યારે જે ઠેકાણે દાટયો હતો તે ઠેકાણું મહારાજે જયારે એને બતાવ્યુ ત્યારે એને ભગવાંન પણાનો નિશ્ચય થયો ને તે ઘરાંણાનો ડાબલો એ બાઈને પાછો આપ્યો. એ વાત પુરી થઇ.

---

## વાત ૬૮ મી.

એકવાર શારંગપુરમાં જીવાખાચરે સેલડીનો વાઢ કર્યો હતો તે વાઢ સારો થયો પણ એ વાઢમાં ઉંદર ઘણા થયા ને સેલડી કાપી નાખવા માંડી ત્યારે મહારાજને વાત કરી જે સેલડીતો ઉંદર કાપી નાખે છે તે રહેવા દેશે નહી માટે હવે એનો શો ઉપાય કરીયે ત્યારે મહારાજ કહે ચાલો અમે જોઈએ પછી મહારાજ એ વાઢે પધાર્યા ને સેલડી જોઇ ત્યાં તો ઘણી કાપી નાખેલી દેખી ને ઉંદર પણ ઘણા દેખ્યા પછી મહારાજ કહે આ તમારા કુવાની કુંડી રહી તેમાં અમે નાહીએ ને એ પાણી શેલડીમાં જાય તો ઉંદર મરે પછી મહારાજ એ કુવાની નીકમાં પાણીની કુંડી હતી તેમાં નાહ્યા તે પાણી વાઢમાં ગયું ને એક ઉંદર વાઢમાં રહ્યો નહીં ને શેલડી બહુ સરસ ને ઘણી થઇ. એ વાત પુરી થઇ

---

## વાત ૬૯ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી અમદાવાદ પધાર્યા હતા ને નવા વાસમાં ઉતર્યા હતા ત્યારે એ ગામનો મુખો દક્ષણી બ્રાહ્મણ હતો તેને ખબર થઇ જે સ્વામીનારાયણ અહીં આવ્યા છે પછી ને દક્ષણીનો ગોર વેદ ભણેલો એક બ્રાહ્મણ હતો તેને એ દક્ષણી એ કીધું જે સ્વામીનારાયણ પાસે જાઓ ને એ વેદ ભણેલા નથી તે વેદની વાણીએ કરીને વેદના પ્રશ્ન પુછો પછી તે બ્રાહ્મણ સારાં સારાં લુગડાં પેરીને પાંચ સાત માણસ ભેગાં લઇને મહારાજ પાસે આવ્યો ત્યારે મહારાજ ઢોલીઆ ઉપર બેઠા હતા તે હેઠા ઉતરીને એ બ્રાહ્મણનાં સનમાન કર્યાં ને આસન નાખી દીધું તે ઉપર બેઠો ને મહારાજ પણ ચાકળો નખાવીને હેઠા બેઠા પછી એ બ્રાહ્મણ બોલ્યો જે અમે તમને વેદ વાણીના પ્રશ્ન પુછવા આવ્યા છીએ, ત્યારે મહારાજ કહે અમે તો સંસ્કૃત વિદ્યાજ ભણ્યા નથી ત્યારે વેદમાં શું જાણીએ એવું મહારાજનું વચન સાંભળીને બ્રાહ્મણે જાણ્યુ જે આને જીતવો તેમાં કાંઇ વાર નથી એમ ધારીને તેના મનમાં ઘણું ફુલ્યો ને

મહારાજ પાસે વળી બોલ્યો જે ભગવાન હોય તેને વેદ કેમ અજાણ્યા હોય માટે પ્રશ્નના ઉત્તર કરો ત્યારે મહારાજ કહે પ્રાકૃત વિદ્યામાં અમે જાણીયે છીએ તે પ્રાકૃત પ્રશ્ન પુછો ત્યારે બ્રાહ્મણ બોલ્યો જે ભગવાન હોય તેની પાસે સર્વે વીદ્યા હોય ને તમે કહોછો જે અમે વેદ ભણ્યા નથી ત્યારે તમે ભગવાનં શાના માટે ભગવાન થવું ને વેદના ઉત્તર ન કરવા તે એમ ચાલશે નહીં માટે વેદના ઉત્તર કરો ત્યારે મહારાજ કહે અમે તો વેદ ભણ્યા નથી પણ પેલો ભાટનો છોકરો ઉભો તે વેદ જાણે છે તે એને બોલાવીયે એમ કહીને એ ભાટનો છોકરો કાળો શરીરે ને મેલાં લુગડાં પેરીને ઉભો હતો તેને મહારાજે પોતાની પાસે બોલાવીને કીધું જે છોકરા ચારે વેદ તેના રાગ સહીત ને છો અંગે બોલ ત્યારે તે છોકરો વેદ બોલવા માંડ્યો તે શુદ્ધ ભાષણે કરીને સારા રાગથી ચારે વેદ બોલ્યો તે સાંભળીને એ બ્રાહ્મણ બોલ્યો જે અરે સ્વામીનારાયણ તમે આ સુદ્રને વેદ કેમ ભણાવ્યા છે ત્યારે મહારાજ બોલ્યા જે અમે તો સંસ્કૃત વિદ્યામાજ જાણતા નથી તે એને અમે વેદ ક્યાંથી ભણાવ્યા હશે ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે ત્યારે એને કોણે વેદ ભણાવ્યા હશે ત્યારે મહારાજ કહે તમારા જેવા કોઈ વેદના ભણેલા બ્રાહ્મણ હશે તેને રૂપીઆના લોભે કરીને એને ભણાવ્યો હશે એવું મહારાજનું વચન સાંભળીને તે બ્રાહ્મણે જાણ્યું જે આતો સાક્ષાતકાર ભગવાંન છે એમ ધારીને ઉભો થઇને મહારાજના ચરણારવીંદમાં માથું મુકીને બોલ્યો જે મહારાજ મને તમારો સાધુ કરો એવું એ બ્રાહ્મણનું વચન સાંભળીને એ બ્રાહ્મણની માતુએ ડોશીઓની સભામાં પોતાના દીકરાનો પ્રતાપ જોવા સારૂ પ્રથમથી આવીને બેઠી હતી તે બાઈ ઉભી થઇને મહારાજને હાથ જોડીને બોલી જે હે મહારાજ મારે એકનો એક દીકરો છે તે એને સાધુ કરશો નહી ત્યારે મહારાજ કહે બાઇ તમે કંઇ ફીકર રાખશો નહી અમે એને સાધુ નહી કરીએ ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે હે મહારાજ હું તમારો સાધુ ન થાઉં તો મારૂ કલ્યાણ કેમ થાય ત્યારે મહારાજ

કહે આ અમારા સાધુ બેઠા તેની બરોબર તમારૂ કલ્યાંણ કરીશ એવું એ બ્રાહ્મણને મહારાજે વચન આપ્યું પછી એ બ્રાહ્મણે દક્ષણી પાસે જઈને એ સર્વે વાત કરી તે વાત સાંભળીને એ દક્ષણી એમ બોલ્યો જે એ સ્વામીનારાયણ મહા જાદુ વીદ્યા જાણે છે તે એની વાત કોઈ રીતે જાણવામાં આવતી નથી.
એ વાત પુરી થઈ.

## વાત ૭૦ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ શ્રી ઉમરેટને પાધર ઉતર્યા હતા ને તે ગામમાં ઘણા બ્રાહ્મણ હતા તે સર્વે ભેગા થઈને મહારાજ પાસે આવીને બેઠા ને પછી એમ બોલ્યા જે આગળ સંક્રાચાર્ય થઈ ગયા તેમને પાડા પાસે વેદ બોલાવ્યા છે તે તમે જો ભગવાન હો તો પાડા પાસે વેદ બોલાવો તો અમે તમને ભગવાન માંનીએ ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે સંક્રાચાર્યે કોઈ પાડા જેવું માણસ બુદ્ધિ રહીત હશે તેની પાસે વેદ બોલાવ્યા હશે કેમ જે પાડાને તો બોલવાનો અધીકાર નથી ત્યારે તે બ્રાહ્મણ બોલ્યા જે તમે પણ પાડા જેવા મનુષ્ય પાસે વેદ બોલાવો ત્યારે મહારાજ કહે એવા મનુષ્ય શોધી લાવો ત્યારે ગામમાં હરીભટ એવે નામે કરીને જડ ને મુઢ ને અભણ એવો કાળો મસ સરખો બ્રાહ્મણને લાવીને મહારાજ પાસે ઉભો રાખ્યો ને કીધું જે આ પાસે વેદ બોલાવ્યો ત્યારે તે બ્રાહ્મણ સાંમી દ્રષ્ટી કરીને મહારાજ બોલ્યા જે વેદ ચારેય અંગે સહીત જેમ તેના રાગ છે તેમ બોલ ત્યારે તે અભણ બ્રાહ્મણ સુદ્ધ ભાષણે કરીને ચારે વેદ બોલ્યો ત્યારે તેને સાંભળીને એ જે બ્રાહ્મણ હતા તેમણે શાક્ષાતકાર ભગવાન જાણીને એ સર્વે બ્રાહ્મણ મહારાજ પાસે વૃતમાન લઈને સતસંગી થયા.
એ વાત પુરી થઈ.

## વાત ૭૧ મી.

શ્રીજીમહારાજ ડભાંણમાં મહારૂદ્ર કર્યો ને તે જગન પુરો થયા પછી વીસનગરના બ્રાહ્મણ જગનમાં હતા તે પોતાને ગામ

જઈને જગનનાં વખાણુ કરવા માંડયા ત્યારે તે ગામમાં એક બ્રાહ્મણ શકતીપંથી ને સતસંગનો દ્વેશી હતો તે એમ બોલ્યો જે અરે બ્રાહ્મણો તમારૂં ભલુ થાય તમે નીરવીઘન જગન કેમ થવા દીધો ત્યારે બ્રાહ્મણ બોલ્યા જે પાણી માગીયે તાં ઘી આપતા હતા એટલે વાંક વીના શું વીઘન કરીએ ત્યારે તે બ્રાહ્મણ બોલ્યા જે એક બ્રાહ્મણને અગ્નીના કુંડમાં પડીને બળી મરવું હતું એટલે જગન હત્યારો તો કેવાત એવું સાંભળીને સતસંગી બ્રાહ્મણ બોલ્યા જે સ્વામીનારાયણ તો ભગનાન છે એવું બોલોછો તે તમને દોષ લાગશે ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે ભલે તારો ભગવાન એ કંઈ ભગવાન છે ને જો ભગવાન હોય તો મને આઠ દીવસની અંદર આંધળો કરે એમ બોલ્યો પછી તે બે ચાર દીવસેજ એ બ્રાહ્મણ બેય આંખે આંધળો થઈ ગયો. એવાત પુરી થઈ.

---

## વાત ૭૨-મી.

એક કણબીનો છોકરો નામ નાથો તે મહારાજની સેવામાં રહેતો તે ઘડીએ ઘડીએ મહારાજને પુછતો જે તમે ભગવાન છો ત્યારે મહારાજ કહે અમે તો ભગવાન નથી પછી કોઈક દહાડે મહારાજને ગામ જવું હતું તે એ છોકરાને ભેગો લીધો તે મારગે એક તળાવ આવ્યું ત્યાં પાળે મહારાજ ઉતરીને એ છોકરાને તળાવમાં ઘોડુ પાવા મોકલ્યો તે તળાવમાં એક ખાડો હશે તે ઘોડુ ને છોકરો એ બેય ખાડામાં પડ્યા ત્યારે મહારાજ એ તળાવની પાળે બેઠા હતા ત્યાંથી લાંબો હાથ કરીને એ ઘોડાને ને છોકરાને બારહીકાર કાઢ્યા ત્યારે એ છોકરે મહારાજે લાંબો હાથ કરીને બાર કાઢ્યા તે સર્વે નજરે દેખ્યું પછી એ છોકરે વળી મહારાજને પુછયું જે તમે ભગવાન છો ત્યારે મહારાજ કહે અમે તો ભગવાન નથી પછી ઘોડાની સરક લઈને મહારાજને ફરી વળીને એમ બોલ્યો જે મેં લાંબો હાથ કરીને તમે કાઢ્યા તે નજરે જોયું છે ને વળી કેમ માનતા નથી સાચું બોલો નહી કે આ શરકે તમને મારીશ ત્યારે મહારાજ હસીને બોલ્યા જે ભગવાન છીએ મારીશ નહી. એ વાત પુરી થઈ.

## વાત ૭૩ મી.

મેમકા ગામના કરશન ને ખોડો એવા નામે બે કણબી હતા તે ગઢડે મહારાજનાં દરશન કરવા ગયા. ત્યારે એક દિવસ મહારાજ દાદાખાચરના દરબારના ચોકમાં નાવા સારૂ બેઠા ત્યારે ઘણાં માણસ ફરતાં ફરતાં ઉભાં હતાં ને દરશન કરતાં હતાં તેમાં એ બેય મેમકાના પટલીયા પણ ઉભા રહીને દરશન કરતા હતા તે પટેલીએ પ્રથમ એમ સાંભળ્યું હતું જે મહારાજના શરીરમાં કોઇક કાઠીયે તરવારનો ઘા કરેલો છે તેનું ચીન પડી રહેલું છે તે ઘા તે કીયે ઠેકાણે હશે તેને જોતા હતા ને દરશન કરતા હતા ત્યારે નાતાં નાતાં મહારાજ બોલ્યા જે તમે બેય પટેલીયા શું જુઓછો ત્યારે તે પટેલે કીધું જે અમે તો દરશન કરીયે છીએ ત્યારે મહારાજ બોલ્યા જે દરશન કરતા નથી તમને કોકે કયા છે કે મહારાજના શરીરમાં ઝટકાનો ઘા છે તે ઘા તમે જુઓછો તે જુઓ જોયે તમને કંઈ દેખાય છે એમ કહીને પોતાનાં પહેરવાનાં લુગડાંને સાથળના મુળ સુધી ઉંચું ચડાવીને દેખાડ્યુ ને પછી બોલ્યા જે સાથળે ઘા હોય તે લુગડાંમાં ના દેખાય તે સારૂ સાથળ પણ તમને દેખાડ્યા પછી એ બેય પટેલીયે એમ ધાર્યું જે આપડા મનના સંકલ્પની વાત કરી તે આતો પુરણપુરૂષોત્તમ છે પછી વળી નાઈને વસ્ત્ર પેરીને અક્ષર ઓરડીમાં પધાર્યા ને ત્યાં એ બેય પટેલીઆ ગયા ત્યારે તેમની પાસે મહારાજ વાત કરવા માંડી જે કળજુગ આવ્યો ને તેને ધરમરૂપી જે બળદ તેના પગ કાપવા માંડ્યા એટલી વાત કરી ત્યાં તો મુળજી બ્રહ્મચારી મહારાજને જમવા તેડવા આવ્યા ત્યારે મહારાજે તે બેય પટેલને કીધું જે તમે મુક્તાનંદસ્વામીના આસનમાં જાઓ એ તમને વાત કરશે પછી બેય જણા મુકતાનંદસ્વામી પાસે આવીને બેઠા ત્યારે સ્વામીયે એ બળદના પગ કળજુગ કાપતો હતો ત્યાંથી વાત કરવા માંડી ત્યારે એ પટેલને એમ થયું જે આ મુક્તાનંદસ્વામી ને મહારાજ તે બેય એક રૂપ દીસે છે પછી એ પટેલને મહારાજના સ્વરૂપનો અડગ નીશ્ચય થયો. એ વાત પુરી થઇ.

## વાત ૭૪ મી.

ગામ મેમકાની બે ડોશીયો એક કણબી ને એક રજપુત એ બેય બાઈયો લોયે મહારાજના દરશન કરવા ગયાં તે કણબી બાઈ બોલ્યાં જે હે મહારાજ હું મરૂ ત્યારે મને તેડવા આવજો ત્યારે મહારાજ કહે સારૂ આવીશું ત્યારે એ રજપુત બાઈ બોલ્યાં જે હે મહારાજ હું મરૂ ત્યારે મને તેડવા આવજો ત્યારે મહારાજ કહે સારૂ તમનેય તેડવા આવીશું એવું એ બેય ડોશીયોને વચન મહારાજે આપ્યું પછી એ બેય ડોશીયો ઘેર આવ્યાં ને તે બેય માં એકેને સતસંગ નહી તેમાં પ્રથમ કણબી બાઈને દેહ મુકવા ટાણું આવ્યું ત્યારે મહારાજ તેડવા પધાર્યા ત્યારે એ બાઈયે પોતાના દીકરા વગડે ગયા હતા તેને તેડાવી લીધા ને ગામમાંથી સહુ સતસંગીને બોલાવીને કીધું જે આ મહારાજ મને તેડવા આવ્યા છે ને એમ કહે છે જે અમે તમને વચન આપ્યું છે તે સારૂ આવ્યા ને મારે બેસવા આ સોનાનો રથ લાવ્યા છે તે રથમાં બેસીને હું જઉં છુ એમ કહીને દેહ મુકી દીધો પછી કેટલેક દહાડે એ રજપુતબાઈને દેહ મુકવા ટાણું આવ્યું ત્યારે તે બાઈ તો રામાનંદી સાધુનાં સંગી હતાં તે એમના સંગી બાઈ ભાઈ ભરાઈને બેઠાં હતાં ત્યાં પ્રથમ સાધુનાં દરશન થયાં ત્યારે તે બાઈ બોલ્યાં જે આ સાધુ મને તેડવા આવ્યા છે ત્યારે એ બાઈ પાસે જે પોતાનાં સંગી જે બાઇ ભાઇ બેઠાં હતાં તેમને જાણ્યું જે આ આપડા રામમોલના સાધુ આવ્યા છે માટે સ્વામી-નારાયણના સતસંગી એમ બોલે છે જે અમને સ્વામીનારાયણ તેડવા આવે છે તે એમને અહીં બોલાવીને આ દેખાડીયે જે જુઓ આ અમારા સાધુ પણ તેડવા આવે છે એમ વીચારીને સતસંગી બાઈ ભાઇને બોલાવીને વાત કરી જે જુઓ અમારા સાધુ પણ તેડવા આવે છે ત્યારે એ સતસંગીયે બાઇને પુછયું **જે તમને કોણ તેડવા આવ્યું છે ત્યારે તે બાઈ બોલ્યાં જે આ સ્વામીનારાયણના સાધુ આવ્યા હતા ને હવે આ મહારાજ આવ્યા ને મહારાજ મને કહે છે જે ડોશી તમને અમે લોયે વચન આપ્યાં હતાં તે સારૂ તેડવા આવ્યા છીયે એવું એ બાઇનું**

વચન સાંભળીને એ તેમનાં સંગી સર્વે મહા આશ્ચર્ય પામ્યા ને મહારાજ આવીને એ બાઇને તેડી ગયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૭૫ મી.

એકવાર રામપ્રતાપભાઇ શ્રી ગઢડા મધ્યે ઘેલા નદીમાં નાવા બે ઘડીને અંધારે ગયા ને મુળજીશેઠ આદી પાંચ સાત હરીભક્ત ભેગા હતા તે ઘેલામાં ઘણું પાણી આવેલ તે જોઇને હરીભક્તે કીધું જે આ પાણીના પુરમાં નવાસે નહીં ત્યારે રામપ્રતાપભાઈ બોલ્યા જે તમે ફીકર રાખશો નહીં હું પ્રથમ પડીને પાણી રોકુ પછી તમે મારી પાછળ રહીને નાવો એમ કહીને પોતે પાણીમાં જઈને બે હાથ પોળા કરીને હાકોટો કર્યો ને બોલ્યા જે ખટેરે ત્યાંતો પાણીની આગળ મોટી પાળ થઇ પણ એક ટીપું પાણી પોતાના પાછળ આખી નદીમાંયે ન ચાલ્યું તે જોઇને એ સર્વે હરીભક્તભાઇ પાછળ રહીને નાયા ને મહા આશ્ચર્ય વાત થઇ. વળી એક લાલોપાળો હતો તેને ને રામપ્રતાપભાઇને કંઇક આંખ્યરોહ પડયો ને ભાઈ રોજરોજ એ લાલાને કહે જે ચહાંસે ભાગજા પણ એ લાલો મહારાજનો હજુરી શેવક હતો તે કંઇ ગણુકારે નહીં પછી એક દહાડે એ લાલે મુકતાનંદસ્વામીને પુછયું જે રામપ્રતાપભાઇ મને ભાગીજા ભાગીજા એમ કહે છે તે હું કેમ કરૂં ત્યારે સ્વામીયે કીધું જે રામપ્રતાપભાઇને દુભવીશ નહીં એ તો મહા સમરથ છે માટે હમણે મહિનો પંદર દિવસ બીજા મંદીરમાં જતો રહે એમ સ્વામીયે કીધું તો પણ એ લાલોપાળો ક્યાંઇ ગયો નહી પછી એક દહાડે એ લાલે મહારાજને વાત કરી જે રામપ્રતાપ ભાઇ મારી ઉપર રીસ રાખે છે તે હું કેમ કરૂં મને ભાગીજા ભાગીજા એમ કે કે કરે છે એ વાત મહારાજે સાંભળી ત્યાંતો એ લાલાને સમાધી થઇ તે મહારાજની મુર્તી આગળ ને પાછળ લાલો એમ ને એમ એને પાતાળમાં લઇ ગયા ત્યાંતો એ લાલે મોટો મણીમય મંડપ દેખ્યો ને તે મંડપમાં એક વેંત લાંબો એવો નાનો સર્પ દેખ્યો ત્યારે એ લાલે મહારાજને પુછયું જે આવી ભારે જાયગામાં આ સર્પ કોણ હશે ત્યાંતો મહારાજે એ સર્પને

સોટી અડાડી ત્યારે તો એ સર્પ મોટો મંડપ ભરાય એવડો થયો ને હજાર ફેણો થઇ ત્યારે લાલે પુછ્યું જે હે મહારાજ આ કોણ છે ત્યારે મહારાજે કીધું જે આ શેશજી છે તે રામપ્રતાપ ભાઇ છે માટે તેમની ઉપર તું કેમ રીસ રાખશ પછી સમાધી મટી ત્યારે રામપ્રતાપભાઈ આગળ જઇને દંડવત કરવા લાગ્યો તે ઘણા દંડવત કર્યા ત્યારે રામપ્રતાપભાઇયે જઇને તેડી લીધો ને પછી મળ્યા ને રાજી થયા ને રીસ મુકી દીધી વળી એકવાર રામપ્રતાપભાઇ શ્રી સીધપુર ગયા તે સરસ્વતીમાં નાવા જવાને તૈયાર થયા ત્યારે હરીભક્તે કીધું જે સરસ્વતીમાં પાણીની શેર ચાલતી નથી તે કેમ નાશો ત્યારે ભાઇ બોલ્યા જે સરસ્વતી તો બ્રહ્માની પુત્રી છે તે અમને નવરાવા આવશે એમ કહીને નદીયે નાવા ગયા ત્યાંતો સરસ્વતીમાં પાણીની શેર ઢીંચણ સુધી ઉંડી આવી તે જોઇને સર્વે માણસ મહા આશ્ચર્ય પામી ગયા ને રામપ્રતાપભાઈ નાયા એવો પ્રતાપ દેખાડ્યો. વળી એક દીવસ રામપ્રતાપભાઇ શ્રી અમદાવાદથી મુળીયે જાતા હતા તે વચમાં દેદાદરૂ ગામ આવ્યું તે ગામમાં હરભમ એવે નામે કરીને નાંદોદો રજપુત હરીભક્ત એક રહેતા હતા તેને ભાઈને રોટલા જમવા સારૂ રાખ્યા ને પોતાને ઘેર તેડી ગયો અને બહુ રૂડી રીતે ચાકરી કરી તે એની ઉપર બહુ રાજી થયા ને બહુ વખાણ કર્યાં ત્યારે બીજા હરીભક્ત પાસે બેઠા હતા તે બોલ્યા જે એ ભક્ત તો બહુ સારા છે પણ દીકરો નથી ત્યારે ભાઈ બોલ્યા જે ઇનકુ દો બેટા હોયેગા એવું વચન કહીને રામપ્રતાપભાઇ તો ગયા ને તે નાંદોદો તો પોતાની સ્ત્રી સહીત આધેડ અવસ્તાવાન થયાં હતાં ને સંતાન તો થનુંજ નહીં પણ તેને બે દીકરા થયા. એ વાત પુરી થઈ.

## વાત ૭૬ મી.

એકવાર શ્રી અયોધ્યાપ્રસાદજી આચાર્ય મહારાજ ગામ શ્રી મુળીના મંદીરમાં વસંતનો શમૈયો કરવા પધાર્યા હતા તે એક દીવસ રાત્રીયે સભામાંથી ઉઠીને પોતાને આસને સુઇ રહેવા ગયા ત્યારે મેમકાવાળા રામજીશેઠે મહારાજના પગ

ચાંપવા માંડ્યા ને મહારાજને પુછયું જે આ અમદાવાદવાળા હઠીભાઇ શેઠ મેળો કરે છે તે મેળા ઉપર વઢવાણના વાણીયાનો સંગ જશે તે સંગ ભેગો હું પણ અમદાવાદ આવીશ ત્યારે મહારાજ કહે એ ભેગા આવશો નહી ત્યારે રામજીશેઠ કહે મારે કાંઇ એ વાણીયાને મેળે જવું નથી મારે તો આપના મંદીરમાં ઠાકોરજીનાં દરશન કરવા જવું છે ત્યારે મહારાજ કહે એ મેળામાં ટુંટીઆનો રોગ બહુ ભારે થશે ને હજારો માણસ મરી જશે માટે તમારે આવવું નહીં ત્યારે રામજીશેઠ ગયા નહીં પછી એ મેળામાં ટુંટીઆના રોગથી હજારો માણસ મરી ગયાં એ વાત સાચી થઇ. વળી એક દીવસ રામજી શેઠ શ્રી અમદાવાદ શમૈયા ઉપર ગયા ત્યારે એક દીવસ સવારમાં મહારાજ શ્રી અયોધ્યા પ્રસાદજી પોતાને ઉતારે એકલાજ બેઠેલા હતા તે ત્યાં જઈને રામજીશેઠે વાત કાઢી જે શ્રી વઢવાણના દીવાન લાધાઠક્કરને આપણા ઉપર ઘણી ઈરશા છે જુઓને આપણાં બળદને દરબારના બળદ સામસામા વઢ્યા તે દરબારના બળદનું શીંઘડું થોડુંક આપણાં બળદે પાડયું તે સારૂ વઢવાણના હરીભકતને બેસાડી દેવા માંડ્યા ત્યારે બાર રૂપીયા દંડ લઇને રજા દીધી એવું ઈરશાયે કામ કર્યું તે સાંભળીને મહારાજ બોલ્યા જે એમાંથી એ કામદારને ત્રણ વાનાં થશે ત્યારે રામજી શેઠે પુછયું જે શાં ત્રણ થાશે ત્યારે મહારાજ બોલ્યા જે એક તો પંદર દિવસમાં એનો કારભાર ઉતરી જશે ને પછી થોડેક દહાડે એના શરીરમાં એવો મંદવાડ થશે જે ઉઠવા બેસવાની ક્રીયા પોતાથી થશે નહીં માણસો ઉપાડી ઉપાડીને સુવાડે ઉઠાડે ને ત્યારપછી એના શરીરમાં મોટા મોટા જીવડા પડશે તેથી દેહ છુટી જશે એ ત્રણ ઉપાય થોડાક દીવસમાં થશે એની તમે સુરત રાખજો પછી એ પ્રમાણે ત્રણેય ઉપાય થયા તેને રામજી શેઠે નજરે દીઠા વળી એકવાર અયોધ્યાપ્રસાદજી મહારાજ શ્રી મુળીયે સમૈયો કરવા જતા હતા તે ગામ જશાપરને પાદર રથમાંથી હેઠા ઉતર્યા ત્યારે તે વખતે રામજીશેઠ પણ જશાપર મહારાજ ભેગા થયા ત્યારે દંડવત કરી ભેટ મુકીને મહારાજને કીધું જે તમે સુખીછો ત્યારે મહારાજ બોલ્યા જે સુખી દુખી બેય છીએ

ત્યારે રામજીશેઠે પુછયું જે હે મહારાજ દુખી કેમ ત્યારે મહારાજ બોલ્યા જે એ વાત રાત્રીયે જણાશે તમે જોજો પછી મુળીયે ગયા ને સભા કરી ને રાત્રીના દસ વાગ્યા સુધી બેઠા પછી સહુ ને ઉઠવાની આજ્ઞા કરીને પોતે પોતાને ઉતારે પધાર્યા પછી એ રાત્રીમાં મહારાજના શરીરમાં મંદવાડની ઘણી કસર થઇ ગઈ તેથી મેનામાં બેસી મહારાજને અમદાવાદ તેડી ગયા એમ એ વાત પણ સાચી થઈ. એ વાત પુરી થઈ.

## વાત ૭૭ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ વેલાવદરમાં અલૈયાખાચરને ઘેર છાંના રહેતા ને અલૈયાને કીધેલું જે અમને છતા કરશો નહીં પછી કોઇ એક સોદાગર ઘોડાં લઇ એ વેલાવદરના સીમાડામાં નીકળ્યો ત્યારે એના મનમાં સંકલ્પ વીકલ્પ હજારો જાતના જે થતા હતા તે સર્વે બંધ થઇ ગયા ત્યારે એ સોદાગરે એમ વીચાર્યું જે કુરાનમાં કહેલ છે જે જહાં ખુદા હોય ઓલીયા પુરૂષ હોય ત્યાં સંકલ્પ બંધ થાય માટે અહીં મારા ઘાટ બંધ થઇ ગયા માટે આ ગામમાં કોઇ મોટા પુરૂષ છે ખરા એમ વીચારી ને એ સોદાગરે વેલાવદરમાં આવીને જોવા માંડયું પણ કંઇ જડયા નહીં પછી ગામના લોકોને પુછવા માંડયું જે આ ગામમાં કોઇ સાધુ શંત ફકીર છે તે પુછતાં પુછતાં અલૈયે એ વાત સાંભળી ને મહારાજ પાસે જઇ વાત કરી જે એક સોદાગર ગામમાં ગોતે છે જે અહીં કોઈ સાધુ સંત ફકીર ઓલીયા છે એ વાત સાંભળીને મહારાજ કહે એને અહીં બોલાવો પછી અલૈયોખાચર એ સોદાગરને મહારાજ પાસે તેડી ગયો તે એને મહારાજનાં દરશન થતાંજ શમાધી થઇ ગઈ તે શમાધીમાં એ સોદાગરને મહારાજનો નીશ્ચય થયો પછી શમાધીમાંથી જાગ્યો ત્યારે મહારાજને પ્રદક્ષણાઓ કરીને પગે લાગીને બોલ્યો જે હે મહારાજ તમે તો ભગવાનછો તે મને તમારો આશ્રીત કરો એવી રીતે એ સોદાગરનું કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

## વાત ૭૮ મી.

એકવાર શ્રીજીમહારાજ ગુજરાતમાં જતા હતા ને ભેગા સાધુ પાળા ને હરીજન પણ ઘણા હતા તે મહારાજ આગળ એક આંબાને છાંયે જઈને ઉતર્યા ને સંગ તો પાછળ હતો પછી એક હરીભકતે કેરીનો એક ટોપલો ભરીને મહારાજની આગળ મુકયો ને તે વખત નારણગર મહારાજ પાસે બેઠા હતો પછી કેડેથી પોતાના સંગના મનુષ્ય આવતાં જાય તેને એ ટોપલામાંથી બબે કેરીઓ આપતા જાય ત્યારે એ નારણગર પાસે બેઠો હતો તેને એમ ધાર્યું જે આ એક ટોપલામાં થોડી કેરીઓ છે ને માણસ ઘણા છે ને વળી બબે આપવા માંડી છે તે કેમ પોકશે પછી મહારાજે તો સર્વે સંગને બબે કેરીઓ આપી તોય એ ટોપલા માંથી ખુટી નહીં ત્યારે એ નારણગર પાસે બેઠો હતો તેને ભગવાનપણાનો નિશ્ચય થયો ને વર્તમાન લઈને સતસંગી થયો. એ વાત પુરી થઈ.

---

## વાત ૭૯ મી.

એકવાર શ્રીજીમહારાજ વાડીમાં નાવા સારૂ ઉતર્યા હતાને ભેગા સુરાખાચર સોમલા અલૈયા વીગેરે કાઠીઓના સ્વાર પણ હતા પછી તે વાડીમાં વંતાક બહુ સારાં હતાં ત્યારે સુરાખાચરે કીધું જે આ વંતાક આપણે વેચાતાં લ્યો ત્યારે સર્વે સ્વારને પુછ્યું જે કોઇની પાસે કંઇ પૈસા હોય તે લાવો આ વંતાક લઈએ ત્યારે તો એ ટાણે કોઇની પાસે પઇસા ન મળે ત્યારે સુરાખાચરે મહારાજને કીધું જે આ વંતાક બહુ સારાં છે તે વેચાતાં લેવાં હતાં પણ કોઇની પાસે કંઇ પઇસા ન મળે તે શેનાં લઈએ ત્યારે મહારાજ બોલ્યા જે બે રૂપીઆનાં વંતાક લ્યો ત્યારે સુરાખાચરે કીધું જે તમારી પાસે પણ એકેય પઈસો નથી તે લઇને પાછા દેવા પડે તે શું કરવા લેવાં પડે ત્યારે મહારાજ બોલ્યા જે બે રૂપીયાનાં વંતાક તોળીલ્યો પછી સુરે-ખાચરે બે રૂપીયાનાં વંતાક લઇને બાંધ્યાં ત્યાંતો એક હરીભક્ત આવ્યો તે મહારાજને પગે લાગીને બે રૂપીયા ભેટ કરી પછી મહારાજ કહે આ બે રૂપીયા વંતાકમાં આપો એવી રીતે મહારાજનો

પ્રતાપ એ સર્વેએ દેખ્યો. એ વાત પુરી થઇ.

## વાત ૮૦ મી.

કચ્છ દેશમાં ગામ માંડવીમાં નાગર બ્રાહ્મણ બાઇ હરીભકત હતાં તેમને ઘેર મહારાજ હંમેશ જમવા પધારતા ત્યારે એ બાઇનો ભાઇ કારભારી હતો તેને એ બાઇને કીધું જે સ્વામીનારાયણ તમારે ઘેર જમવા આવે છે તે બંધ કરો નહી કે તમને મારશું અમારી જગતમાં અપકીરતી થાય છે ત્યારે એ બાઇયે કીધું જે તમારાથી થાય તે કરજો પણ સ્વામીનારાયણ મારા માથા સાટે છે તે જમવા આવશે ને હું જમાડીશ પછી તે નાગરે વીચાર્યું જે આ બાઇ તો કોઇ રીતે ડરશે નહીં ને માનશે પણ નહીં માટે સ્વામીનારાયણનેજ મારી નાખીયે એમ વીચાર કરીને દસ આરબને બંધુકો ભરાવીને તૈયાર કર્યાં ને બાઇની ડેલીમાં બેસાડ્યા ને મહારાજ તો એ બાઇના ઓરડામાં જમવા બેઠેલા ત્યારે બાઇ કહે ભગુજી જુઓને આ બારસીકોર શો બોલાહ થાય છે ત્યારે ભગુજીયે બારસીકોર જોઇ આવીને મહારાજને વાત કરી જે દસ આરબ બંધુકો ભરીને ડેલીમાં બેઠા છે ત્યારે મહારાજ કહે ભગુજી તમારામાં કેવુંક બળ છે ત્યારે ભગુજી બોલ્યા જે તમે જો આજ્ઞા કરો તો પાંચને આ હાથમાં ઝાલું ને પાંચને આ હાથમાં ઝાલું ને પછી દસેયનાં માથાં સામસામાં ભટકાવીને મારી નાખું પછી મહારાજ બોલ્યા જે એટલું તમારે બળ છે ત્યારે હવે આપડે ચાલો કંઇ ફીકર નથી એમ કહીને મહારાજ ને ભગુજી એ ડેલીમાં થઇને નીકળ્યા ત્યારે એ આરબે એક સામટી બંધુકો વછોડી ત્યારે એ બંધુકો દસમાં એકેય વછુટી નહી ને તે બંધુકોના કાનમાંથી પાછો દારૂ નીકળ્યો તે દસેય આરબની દાઢી મુછો બળી ગઇ ને મહારાજ તો હસતા હસતા ચાલ્યા ગયા પછી એ નાગરે આવીને એ આરબો સામુ જોયું ત્યાંતો એ દસેયનાં દાઢી મુછો બળેલાં જોયાં પછી એ આરબ બોલ્યા જે અમારા આરબી દારૂ ને આરબી બંધુકો તે કોઇ દીવસ ખાલી જાય નહીં તેમાં એકેય વછુટી નહીં ને ઉલટી અમારી દાઢી મુછો બળી ગઇ માટે એ પુરૂષ મોટા છે તેનો

જો તમે અપ્રાધ કરશો તો તમારૂં બહુ નરસુ થશે એવું સાંભળીને એ નાગરે વીચાર કર્યો જે આનો દ્રોહ કરીશ તો જરૂર મારૂં મ્રત્યું થશે એમ ધારીને પછી એ બાઈને કોઈ દિવસ કંઇ કીધું નહીં. એ વાત પુરી થઇ.

## વાત ૮૧ મી.

એકવાર શ્રીજીમહારાજ ભુજ નગરમાં સુંદરજીભાઈને ઘેર બેઠા હતા ને ત્યાં એક ફકીર આવ્યો તે તેનું નામ ખલબલશા ને તે કુરાનનો ભણેલો હતો તે તેને કુરાનનું ભાષણ મહારાજ પાસે કરવા માંડયું ત્યારે તેને જોઇને મહારાજ બોલ્યા જે અમારે આ એક છોકરો રહ્યો તેનું નામ ખલબલશા છે ને કુરાનનો ભણેલો છે એમ કહીને તે છોકરાને મહારાજે બોલાવીને કીધું જે તું કુરાનનું ભાષણ કર ત્યારે એ છોકરે કુરાન બોલવા માંડયું તેને જોઇને એ ફકીર બોલ્યો જે હે મહારાજ આ ગભરૂ નથી બોલતો એ તો તમે એમાં પ્રવેશ કરીને બોલો છો માટે તમે તો ભગવાનછો એમ કહીને એ ફકીર મહારાજનો આશ્રીત થયો. એ વાત પુરી થઇ.

## વાત ૮૨ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે ગોપીનાથજીના મંદીરમાં સભા કરીને બેઠા હતા ને ગ્રીઆંણીવાળા ભીમાવોરા પણ એ સભામાં બેઠા હતા ને મહારાજ વાતો કરતા હતા તે વાતો કરતા કરતા એમ કહેતા જાય જે બહુ તાપ લાગે છે બહુ તાપ લાગે છે તે વાત સાંભળીને ભીમેવોરે સવારમાં મુકતાનંદસ્વામીને પુછયું જે હે સ્વામી એ મહારાજે કાલદને સભામાં કીધું જે બહુ તાપ લાગે છે બહુ તાપ લાગે છે તે તે ટાણે કંઈ સગડી નહોતી કંઇ તાપ પણ નહોતો ને એ તાપનું મહારાજે શું કીધું ત્યારે મુકતાનંદસ્વામી કહે ભીમાવોરા તમે ઘેર જાઓ અહીં રહેશો નહીં ત્યારે તો ભીમાવોરાને ઉદવેગ થયો ને તરત ચાલી નીકળ્યા તે પોતાને ઘેર આવ્યા ત્યાંતો પોતાના ઘરની જોડનું જે ઘર તે ઘરમાં લાહ્ય થયેલી તે ઘર બીજા કોઈનું

હતું તે બળી ગયેલું ને ભીમાવોરાના ઘરમાંતો ઘણો માલ ભરેલો તેને ઓલવવા મહારાજ પધારેલા તે ભીમાવોરાની સીયે ઘર ઓલવવા મહારાજ ઘર ઉપર ચડેલા તે દેખેલા તેની પાત ભીમાવોરાને કરી તે સાંભળીને ભીમેવોરે વીચાર્યું જે જેટાણે લાય થઇતી તે ટાણે મહારાજ તાપ લાગે છે એમ કહેતા હતા તે મહારાજ જરૂર મારૂં ઘર ઓલવવા આવ્યા નહીં કે આ હજારો રૂપીયાનો ઘરમાં માલ હતો તે બળી જાત એમ મહારાજે ભીમાવોરાની રક્ષા કરી. એ વાત પુરી થઇ.

---

## વાત ૮૩ મી.

એકવાર ગઢડામાં ઝીણાભાઇનો દીકરો હઠીભાઇ તે બજારમાં જાતાં ઢુંઢીયાપુજને અપાસરે પુજ બેઠેલા તેને દેખીને થુંકયો તે પુજ ઉપર થુંક પડયું ત્યારે એ પુજે પોતાના સેવક વાણીયાને બોલાવીને વાત કરી જે અમે મેલા ઘેલા તે અમારી ઉપર સ્વામીનારાયણનું માણસ થુકયું તે તમારૂં નીર્બળપણું ત્યારે એ કામ બન્યું ત્યારે તે વાત સાંભળીને સહુ વાણીઆ ભેગા થયા ને હાટ બંધ કરીને હડતાલ પાડી ત્યારે તે વાત મહારાજે સાંભળી કે આપડા સારૂ આ હડતાલ પડી પછી પોતે ઉઠયા તે ઢુંઢીઆના અપાસરામાં જ્યાં એ પુજ ને માઝન બેઠા હતા ત્યાં જઇને દંડવત કર્યો ત્યારે એ વાણીયે વીચાર્યું જે સ્વામીનારાયણ આપણને નમ્યા. પછી તરત હાટ ઉઘાડયાં તે એ વાતને સાત આઠ દીવસ થયા ત્યાંતો ઘેલા નદીમાં પાણીનું ઘણું પુર આવ્યું તે એક દિશાએથી તો ખોરડાં તણાયાં ને પાણી ચડતું ચડતું ગામમાં આવવા માંડયું ત્યારે સર્વે ગામે જાણ્યું જે આજ કોઇ ઉગરનાર નથી ને ગામને ચારેકોરે પાણી ફરી વળેલું તે કયાંઇ નાસી ભાગી જવાય તેમ પણ નહી તે ઘણા ઉદાસ થઇને શ્રીજીમહારાજ પાસે આવીને એમ એ સર્વે ગામના માણસ બોલ્યા જે હે મહારાજ તમે ભગવાન કહેવાઓછો ને આ ગઢડું તણાઇ જશે તે તેમાં તમારી શી શોભા વધશે. ત્યારે મહારજ કહે ચાલો આપણે સહુ ઘેલે જઇને નદીને વધાવીયે એમ કહીને મહારાજ ચાલ્યા ને સાધુ પાળા પણ ચાલ્યા ને

ગામનું માણસ પણ આવ્યું તે નદીને કાંઠે મોટી ધાર છે તે ઉપર ગયા ને પછી મહારાજે કીધું જે દાદાખાચર તમે દરબાર કહેવાઓ તે તમે આ નદીને વધાવો ત્યારે ચુંદડી મોડીઓ લઇ ને દાદાખાચરે એ નદીને વધાવી પણ પાણી પાછું હઠયું નહીં ત્યારે મહારાજે ગામના માણસોને કીધું જે આ પાણી તો હઠતું નથી ત્યારે ગામને માણસે કીધું જે હે મહારાજ એ તો તમે પંડે ઉપાય કરશો ત્યારે પાણી હઠશે ત્યારે મહારાજ બોલ્યા જે આ અમારા મુળજી બ્રહ્મચારી બહુ ભારે છે તે એ વધાવશે એમ કહીને ચુંદડી મોડીઓ બ્રહ્મચારીને આપીને વધાવા મોકલ્યા તે ઢીચણ જેટલે ઉંડા પાણીમાં જઇને ચુંદડી મોડીઓ નાખીને નદી વધાવી ત્યાંતો પાણીનો જબરો લોઢ આવ્યો તે બ્રહ્મચારીને છાતી સુધી પાણી ભરાઇ ગયું તે બ્રહ્મચારી તો માંડમાંડ બહાર નીકળ્યા ત્યારે મહારાજ બોલ્યા જે આ પાણી તો પાછું હઠતું નથી ત્યારે વળી ગામનું માણસ બોલ્યું જે હે મહારાજ જેનો તેની પાસે ઉપાય કરાવોછો પણ તમે ઉપાય કરશો ત્યારે પાણી પાછું ખસસે ત્યારે મહારાજ બોલ્યા ભાઈ આનું નામ તો ઘેલો તે ગાંડો હોય તે ઘેલો કહેવાય માટે ઘેલાને મનાવવા એતો બહુ કઠણ છે કેમ જે એનું ધાર્યું કરીયે ત્યારે ઘેલા સમજે ત્યારે ગામના વાણીયા તથા લોક સર્વે બોલ્યા જે હે મહારાજ જેમ તમે કહો તેમ કરીયે ત્યારે મહારાજ કહે આ સર્વે નીમ લો જે એક મહીના સુધી આ ઘેલામાં નાયા પછી રોટલા જમવા ત્યારે વાણીયા તથા ગામના લોક એ સર્વેયે હાથમાં જળ લઇને નીમ લીધાં પછી મહારાજે બે ચરણારવીંદ પાણીમાં બોળી હાથમાં જળ લઇને બોલ્યા જે અમે પણ તારામાં એક માસ સુધી નાયા પછી રોટલા જમીશું એ અમારે નીમ છે ને આ તારૂ પાણી પાછું ઉતરી જાઓ એમ મહારાજે કીધુ ત્યાં તો પાંણી પાછું એકદમ નદીની સેરમાં જાતુરયું તે જેમ કુવાના થાલામાંથી તરત નીકળી જાય છે તેમ જાતુરયું પછે ગામનું માણસ બોલ્યું જે આતો પરચો થયો. પછે રોજ રોજ મહારાજ ઘેલામાં નાવા પધારે ને ગાંમનું માંણસ પણ જાય ને ઢુંઢીયા વાણીયા કોઇ દીવસ પાંણીમાં નાય નહીં તેને પણ એક માસ સુધી ટાઢા પાણીમાં

નવરાવ્યા. એવો મોટો પ્રતાપ દેખાડયો. એ વાત પુરી થઇ

## વાત ૮૪ મી.

એકવાર ગઢડામાં શ્રીજીમહારાજને બ્રાહ્મણ જમાડવા હતા તે મહારાજે મુળજી બ્રહ્મચારીને કહ્યું જે આ ગામમાં બેચર બ્રાહ્મણ છે તેને રસોઇ કરવા બોલાવો ત્યારે એને તેડવા બ્રહ્મચારીયે માણસ મોકલ્યું તે તે માણસે જઇને બેચરને કીધું જે તમને રસોઇ કરવા મુળજી બ્રહ્મચારી બોલાવે છે ત્યારે તે બ્રાહ્મણે કીધું જે મારે ઘેર સ્ત્રીને ડુંટીયાનું દરદ થયું છે તે દેહ રહે એવું નથી. તે મારાથી અવાશે નહીં ત્યારે તે માણસે બ્રહ્મચારીને કીધું જે એની વહુને ડુંટીયુ થયું છે તે ઝાલીને બેઠા છે ને જીવે એમ નથી તે એનાથી અવાય તેમ નથી ત્યારે તે વાત સાંભળીને પ્રાગજી દવે અહીં બેઠા હતા તે બોલ્યા જે હે મહારાજ એ બ્રાહ્મણી તો ભકતરાજ છે ને સારૂ માણસ છે ને સાધુ સારૂ પાણી પણ ભરે છે એને મરવા દેશો નહીં ત્યારે મુળજી બ્રહ્મચારી બોલ્યા જે જોજો મહારાજ એ બાઇને મરવા દેશો નહીં એમ સાંભળીને મહારાજ બોલ્યા જે ચાલો એ બાઇને જોવા જઈએ પછી બે ચાર માણસ ભેગાં લઇ મહારાજ તો એ બાઈને ઘેર ગયા ત્યારે એ બાઇના ઘરથી આગળ ઘરમાં એક ઘાંચીવોરો રહે તે તેની સ્ત્રી ઉભેલી તે બોલી જે સ્વામીનારાયણ તમે કયાં જાવછો ત્યારે મહારાજ કહે આ બાઇને ડુંટીયુ થયું છે તે જોવા જઇએ છીયે ત્યારે એ બાઇ બોલી જે એને તો ઘણીવાર થયાં દેહ મુકી છે ને એને તો ભોંય સુવાડી છે ઢાંકી મેલી છે ને બજારમાં ખાપણ લેવા ગયા છે તે તમે શું કરવા જાવછો ને તમે ભગવાન કહેવાઓછો તે જીવતી કરવી હોય તો જાવ ત્યારે મહારાજ બોલ્યા જે જેને ડુંટીયુ થાય કે જેને સર્પ કરડે તેનો તરત જીવ જાય નહીં એમ કહીને મહારાજ તો એ બાઇ પાસે ગયા ત્યારે તે બાઇ પાસે પાંચસાત બ્રાહ્મણીઓ બેઠલી તેણે કીધું જે હે મહારાજ આ બાઈ તો મરી ગઇ છે તે તમે છેટે રહેજો અભડાશો ત્યારે મહારાજ કહે તરત જીવ

જાય નહીં એમાં જીવ હશે એમ કહીને મહારાજે એ બાઇને લુગડું ઓઢાડયું હતું તે ઉંચું કરીને તેના કપાળમાં પોતાની આંગળી દાબીને બોલ્યા જે બેઠાં થાવ ત્યારે તે બાઇયે આંખ ફેરવીને બે હાથ જોડીને મહારાજને પગે લાગ્યાં ત્યારે મહારાજ કહે તમારા પતીને અમારે રસોઇ કરવા તેડી જવા છે એમ કહીને મહારાજ તો પાછા પોતાને ઉતારે આવ્યા પણ એ બાઇ જીવતી થઇ તેની વાત ગામમાં ચાલી ત્યારે ગામમાં ટુંટીઆનું દરદ હતું તે એ ગામના વાણીયા ભેગા થઇને બ્રંહ્માનંદસ્વામી પાસે આવીને બોલ્યા જે હે સ્વામી અમે અમારે એક એક ઘેર દસદસ સાધુ જમાડીયે જો અમારે ઘેર ટુંટીયે કોઇ મરે નહીં તે ત્યારે સ્વામી કહે લ્યો મહારાજને પુછું એમ કહીને સ્વામીયે મહારાજ પાસે જઇને વાત પુછી ત્યારે મહારાજ બોલ્યા જે જા કહો જે જેને ઘેર દસ સાધુ જમે તેને ઘેર ટુંટીયાના દરદથ નહીં મરે ત્યારે બ્રંહ્માનંદસ્વામી કહે હે મહારાજ અમે જમ ગયા ને તેને ઘેર મરણ થયું તો અમારો બહુ ફજેતો થ ત્યારે મહારાજ બોલ્યા જે કેમ સ્વામી તમને હમારા વિસ્વ નથી આવતા ત્યારે સ્વામી કહે તમે તો લુંઠા માણસ છો આગલ્યાના પ્રારબ્ધ જોઇને કંઈક એવું કામ કરોછો ત્ય પછી અમારી આબરૂ જતી રહે ત્યારે મહારાજ બોલ્યા જે ફીકર રાખશો નહીં જાઓ વાણીયાને નીસંકપણે કહો બ્રંહ્માનંદસ્વામીયે એ વાતનો ઠરાવ કર્યો પછી ગામમાં સા જમવાનું પ્રકરણ બહુ ચાલ્યું તે સાધુ હાથ આવે નહીં માટે જે સહુના પેટમાં એમજે આપણે ઘેર મોરથી સાધુ તો કોઇ મરે તો નહીં એમ જેને ઘેર સાધુ જમ્યા તેને કોઇ માણસ મર્યું નહીં એવો મહા મોટો પ્રતાપ દેખાડયો. એવાત પુરી થઇ.



## વાત ૮૫ મી

એકવાર શ્રીજીમહારાજે ગઢડામાં સોની પાસે રૂપાનો અબખોરો કરાવ્યો ત્યારે તે રૂપામાંથી રૂપું રૂપીયાએકભાર વધ્યું ત્યારે તે સોનીયે વીચાર કર્યો જે આ રૂપું તો મહારાજનું છે તે આપણે ઘેર લઈ જઈએ તો દોષ બેસે માટે આ એક રૂપીયાનો થાળ કરીને મહારાજને જમાડું એમ વીચારીને એ સોની મુળજી બ્રહ્મચારી પાસે આવીને એક રૂપીયાનો થાળ મહારાજ સારૂ કરવાનું કહી ગયા પછી થાળ થયો ને મહારાજ જમવા બેઠા ત્યારે મહારાજ કહે બ્રહ્મચારી આ થાળ કેના છે ત્યારે બ્રહ્મચારી કહે સોનીભકતના છે ત્યારે મહારાજ કહે એ સોનીભકતને અહીં બોલાવો ત્યારે એ સોનીભકતને બોલાવ્યા તે મહારાજ પાસે આવીને ઉભા રહ્યા ત્યારે મહારાજ કહે કેમ સોનીભકત આ થાળ તમારા છે ત્યારે સોની કહે હા મહારાજ મેં કરાવ્યો છે ત્યારે મહારાજ બોલ્યા જે એ થાળ સેના કર્યા છે ત્યારે સોનીયે જાણ્યું જે આ વાત મહારાજે જાણી છે તેમાં પુછે છે પછી સોની બોલ્યો હે મહારાજ એ તો મઈનુંમઈ છે ત્યારે મહારાજ કહે મઈનુંમઇ તે શું અમે સમજીયે તેમ કહો ત્યારે સોની બોલ્યો જે તમારા સારૂ અબખોરો મેં કર્યો તેમાં થી રૂપું રૂપીયાએકભાર વધ્યું તે એ રૂપીયાનો થાળ કર્યો છે ત્યારે મહારાજ બોલ્યા જે જુઓ સુરાખાચર સોમલાખાચર આ સોનીભકત કેવા છે અમારા રૂપા એક રૂપીયાના વધ્યા તે પણ પોતાને ઘેર લઈ ગયા નહીં ને એ રૂપીયાના થાળ કરીને અમને જમાડ્યા જુઓ સોનીભકત કેવા સારા છે એમ કહીને એ સોની નું ચોરપણું સહુને દેખાડી દીધું. એ વાત પુરી થઈ.

---

## વાત ૮૬ મી.

એકવાર શ્રીજીમહારાજ ગઢડામાં લાડુબાઈનો જે આથમણા બારનો ઓરડો તેની ઓસરીમાં બેઠેલા ને સુરાખાચર, દાદાખાચર આદીભકત ઘણા પાસે બેઠેલા ને મુળજીશેઠ પણ બેઠેલા ને તે સમે કોઈ હરીભકતે આવીને મહારાજને કીધું જે વગડામાં

મોલ સુકાઈ ગયા તે મે વરસાવો ત્યારે મહારાજ એમ બોલ્યા જે આગળ નરસીંહ મહેતે મલાર ગાયો હતો તે વરસાદ આવ્યો હતો માટે આજ આપણે બ્રહ્માનંદસ્વામી તે નરસીંહ મહેતા જેવા છે તે જો મલાર ગાય તો મે આવે તે બ્રંહ્માનંદસ્વામીને અહી બોલાવો પછી બ્રંહ્માનંદસ્વામીને બોલાવી લાવ્યા પછી મહારાજ કહે મલાર રાગ ગાવ તો મે આવે પછી બ્રંહ્માનંદસ્વામીને પ્રેમાનંદસ્વામીયે વાજાં વગાડીને મલાર ગાવા માંડયો તે એક મલારનું પદ બોલ્યા ત્યાંતો વાદળાનો સમુહ થઈ ગયો ને બીજું પદ બોલ્યા ત્યાં ગાજવીજ થવા માંડ્યું ને ત્રીજું પદ ગાયું ત્યારે વરસાદ થયો તે નેવામાં પાણી માયનહીં એવો ભારે મે વરસ્યો ત્યારે મહારાજ બોલ્યા જે જાઓને આ બ્રંહ્માનંદસ્વામી કેવા મોટા છે એમણે વરસાદ વરસાવ્યો એ વાત પુરી થઇ.

## વાત ૮૭ મી.

એકવાર ગોપાલસ્વામી શ્રી વડતાલ હતા ને ત્યાં વરસાદની ઘણી તાણ હતી તે લોકે આવીને સ્વામીને કીધું જે વરસાદ વીના મોલ સુકાઇ જાય છે ત્યારે સ્વામી કહે લાવો એક કાગળ મહારાજ ઉપર ગઢડે લખીયે પછી સ્વામીયે કાગળ લખીને કાળીદાસને ગઢડે મોકલ્યા તે કાગળ કાળીદાસે મહારાજ સભામાં બેઠા હતા ત્યાં આપ્યો તે કાગળ વાંચીને મહારાજ એમ બોલ્યા જે આ લક્ષ્મીનારાયણના દેશના મોટા ભકત કાળીદાસ આવ્યા છે તે વરસાદ લેતા આવ્યા છે તે આજ સહુ ચાલો ઘેલે નાવા જઈયે એમ કહીને મહારાજ ઘેલામાં નહાવા પધાર્યા ત્યારે સહુને આશ્ચર્ય થયું જે ઘેલામાં પાણી નથી તે મહારાજ કયાં નાસે એવો વીચાર થયો પણ સહુ મહારાજ ભેગું નદીયે નહાવા ચાલ્યું તે ઘેલાને કાંઠે ગયા ત્યાંતો બહુ ભારે વરસાદ આવ્યો ને સર્વે માણસ પલળી ગયાં ને મહારાજ ઉપર છત્રી ઝાલી હતી તે પણ ટુટી ગઈ ને મહારાજ પણ પલળ્યા ને તે ટાણે ઘેલામાં પાણી આવ્યું તે ડહોળું પાણી ને

માંય કાંટા ને કચરો ને ફેણુ જોઇને મહારાજ બોલ્યા જે આવા ડોળા પાણીમાં નવાસે નહીં આપણને તો વરસાદે નવરાવ્યા છે તે હવે સહુ ચાલો પછી સહુ મંદીરમાં આવ્યું ને વરસાદ ઘણો થયો ને વડતાલ પણ બહુ મે થયો ને મેની તાણુ મટી ગઈ એવો ગોપાલસ્વામીના કાગળથી મહારાજે વરસાદ કર્યો. એ વાત પુરીથઈ.

---

## વાત ૮૮ મી.

એકવાર શ્રીજીમહારાજે ગઢડામાં ડોશીયોને આજ્ઞા કરી જે જે બાઇ પોતાના પતીનો ત્યાગ કરીને અહીં આવ્યાં હોય તે સહુસહુને સાસરે જાઓ અહીં રહેશો નહીં એવું સાંભળીને કેટલીક બાઈઓ તો ગંઇ ને ત્રણ બાઈઓ તો હરજીઠકકરને ઘેર જઇને બેઠાં ને અટેકો ઉપવાસ કર્યો ને બીજે દહાડે પણ ખાધું નહીં ત્યારે હરજીઠકકરે મહારાજને વાત કરી જે ત્રણ બાઇઓ મારે ઘેર આવીને બેઠાં છે ને ઉપવાસ કરે છે કંઈ ખાતાં નથી ત્યારે મહારાજ કહે ચાલો આપણે તે બાઈયોને પુછીયે એમ કહીને મહારાજ હરજીઠકકરને ઘેર ગયા ને એ ત્રણ બાઇઓને કીધું જે કેમ અહીં બેઠાંછો અમે તમને આજ્ઞા કરી છે જે સહુસહુને સાસરે જાવો તે આજ્ઞા કેમ માનતા નથી ત્યારે એ બાઇયો બોલ્યાં જે હે મહારાજ અમે તો તમારી આજ્ઞા પાળવા સારૂ તૈયાર થઇયે છીયે ત્યારે મહારાજ કહે શી અમારી આજ્ઞા માની ત્યારે એ બાઇયો બોલી જે હે મહારાજ તમે સહુસહુને સાસરે જવાની આજ્ઞા કરી છે તે અમારૂં સાસરૂં તો ભગવાનના ધામમાં છે તે ત્યાં જવા સારૂ ઉપવાસ કરીને દેહ મુકીને જઇશું આ જગતમાં અમારૂં સાસરૂં નથી તે બીજે ક્યાં જઇએ એવું એ બાઇયોનું વચન સાંભળીને મહારાજ બોલ્યા જે તમારે એ સાસરે જવું હોય તો જાવ એમ કહીને મહારાજ ચાલી નીકળ્યા ને એ ત્રણે બાઇયે તેજ વખત એક દહાડે દેહ મુકી દીધા. એ વાત પુરી થઈ.

---

## વાત ૮૯ મી.

શ્રી ગઢડા મધ્યે શ્રીજીમહારાજ જીવાખાચરના દરબારમાં રહેતા ને દાદાખાચરના દરબારમાં આવતા જતા અને એ અભલ ખાચર પોતાના દરબારમાં થોડું ઘણું રહેતા ને પોતાની વાડી તથા વીડ તેમાં ઘણું કરીને રહેતા તે અભલખાચરને કોઇકે કીધું જે આ સ્વામીનારાયણ તમારા દરબારમાં બહુ આવે છે ને તમારી દીકરીઓ મોટી મોટી છે તે તમારૂં કામ બગડી જશે ને તમે એ વાતનો વીચાર રાખતા નથી તે પછી તમારૂ વીચાર્યું કાંઇ કામ આવશે નહીં એવી રીતે એ અભલખાચરને કહીને કાંટો ચડાવ્યો ત્યારે અભલખાચરે એવો વીચાર કર્યો જે સ્વામીનારાયણને મારે મારવા પછી એક દહાડે ઢાલ તરવાર લઇને પોતાની ડેલીમાં આવીને બેઠા જે સ્વામીનારાયણ દરબારમાં છે તે અહીં આવે ત્યારે ઝટકે મારવા છે ત્યારે તે ટાણે મહારાજ એમના દરબારમાં હતા તેમને કોકે કીધું જે અભલખાચર તમને મારવા ઢાલ તરવાર લઇને ડેલીયે બેઠા છે ને દરબારમાં બાઇયો હતાં તેમને પણ એ વાતની ખબર પડી પછી બાઇયો એ મહારાજને કીધું જે તમારે ડેલીયેથી જવું નહીં આની- કોરથી જાવ ત્યારે મહારાજ બોલ્યા જે અમને મારે નહીં તેની તમારે કંઇ ફીકર રાખવી નહીં એમ કહીને મહારાજ ડેલીયે થઇને નીકળ્યા ત્યારે અભલખાચરે દીઠા તે શંખ, ચક્ર, ગદા, પદ્મ એ ચારે આયુધ ચારે ભુજમાં લીધેલાં એવી ચતુર્ભુજ મુરતી દેખી ને મુસ્તક ઉપર મુગટમણી જડેલો ને કાનમાં મકા- કૃતકુંડલ ને કોટમાં કૌસ્તુભમણીની માળા ને પીળાં સુવર્ણમય પીતાંબર પેરેલાં છે ને મહા તેજસ્વી મુરતી એવા એ શ્રીજી- મહારાજને દેખ્યા ત્યાંતો ઢાલ તલવાર હાથમાં હતાં તે નાખી દીધાં ને બે હાથે કરીને મહારાજના ચરણારવીંદ ઝાલ્યા ને પોતાનું માથું મહારાજના પગમાં મુકીને એમ બોલ્યા જે હે મહારાજ તમે તો ભગવાન છો ને મને તો કોઇકે અવળું સવળું બતાવ્યું હતું તેથી તમને મારવા સારૂં હું અહીં આવીને બેઠો હતો તે હું બહુ ભુલી ગયો મારો ગુનો માફ કરજો એમ વારે

વારે કેવા માંડયું ત્યારે મહારાજે પોતાના બે હાથ અભલખાચર ના માથા ઉપર મુકીને કીધું જે તમે કંઈ ફીકર રાખશો નહીં એવીરીતે મહારાજનો પ્રતાપ એ અભલખાચરે દેખ્યો.
એ વાત પુરી થઇ.

---

## વાત ૯૦ મી.

એકવાર દાદાખાચરની માંણકીઘોડી ને વછેરો આવ્યો તે વછેરો બહુ રુપાળો આવ્યો તે મહારાજને દેખાડયો ત્યારે મહારાજ બોલ્યા જે આ વછેરો અમારે ચડવા રાખવો છે આને સારીપેઠે ખવરાવો પછી એ વછેરાને તો બહુ ખવરાવવા માંડયું તે થોડાક દીવસમાં મોટો થઇ ગયો પછી ચાબુક પાસે ફેરવવા માંડયો ત્યારે કોઈક સોદાગર આવ્યા તેને સત્તરસો રૂપીયે એ ઘોડો માગ્યો ત્યારે મહારાજને પુછવા ગયા જે ઘોડાના બહુ રૂપીયા આવે છે તે આપીશું ત્યારે મહારાજ કહે એ ઘોડો તો અમારે ચડવા રાખવો છે તે વેચવો નથી પછી એ ઘોડો ફેરવી તૈયાર કરી મહારાજ પાસે લાવ્યા ત્યારે મહારાજ કહે એ ઘોડા ઉપર શંખલાદી સામાન નાખો અમારે ચડવા છે પછી સારો સામાન નાખી મહારાજ પાસે લાવ્યા ત્યારે મહારાજ ભેટ બાંધીને એ ઘોડા ઉપર ચડીને દરબારમાં લીમડા ફરતો કુંડાળે નાખવા માંડયો તે ફેરવતાં ફેરવતાં ઘોડાને રેબઝેબ પરશેવો વળી ગયો ને મહારાજને પણ રેબઝેબ પરશેવો વળી ગયો પછી ઘોડાથી હેઠા ઉતરીને કાઠીનો માગણ એક ઉભો હતો તેને બોલાવીને એ ઘોડો તેને મફત આપી દીધો ત્યારે તો દરબારમાં સહુ બાઈ ભાઈ ઉદાસ થઈ ગયાં તે કોઇ બોલેય નહીં ને કોઈ ચાલેય નહીં એવી સુનકાર દશા સહુની થઇ પછી પાછી સાંઝે સભા કરીને મહારાજ બેઠા ત્યારે તો સાંઝે પણ સહુને ઉદાસ દેખીને મહારાજ બોલ્યા જે આ ઘોડા મેં આપ્યા તેમાં તમે સહુ ઉદાસ થઈ ગયાછો પણ તમને કંઈ ખબર છે એ ઘોડો કોણ હતા એમ કહીને ભગુજીને બોલાવીને

પુછયું જે આપણે ગામથી આવતા હતા ત્યારે આપણને બાવે તાણ કરી તે વાત કરો ત્યારે ભગુજીયે એ સભામાં વાત કહેવા માંડી જે એકવાર મહારાજ ને હું એ બેય ગામ ગયા હતા, ત્યાંથી આવતા હતા તે એક ગામને પાદર બાવાનો મઠ હતો તેમાં ઝાડ સારાં હતાં તે ઝાડને છાંયે અમે બેય સ્વાર ઉભા રહ્યા ત્યારે એ બાવે આવીને રોટલા જમવાની તાણ કરી પણ મહારાજ કહે અમે નહીં રહીયે એમ કરીને મહારાજ ચાલ્યા ત્યારે એ બાવો આડો આવીને માર્ગમાં બેઠો ત્યારે મહારાજે માર્ગ ફેરવીને ઘોડાં ઉપાડી મેલ્યાં ત્યારે બાવે પોચાય તેવું ન રહ્યું પછી બાવે તો પોક મેલી તે ઉંચે સાદે રોવા માંડયું રોતો જાય ને કેતો જાય જે બાપલા સ્વામીનારાયણ માંડ કરીને મારી જાયગામાં આવ્યા હતા તે મારે જમાડવા હતા પણ રહ્યા નહીં તે હવે હું શું કરૂં એમ કહેતો જાય ને રોતો જાય ને મહારાજ પણ સાંભળતા જાય પછી મહારાજ ને હું ગઢડે આવ્યા એટલી વાત ભગુજીયે કરી પછી મહારાજ બોલ્યા જે એ બાવે અમને અંતરસુધ તાણ કરી ને નરહ્યા તે બહુ રોયો તે અમને તો બહુ દયા આવી હતી પણ એ બાવો બહુ કામી હતો તે સારૂ અમે એની જાયગામાં રહ્યા નહીં પછી એ બાવાનો દેહ મુકાવીને એનો જીવ હતો તે આ માંણકીનો વછેરો કર્યો છે તે વછેરો આ માગણને આપ્યો તે હવે એ વાલીઘોડો કરશે એટલે દેશદેશથી ઘોડીઓ એ ઘોડા પાસે આવશે એટલે એની વાસના પુરી કરાવીને પછી એને સતસંગમાં જનમ ધરાવીને એને મારા ધામમાં મોકલીશ એમ વાત કરીને પછી મહારાજ બોલ્યા જે એ બાવાની ખબર કઢાવો કે કેટલાદીવસથી એને દેહ મુક્યો છે પછી ખબર કઢાવી તે જે દીવસે એ બાવે દેહ મુકેલો તેજ દીવસે એ માંણકીને ગર્ભ રહેલો એ વાત જ્યારે મળી ત્યારે સહુની ઉદાસી મટી ગઈ.

એ વાત પુરી થઈ.



## વાત ૯૧ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડેથી વડતાલ જવા તૈયાર થયા ત્યારે ગઢડામાં ડોશીયો હતાં તેમણે કીધું જે હે મહારાજ અમને શમૈયો કરવા તેડી જાવો ત્યારે મહારાજ કહે અમારે તો છડી અસ્વારીએ જાવું છે તે કોઇને તેડી જવા નથી પછી મહારાજ ને કાઠીઓના સ્વાર એ સહુ ચાલ્યા તે ગઢડાને શીમાડે ગયા ત્યારે માંણકી ઘોડી પાછી નાઠી તે મહારાજે ઘણી લગામ ખેંચવા માંડી ને બીજા સ્વારો પણ આડા પડ્યા તોય ઘોડીની આંખ ફાટેલ તે રહી નહીં અને દરબારમાં લીમડા હેઠ જઇને ઉભી રહી પછી વળી ત્યાંથી ચાલ્યા તે જે ઠેકાણેથી પ્રથમ નાઠી હતી તેને તેજ ઠેકાણે વળી પાછી નાઠી તે સર્વે સ્વારો આડા ફર્યા પણ ઘોડી દરબારમાં આવીને ઉભી રહી વળી ત્રીજીવારકી ઘોડી લઇને ચાલ્યા ત્યારે કાઠીએ ચાડ રાખી જે હવે પાછી વળે તો વળવા દેવી નહીં પછી શીમાડે ગયા તે ત્યાંથી ફરંગટી ખાઇને ઘોડી પાછી વળી તે કાઠી દોડ કરી કરીને થાકી ગયા પણ માંણકી લેગાજ થયા નહીં તે કેને પાછી વાળે તે ઘોડી લીમડા હેઠે દરબારમાં આવીને ઉભી રહી પછી મહારાજ બોલ્યા જે આ ઘોડીની વરતી આ ડોશીઓ પાછી તાણે છે તે જવા નહીં દે પછી મહારાજે એ ડોશીઓને કીધું જે તમે સહુ તૈયાર થાવ પછી સહુને લઇને ચાલ્યા ત્યારે ઘોડી આઘી ચાલી. એ વાત પુરી થઇ.

---

## વાત ૯૨ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડામાં બીરાજમાન હતા ત્યારે બસેં ખાંખી દાદાખાચરના દરબારમાં મહારાજ પાસે આવીને પાકાં શીધાં માગ્યાં ત્યારે મહારાજે એ સહુને પાકાં શીધાં અપાવ્યાં પછી એ ખાખી રસોઇ કરી જમીને મહારાજ પાસે આવીને બેઠા ને એમ બોલ્યા જે હે મહારાજ તમે ભગવાનછો ત્યારે મહારાજ કહે હા અમે ભગવાન છીયે ત્યારે ખાખી કહે તમે નરસીંહજીછો ત્યારે મહારાજ કહે હા અમે

નરસીંહજી છીએ ત્યારે ખાખી કહે અમને નરસીંહજીનાં દરશન કરાવો પછી મહારાજે નરસીંહજીના જેવું રૂપ ધારીને એ બસેં ખાખીને દરશન દીધાં પછી એ સર્વે ખાખી મહારાજના આશ્રીત થયા, એ વાત પુરી થઈ.

## વાત ૯૩ મી.

શ્રી ગઢડા મધ્યે દાદાખાચરની ગાયોનાં વાછડાં છત્રીસ હતાં તે વીડમાં ચરતાં તે ઘણાં વકરી ગયાં ને કોઇને અડવા પણ દે નહીં ને નાથવા તો સેનાંજ દે ને મારકણા બહુ થયા પછી મહારાજ પાસે વાત કરી જે વાછડાં બહુ મારી નાખે એવા થયા છે ત્યારે મહારાજ કહે ચાલો આપણે નાથવા જાઇએ પછી મહારાજ વીડમાં આવ્યા ને ભેટ બાંધીને એ વાછડાંને નાથ નાખવા માંડી તે છત્રીસે વાછડાં નાથ્યાં પછી બ્રંહ્માનંદસ્વામીને કીધું જે જુઓ અમે આ છત્રી વાછડાં નાથ્યાં ત્યારે બ્રંહ્માનંદસ્વામી કહે સાત વાછડાં તો કૃષ્ણ અવતારમાં નાથ્યાં હતા પણ આતો છત્રી નાથ્યાં તે બહુ ભારે કામ કર્યું ને નાથવાની આગળી રીત તો છેજ એમ મરમ કરીને હસ્યા. એ વાત પુરી થઇ.

## વાત ૯૪ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે ખાટલા ઉપર બેસીને બીરંજ જમતા હતા ને તે ખાટલા હેઠળ મોટો નાગ આવ્યો ત્યારે તેને ઝાલવાનો સહુયે ઉપાય કરવા માંડયો ત્યારે મહારાજ બોલ્યા જે એને ઝાલશો નહીં એતો શેષજી છે તે અમારી પ્રસાદી ખાવા આવ્યા છે પછી મહારાજ જમતા જાય ને એ ખાટલા હેઠળ બીરંજ નાખતા જાય અને એ નાગ ખાતો જાય તે જ્યાંસુધી મહારાજ જમ્યા ત્યાંસુધી એ એરૂ ખાટલા હેઠળ રહીને બીરંજ ખાધી ને જ્યારે મહારાજ જમી રહ્યા ત્યારે એ એરૂ અદ્રશ થઇ ગયો ત્યારે કોઇયે ન જોયો તે જોઈને સહુને આશ્ચર્ય થયું. એ વાત પુરી થઈ.

## વાત ૯૫ મી

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડામાં બાજરાનો રોટલો ને વંતાકનું શાક જમતા હતા ત્યારે બેચર ચાવડો પાસે હતો તેણે કીધું જે હે મહારાજ એ પ્રસાદી મને આપો ત્યારે મહારાજ બોલ્યા જે એ પ્રસાદી તારા હાથમાં રહેશે નહીં ત્યારે બેચર ચાવડો બોલ્યો જે મારા હાથમાંથી કોણ લેનાર છે ત્યારે મહારાજ કહે જરૂર તારા હાથમાં નહીં રહે એમ કહીને રોટલા શાકની પ્રસાદી એ બેચરને આપી તે બેચર લઇને પોતાને ઉતારે જતો હતો ત્યાંતો એક ગરજ પક્ષી આવ્યો તે ઝડપ નાખીને બેચરના હાથમાંથી લઇ ગયો ને બેચર તો જોઇ રહ્યો પછી મહારાજ પાસે આવીને એણે વાત કરી જે હે મહારાજ તમે મને બહુ ખરાવી ખરાવીને કહેતા હતા જે પ્રસાદી તારા હાથમાં નહીં રહે ને તેમનું તેમ થયું એ ગરજ પક્ષી કોણ હતો ત્યારે મહારાજ કહે એતો સુરજદેવ હતા તે ગરજના જેવું સ્વરૂપ લઇને તારા હાથમાથી લઇ ગયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૯૬ મી

ગઢડામાં એક વાણીયો હતો તે જીવાખાચરનું કામકાજ કરતો ને મહારાજ પાસે પણ આવતો ને બ્રહ્માનંદસ્વામી ઉપર એને હેત હતું પછી જીવાખાચરને દાદાખાચરનો પક્ષ મહારાજ રાખે છે એમ સમજીને શ્રીજીમહારાજનો અભાવ આવ્યો ત્યારે એ વાણીયાને પણ મહારાજનો અભાવ આવ્યો તે કોઈ દીવસ મહારાજ પાસે આવે નહીં ને મહારાજ સામુ પણ જુવે નહીં પછી કોઈક દહાડે એ વાણીયો માંદો થયો ને એના સંબંધી ભરાઇને બેઠા હતા તેવામાં ચાર જમ એ વાણીયાને લેવા આવ્યા તે મારવા માંડયો તે અતી ભયે કરીને ધ્રુજવા માંડયો એવામાં એને બ્રહ્માનંદસ્વામી સાંભર્યા ત્યાંતો બ્રહ્માનંદસ્વામી આવ્યા ત્યારે એ જમ નાઠા તે એની ખડકી માળેલ હતી ત્યાંથી નીકળ્યા તે ખડકી કમાડ બારહાથ ઉપરનું માળણુ ભીતો એ સર્વે બજારમાં ઉછી પડયું ને જમ ભાગી ગયા તે જમને ને બ્રહ્માનંદસ્વામી ને

એ વાણીયે દેખ્યા ને પછી બ્રંહ્માનંદસ્વામી પણ ગયા ને વાંણીયાને જાગૃત અવસ્થા થઇ ત્યાંતો એના સંબંધી પડખે બેઠેલા તેને દેખ્યા તે સંબંધી વાતો કરતા હતા જે આ ખડકી ભાગી બજાર માં ઉડી પડી તે આજ કંઇ મે વરસતો નથી કંઇ વા નથી તે શા કારણુથી બજારમાં ઉડી પડી એમ વીચારતા હતા ત્યારે એ વાણીયો બોલ્યો જે મને જમ તેડવા આવ્યા હતા તે મારા હાડેહાડ ભાંગી નાખતા હતા તે મને બ્રંહ્માનંદસ્વામીયે મુકાવ્યો ને આ ખડકીયેથી જમ નાઠા તેને કરીને આ ખડકી પડી ગઈ છે એ માટે મહારાજને ને બ્રંહ્માનંદસ્વામીને નોતરૂ દઇ આપડે ઘેર જમવા લાવો પછી મહારાજ ને બ્રંહ્માનંદસ્વામી એ વાણીયા ને ઘેર જમવા આવ્યા ત્યારે મહારાજે પુછ્યું જે કેમ શેઠ તમે તો અમારી સામું પણ જોતા નથી ને આજ જમવા તેડયા તેનું શું કારણ ત્યારે એ વાત કરી જે હે મહારાજ મને તો જમ મારી નાખતા હતા તે બ્રંહ્માનંદસ્વામીયે મુકાવ્યો છે ને અમારી ખડકી પણ જમે પાડી નાખી છે તે હવે હું તો તમારે ને આ બ્રંહ્માનંદસ્વામીને આશરે છું તે હવે મારી પાસે એ જમને આવવા દેશો નહીં ત્યારે મહારાજ બોલ્યા જે એ બ્રંહ્માનંદ સ્વામી ઉપર હેત રાખશો તો એ જમ આવવા દેશે નહીં. એ વાત પુરી થઈ.

## વાત ૯૭ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે પોતાને ઉતારે બેઠા હતા ત્યારે એક બ્રાહ્મણે આવીને મહારાજને કહ્યું જે હે મહારાજ મને વતમાન ધરાવો ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે તું ને તારો કાકો મુંબાઈથી આવતા હતા તે તેં તારા કાકાને મારી નાખીને તેના રૂપીયા લઈ લીધા છે તે પાછો જઇને તારા કાકાને ઘેર પાંચસેં રૂપીયા આપીને પછી વતમાન લઈશ તો કલ્યાણ થશે એવી વાત સાંભળીને તે બ્રાહ્મણે જાણ્યું જે આ મારી છાની વાતને જાણે છે માટે આ ખરે ખરા ભગવાન છે તે એમણે કીધું એમ કરીશ તો મારૂં કલ્યાણ થશે એમ પોતાના મનમાં ધાર્યું ને પછી તેમજ કર્યું ને વતમાન લીધાં. એ વાત પુરીથઈ.

## વાત ૯૮ મી.

એકવાર ગઢડા મધ્યે શ્રીજીમહારાજ પોતાને ઉતારે બેઠા હતા ત્યારે લાડુબાઈયે કીધું જે હે મહારાજ મારે સાધુને રસોઈ દેવી છે તે કેટલો સામાન કરાવું ત્યારે મહારાજ કહે એમાંતો એ રીત છે કેમ જે સાધુ સાધુમાં પીરશે તો થોડો સામાન જોઈશે ને અમે પીરસીયે તો વધુ સામાન જોઇશે ત્યારે લાડુબાઈ કહે તમારી પાસે પીરસાવવું છે તે કેટલો સામાન કરીયે ત્યારે મહારાજ કહે ડોઢી રસોઇ કરાવો પછી લાડુબાઇ યે ડોઢી રસોઇ કરાવી ત્યારે મહારાજ સંતની પંગતીમાં પીરસવા આવ્યા ને સંતને જમાડવા માંડ્યા, તે જમાડતે જમાડતે એ સર્વે રસોઈ ખુટી ગઈ તોય મહારાજ કહે આ સાધુ ભુખ્યા છે ત્યારે આગલે દહાડે ગામ કુંડલથી રાઈબાઇ સાધુને રસોઈ દેવા સારૂ મોતૈયા લાડવાનો પટારો ભરીને લાવ્યાં હતા તે પટારો ભર્યો હતો ત્યારે મહારાજે રાઈબાઇને કહ્યું જે આ સાધુ હજી ભુખ્યા છે તે તમે લાડવા લાવ્યાંછો તે લાવો પીરસીયે ત્યારે રાઈબાઈયે લાડવાનો પટારો મહારાજ પાસે મુકયો ને મહારાજે પીરસવા માંડ્યા તે જમાડતે જમાડતે એ લાડવા બે ભાગના વરી ગયા ને એક ભાગના રહ્યા પછી સાધુ જમી ઉઠ્યા ને ત્યાર પછી બીજે દહાડે મહારાજે રાઇબાઈને કીધું જે આજ તમારી રસોઇ છે તે લાડવા લાવો સાધુને જમાડીયે ત્યારે રાઇ બાઈ કહે લાડવા તો કાલે દીવસે બે ભાગના વરી ગયા છે એક ભાગના પડ્યા છે તે એટલે લાડવે સાધુને શું થાય ત્યારે મહારાજ કહે સંભાળો તો ખરા કેટલા પડ્યા છે પછી રાઈબાઈએ પટારો ઉઘાડીને જોયું ત્યાંતો એ પટારો જેટલો પ્રથમ ભરીને લાવ્યાં હતાં તેટલોને તેટલો ભરેલો દેખ્યો પછી મહારાજને કહે આ પટારોતો સંપુર્ણ ભરેલો છે કંઇ અધુરો નથી પછી મહારાજે સાધુની પંગતી કરાવીને લાડવા પીરસવા માંડ્યા તે બહુબહુ તાણ કરીને જમાડ્યા પછી સાધુ જમી રહ્યા ત્યારે રાઇબાઇયે પટારો સંભાળ્યો ત્યારે જેટલા લાડવા આગલે દહાડે સાધુને પીરસતાં વધ્યા હતા તેટલાજ પટારામાં પડેલા તે જોઈને એ બાઈ મહા આશ્ચર્ય પામ્યાં ને મહારાજનો બહુ પ્રતાપ જાણ્યો.-એ વાત પુરીથઈ.

## વાત ૯૯ મી.

એકવાર ગઢડા મધ્યે લાડુબાઇયે શ્રીજીમહારાજને જે દુરવાસા ઘણી ગોપીયોના થાળ જમી ગયા તે એ ઝાઝું કેમ જમાય ત્યારે મહારાજ કહે સમ્રથ હોય તેની કરાય નહીં ત્યારે લાડુબાઇ કહે ઝાઝું હોય તે પેટમ સમાય ત્યારે મહારાજ કહે મોટાઓની રીતમાં કંઇ શંક નહીં પછી તેને થોડાક દીવસ ગયા ત્યારે દરબારમાં મે માણસ ત્રીસને આસરે આવ્યું ત્યારે લાડુબાઇયે મહારાજ જે તમને પણ જમવાનું નોતરૂં છે ત્યારે મહારાજ કહે ત્રીસેક માણસ છે તેને મુકીને એકલા અવાય નહીં ત્યારે બાઇ કહે ત્રીસેય માણસ લાવજો પછી રસોઇ તૈયાર થઇ મહારાજ બોલ્યા જે આ મોટાભાઇને મોરથી ખવરાવીલો રેઢી છે તે વાડીએ જાય પછી મોટાભાઈ તે સચ્ચીદાનંદસ્વ મોયલુ નામ તેમને જમાડવા બેસાડ્યા તે લાડુબાઈ પં જાય ને મોટાભાઈ જમતા જાય તે જેમજેમ લાવીને પં જાય તેમતેમ ખાતા જાય ને પછી પુછે જે હવે જોઇશે કહેજે હા લાવો તે ખાતાખાતા શાઠ માણસની રસોઈ જ તોય ધરાયા નહીં પછી રોટલા ઘડીઘડીને દેવા માંડયા પાલીના રોટલા ખાઈ ગયા પછી મહારાજ પાસે આવીને બાઈયે કહ્યું જે આતો ધરાતો નથી હવે કેમ કરીયે મહારાજ કહે હવે પાણી આપો એટલે ચળુ કરશે પછી આપ્યું તે ચળુ કરી ઉઠી નીકળ્યા પછી શાઠ માણસ સ રસોઇ કરીને જમાડયા પછી મહારાજે લાડુબાઇને કહ્ તમે દુરવાસાની વાત કરતા હતા તે આવા હોય તે રીતે બહુ જમી જાય તેમાં કંઇ શંક્યા કરવી નહીં. એ વાત પુરી થઈ.

## વાત ૧૦૦ મી.

એકવાર ઉમરેઠના બ્રાહ્મણ સીતેર પોણોસોને આસરે મહારાજનાં દરશન કરવા શ્રી ગઢડે આવ્યા હતા તે હર ને ઘેર ઉતર્યા હતા પછી એક દીવસ એ બ્રાહ્મણે પોતાને

સારૂ ચુરમાની રસોઇ તૈયાર કરી ત્યાંતો એ બ્રાહ્મણમાં કોઇકનો એક જમાઈ હતો તેને શમાધી થઇ ગઇ તે પ્રથવી ઉપર પડી ગયો ને બોલાવે તો બોલે નહીં આંખ ઉઘાડે નહીં એમ સુન મુન થઈ ગયો ત્યારે તો એ બ્રાહ્મણોની પંગત બંધ રહી ને સહુ ઉદાસ થઈને મહારાજ પાસે આવીને એ વાત કરી ત્યારે તે ટાણે ડોશીયોની સભામાં લાડકીબાઇ બેઠાં હતાં તેમને મહારાજે કીધું જે તમે આ બ્રાહ્મણના જમાઈ ને તેડીઆવો તે પ્રથમ સીવજીના કઇલાસમાં જજો ને ત્યાં ન હોય તો પછી બીજે જજો પછી એ બાઇ સમાધી કરીને શીવજીના કઇલાસમાં ગયાં ત્યાંતો એ બ્રાહ્મણ બેઠેલો દેખીને તેને કહ્યું જે તારા સંબંધી જમ્યા વીના તારી વાટ જોઇને બેશી રહ્યા છે તે તું ત્યાં ઉતાવળો જા પછી એ બ્રાહ્મણ દેહમાં આવ્યો પછી એ બાઇયે શમાધી-માંથી બાર આવીને મહારાજને કહ્યું જે હે મહારાજ એ બ્રાહ્મણોને કહો જે તમારો જમાઇ આવ્યો પછી બ્રાહ્મણોને મહારાજે ઉતારે મોકલ્યા ત્યાંતો એ જમાઇ બેઠેલ દેખીને તેને પુછયું જે તમે કયાં ગયા હતા ત્યારે એ બ્રાહ્મણે કહ્યું જે હું તો સીવજી પાસે કઇલાસમાં ગયો હતો તે એ લાડકીબાઇ મને તેડવા આવ્યાં હતાં તે હું આવ્યો એવી વાત સાંભળીને સહુ વીસ્મય થઇ ગયા. એ વાત પુરી થઈ.

---

## વાત ૧૮૧ મી.

એક બ્રાહ્મણી સાંખ્ય જોગી ભગવાન ભજવા સારૂ શ્રી ગઢડા મધ્યે ડોશીયો ભેગાં આવીને રહ્યાં ત્યારે તે બાઇના સાસરીઆના ને પીયરના આઠ બ્રાહ્મણ ભેગા થઇને એને તેડવા સારૂ ગઢડે આવ્યા ને મહારાજને કહ્યું જે એ બાઇને અમે તેડવા આવ્યા છીયે તે નહીં મુકી જઇયે માટે એ બાઈને મોકલો ત્યારે મહારાજે એ બાઇને કહ્યું જે તમે આ તમારા સંબંધી ભેગાં ઘેર જાઓ એવું મહારાજનું વચન સાંભળીને એ બાઈ ને મુરછા આવી ગઇ પછી પાછાં સચેત થઇને મહારાજને કહ્યું જે હે મહારાજ હું તો નહીં જઉ ત્યારે મહારાજ કહે જવું પડશે

ત્યારે એ બાઈયે કહ્યું જે તે ઘરમાં કેમ રહેવાશે ત્યારે મહારાજ કહે તમારી ભગવાન રક્ષા કરશે પછી એ બાઈને તેડીને પોતાનો ઉતારો હરજીઠકકરને ઘેર હતો ત્યાં ગયા ને એ બ્રાહ્મણે પોતાને જમવા રસોઇ કરી ને એ બાઇને તો તાવ આવ્યો તે કંઇ જમ્યાં નહીં ને બ્રાહ્મણ જમ્યા પછી એ બાઇયે હરજીઠકકરને કહ્યું જે મહારાજને કહો મને દરશન દેવા અહીં પધારે પછી હરજી-ઠકકરે કહ્યું તે મહારાજ આવ્યા ને એ બાઇને દરશન દીધાં ને એ બ્રાહ્મણોને મહારાજે કહ્યું જે આ બાઇને ભગવાન ભજવા અહીં રહેવાદો તો ઘણું સારૂ ત્યારે એ બ્રાહ્મણ કહે અમારે તો તેડી જવાં છે ત્યારે મહારાજ કહે તેડી જવાનું કરશો તો તમારે ઘણો ઓરતો થશે એમ કહીને મહારાજ તો પાછા દરબારમાં પધાર્યા ને એ બ્રાહ્મણ તો જવા સારૂ તૈયાર થયા ત્યાંતો એ બાઇયે દેહ મુકી દીધો પછી તેડી જવાનું તો પડી રહ્યું ને એ બાઇની દેહ ક્રીયા કરીને ચાલ્યા ગયા પછી મહારાજ બોલ્યા જે એમના હતા તે એ લઇ ગયા ને ભગવાનના હતા તે ભગવાન લઇ ગયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૦૨ મી.

એકવાર શ્રીજીમહારાજ ગઢડા મધ્યે બીરાજમાન હતા ને સભા ભરાઇને બેઠી હતી ત્યારે પીઠવડીવાળા ભગા મુળા બે ભાઈ તેમાંથી મુળો પટેલ મહારાજ પાસે આવીને બોલ્યા જે હે મહારાજ વરસાદની ઘણી તાણ પડી તે મોલ સુકાઇ જાયછે તે મે વરસાવો ત્યારે મહારાજ બોલ્યા જે મેનાતો પઇસા બેસે છે એ પઇસા વીના થાય નહીં ત્યારે મુળો પટેલ બોલ્યા જે મેના કેટલા પઇસા બેસે છે જે બેસે તે લો પણ મે વરસાવો ત્યારે મહારાજ કહે મેનાતો ત્રણસેં રૂપીયા બેસે છે તે આપો તો મે થાય ત્યારે મુળો પટેલ બજારમાંથી ત્રણસેં રૂપીયાની ફાંટ ભરી લાવ્યા ને મહારાજને કહે આ રૂપીયા લો ત્યારે મહારાજ બોલ્યા જે રૂપીયા અમારે જોઇતા નથી એતો ગોપીનાથજીને જોઇયે છે તે ત્યાં આપીઆવો ત્યારે મુળે પટેલે ગોપીનાથજીના

આગળ એ ત્રણસેં રૂપીયાનો ઢગલો કરીને મહારાજ પાસે આવ્યા ને બોલ્યા જે હવે મે લાવો ત્યારે મહારાજ કહે તમે ઘેર જાવ તમારી વાંસે મે આવે છે ત્યારે મુળો પટેલ કહે એવો ઉધારો અમે કરતા નથી દાણ ભરે તે માંડવી ઘશીને પાડે માટે અત્યારે મે જોઈશે ત્યારે મહારાજ કહે તમારે આડા વોકળા છે તે પાણી ભરાઈ જશે તો તમે તણાશો ત્યારે કહે સુખે તણાએ પણ મેતો અત્યારે જોઈશે પછી મહારાજ કહે ઠીક એમ બોલ્યા ત્યાંતો વરસાદ આવ્યો તે પાણી ક્યાંઈ માય નહીં એવો ભારે મે ત્રણ દીવસ સુધી વરસ્યો પછી વરસતા મેમાં મુળો પટેલ ઘેર ગયા તે માર્ગે વોકળામાં થોડુંક તણાયા પછી ઘેર ગયા ને વરસાદ થવાથી બહુ સારૂં વરસ નીવડ્યું.

એ વાત પુરી થઈ.

---

## વાત ૧૦૩ મી.

એકવાર દાદાખાચર ને ભાવનગર દરબારમાંથી કંઈક તકરાર તે સારૂ રાજકોટના સાહેબની સ્વારીમાં માસ એક થયાં સાહેબ ભેગા ગામોગામ ફરતા હતા તે સાહેબે આઠ દીવસની રેણાકે વઢવાણ મુકામ કર્યો ત્યારે દાદાખાચર મેમકે આવ્યા ને ઘોડાં મુકીને વઢવાણ ગયા ને કામનો ફેંસલો થાય તેવું નહીં તેથી મુઝાયેલા ત્યારે ગઢડામાં શ્રીજીમહારાજ બીરાજે તેમની પાસે મોટીબાઇયે કહ્યું જે હે મહારાજ દાદાખાચર માસ એક થયાં સાહેબ વાંસે ગામોગામ ફરે છે તે બીચારાને ક્યાં સુધી દુખી કરશો ત્યારે મહારાજ કહે માણસ મોકલો દાદાખાચરને તેડાવીયે એમ કહીને દાદાખાચર ઉપર કાગળ લખાવવા માંડયો ને લાધેઠકકરે લખવા માંડ્યો તે કાગળમાં એમ લખાવ્યું જે દાદાખાચરને માલમ થાય જે આ કાગળ વાંચી શાબદા થઇ હથીયાર બાંધી ઘોડે સેમાન નાખી સાહેબને મળી કામનો નીકાલ કરી તરત ઘેર આવજો એવો કાગળ લઇ માણસ વઢવાણ આવ્યો ત્યારે તે કાગળ વાંચીને દાદાખાચરે વીચાર્યું જે આ સર્વે કામ તો આપડા હાથમાં છે પણ નીકાલ કરવાનું લખ્યું

તે કંઇ આપડા હાથમાં નથી પણ જેમ મહારાજે લખ્યું તેમજ કરવું એમ વીચારીને દાદાખાચર ઘોડાં લેવા મેમકે આવ્યા તે રોટલા જમી શાબદા થઇ ઘોડેસ્વાર થઇને વઢવાણ ગયા તે સાહેબના ડેરા પાસે જઇ ઘોડેથી ઉતરી સાહેબની રજા મગાવીને સાહેબ પાસે જઇ સલામ કરી ત્યારે સાહેબ સામું જોઇને બોલ્યા જે કેમ દાદાખાચર તૈયાર થયા ત્યારે દાદાખાચર બોલ્યા જે મારા કામનો કંઇ ફેંસલો થયો નહીં ને મહારાજે અમને તેડાવ્યા છે તે આપને સલામ કરી રજા લઉંછું ત્યારે સાહેબ હસીને ફેંસલાનો હુકમ લખી મોરછાપ દાબીને દાદાખાચર ના હાથમાં આપીને બોલ્યા જે જાવ તમારા કામનો નીકાલ થયો પછી દાદાખાચર ગઢડે ગયા ત્યારે સર્વે સભાયે એમ વીચાર્યું જે કરતા હરતા તો મહારાજ છે. એ વાત પુરી થઇ.

## વાત ૧૦૪ મી.

એકવાર શ્રી ગઢડા મધ્યે ગોપીનાથજીના મંદીરનો મોટો બારતપાણાનો રાંઢવે બાંધીને ઉંચો ચડાવતા હતા તેને હેઠેથી સાધુ વીસ પચીસ રાંઢવું તાંણતા હતા ને મહારાજ પણ નાંના નાંના પાયાની ઢોરણી ઉપર બેઠા હતા તે જોતા હતા પછી રાંઢવું તાણતા તાણતા બે શરાં ટુટી ગયાં ને એક શરૂ રહ્યું ત્યારે તો સહુ ઉભા થઇ રહ્યા તે ખેંચે તો ટુટી જાય ને પાણો હેઠો પડે તો સહુ દબાઇ જાય ને મુકીને ભાગી જવાનો માગ નહીં એટલે ખેંચાય નહીં ને મુકાય નહીં એવો ઘાટ બનેલો તે સહુ સાધુતો ઉભા રહ્યા ત્યારે નીસ્કુલાનંદસ્વામી બોલ્યા જે મહાપુરૂષો શું જોઈ રહ્યાછો ખેંચો રાંઢવું જો ભગવાનની મરજી હશે તો પાંણો ઉંચો ચડી જશે ને રાઢવું ટુટશે ને દબાઇ મરશું તો તેડી જનારા પાસેજ બેઠા છે એમ કહીને રાઢવું ખેંચ્યું તે પાંણો ઉંચો ચડીને જે ઠેકાણે બેસાડવો હતો તે ખાંચમાં બેઠો ત્યારે સર્વે સાધુ બોલ્યા જે મહારાજે રક્ષા કરી ત્યારે મહારાજ બોલ્યા જે આવાં વગર વીચાર્યાં કામ કરોછો તે ક્યાંક દબાઇ મરશો ને ભગવાનને રક્ષા કરવા કેટલેક ઠેકાણે

તેડાવશો એમ કહીને પોતાનું અંગરખું પલળી ગયેલ તે સહુને દેખાડીને બોલ્યા જે જુઓ અમારે આટલો પરશેવો વળ્યો ત્યારે એ પાંણા ઉંચા ચડયા છે માટે હવે કોઇદીવસ વગર વીચાર્યાં કામ કરશો નહીં. એવી રીતે રક્ષા કરી.
એ વાત પુરી થઇ.

## વાત ૧૦૫ મી.

એકવાર શ્રીજીમહારાજે ગઢડા મધ્યે ઉકાખાચરને પુછ્યું જે તમે ક્યારેય લુટ કરવા ગયેલા ખરા ત્યારે ઉકોખાચર કહે હા એતો ઘણીવાર ગયેલા ત્યારે મહારાજ કહે વાંસે વાર ભેગી થયેલ ખરી ત્યારે ઉકોખાચર કહે હા વાર પણ ભેગી થયેલ ખરી ત્યારે મહારાજ કહે વાર ભેગી થાય ત્યારે તમે કેમ કરો ત્યારે ઉકોખાચર કહે બરછી તોળીને ફરી વળીયે ને કહીએ જે ભાગે આવ્ય તારીમાસે તે ભુંડું બોલ્યા ત્યાં તો એક વાછડો હતો તેણે નડીને જે ઉકાખાચરને માથું માર્યું તે પાડી દીધા ને મોરછા અવસ્થા આવી ગઈ તે મરી ગયા હોય એવા સુન સુન થઇગયા પછી મહારાજે સેક કરાવો તે મોડામોડા બેઠા થયા ત્યારે મહારાજ કહે ઉકાખાચર શું થયું ત્યારે ઉકાખાચર બોલ્યા જે હે મહારાજ આ હું ન બોલવાનું બોલ્યો તેનું ફળ તરત તમે મને આપ્યું એમ કહીને ઉઠીને મહારાજને દંડવત કરીને પગે લાગ્યા. એ વાત પુરી થઇ.

## વાત ૧૦૬ મી.

એકવાર શ્રીજીમહારાજ અક્ષર ઓરડીમાં બીરાજે ને સુખ સ્વામી કાગળ લખતા હતા તે દીવો ઓલાઇ ગયો તે કાગળ લખવો બંધ રહ્યો ત્યારે સ્વામી કહે આ દીવો કરી લાવો ત્યારે કાગળ લખાય પછી મહારાજે પોતાના પગનો અંગુઠો ઢોલીયાની ઇંશ ઉપર રાખીને બોલ્યા જે લ્યો આ દીવો ત્યાંતો એ અંગુઠામાંથી મહા પ્રકાશ થયો તેને કરીને સ્વામીયે કાગળ લખી પુરો કર્યો પછી પાછો પ્રકાશ બંધ થઇ ગયો. એવો ભારે ચમત્કાર બતાવ્યો. એ વાત પુરી થઇ.

## વાત ૧૦૭ મી.

એકવાર બોટાદ ગામમાં ભગાશેઠને ડુંટીયાનું દરદ થયું તે દેહ રહે નહીં એવું થઇ ગયું ત્યારે તેની ખબર શ્રી ગઢડે મહારાજ પાસે ગઇ ત્યારે મહારાજ કહે ભગાદોશીને જોવા સારૂ મારે જવું છે ત્યારે તે ટાણે જીવાખાચર મહારાજ પાસે બેઠા હતા તે તેમણે પણ કહ્યું જે મારેય આવવું છે ત્યારે મહારાજ કહે ચાલો તૈયાર થાઓ પછી જીવાખાચર પોતાને ઘેર તૈયાર થવા ગયા ને મહારાજ પણ તૈયાર થયા ત્યાંતો એક બોટાદથી વીછોવાણીયો જીવાખાચરની ડેલીયે આવ્યો ત્યારે તે વાણીયાને જીવેખાચરે પુછયું જે ભગાદોસીને કેમ છે ત્યારે તે વાણીયે કહ્યું જે ભગેદોશીયે તો દેહ મેલ્યો ત્યાંતો મહારાજે જીવાખાચરને તેડવા માણસ મોકલ્યું જે હવે કેટલી વાર છે ત્યારે જીવાખાચર મહારાજ પાસે આવીને બોલ્યા જે ભગેદોશીયે તો દેહ મુકયો ત્યારે મહારાજ કહે કોણ કહેછે ત્યારે જીવાખાચર કહે આ વીછો ખબર લાવ્યો છે, ત્યારે મહારાજ બોલ્યા જે ભગેદોશીયે દેહ મુકયો હોય તેની અમને ખબર ન હોય, મારા ગયા વીના એના જીવને કોણ લઇ જનાર છે હું તો એને જવાના સર્વે રસ્તા બંધ કરી દઉં માટે તમારે આવવું હોય તો ચાલો ત્યારે જીવાખાચર કહે હું તો નહીં આવું પછી મહારાજ શ્રી બોટાદ આવ્યા ને ભગાદોશીને જોવા સારૂ એમની ખડકીમાં ગયા ત્યાંતો બે ડુંઠીયાની આરજાઓ ઉભેલ ને ભગાદોશીની વહુ પણ તેમની પાસે ઉભેલ તે આરજાઓ મહારાજને દેખીને બોલીયો જે આ એના સ્વામીનારાયણ આવ્યા તે હવે જીવ ઘાલશે નહીં ત્યારે મહારાજ એ આરજાઓને જોઇને બોલ્યા જે હું જીવ નહીં ઘાલું ત્યારે તું જીવ ઘાલીશ એમ કહીને મહારાજ ભગાદોશી પાસે ગયા ત્યારે તે ટાણે ભગાદોશીનાં નેત્ર થીજી ગએલાં ને કંઠે સ્વાસ ને અંગ હાલેચાલે નહીં ને સમ્રતી પણ નહીં એવા જોઇને મહારાજે ભગાદોશીની છાતી ઉપર હાથ મુકીને ભગાદોશી ભગાદોશી એમ ઉતાવળો સાદ કર્યો ત્યારે ભગેદોશીયે આંખ ફેરવીને મહારાજ સામું જોઇને બે હાથ

જોડીને પગે લાગ્યા પછી મહારાજ કહે બેઠા કરો ત્યારે ભગાદોસીને બેઠા કર્યા પછી મહારાજ કહે સાકરનો પાતળો શીરો કરી લાવો પછી શીરો કરી લાવ્યા તે મહારાજે શીરો ખવરાવ્યો ને પછી બોલ્યા જે હવે ભગાદોસીને સુવાંણ થઇ પછી રજા માગીને મહારાજ ખડકીથી બહાર નીકળ્યા ત્યારે ગામને માણસે મહારાજને કહ્યું જે ભગોદોશીતો ભગવાનના પરમ ભક્ત છે પણ એમના ઘરનું માણસ સતસંગી નથી ત્યારે મહારાજ બોલ્યા જે એ જીવ સતસંગ કરે તેવા નથી પણ એની પ્રજા બહુ ભારે ભકત થશે પછી મહારાજ ગઢડે પધાર્યા ને ભગાદોશી સાજા થયા. એ વાત પુરી થઇ.

## વાત ૧૦૮ મી

એકવાર ગઢડા મધ્યે જીવાખાચરને ને દાદાખાચરને કંઇક તકરાર થયો ત્યારે જીવાખાચર એ ફરીયાદ કરવા સારૂ શ્રી ભાવનગર જવા તૈયાર થયા ત્યારે મહારાજે કહ્યું જે જીવાખાચર આ દાદાખાચર તો તમારો દીકરો કેવાય ને તેની ઉપર ફરીયાદ તમારે કરવી ઘટારથ નહીં ને તે સારૂ તમારે ભાવનગર જવું નહીં ત્યારે જીવાખાચર કહે મારે ભાવનગર બીજું કામ છે તે સારૂ ગયા વીના ચાલે તેમ નથી એમ કહીને જીવાખાચર તો ચાલ્યા ત્યારે મહારાજને કહેકે કીધું જે તમે ના પાડી તોય જીવાખાચર રહ્યા નહીં ફરીયાદ કરવા સારૂ ગયા ત્યારે મહારાજ કહે જેમ ભગવાનને ગમતા હશે તેમ થશે પછી જીવાખાચર જ્યાં સીમાડે ગયા ત્યાંતો ઘોડીયે હેઠા પાડ્યા તે બહુ વાગ્યું તે હાલેચાલે તેવા ન રહ્યા પછી ખાટલે ઘાલીને ઘેર લાવ્યા એવી રીત થઇ. એ વાત પુરી થઇ.

## વાત ૧૦૯ મી.

એકવાર ગઢડામાં છાસીની સાલમાં શ્રીજીમહારાજને શરીરે કસર હતી તે પુરાણાનંદસ્વામી તથા શરૂપાનંદસ્વામીને મીથાણ

તથા મીથાણુ પાસેનાં બે ગામ જવાની આજ્ઞા કરી ત્યારે એ બે સાધુયે કહ્યું જે મહારાજ તમારા શરીરમાં કસર છે તે તમારી પાસેથી છેટે જવું તેમાં અમારો જીવ બહુ ઉદાસ થઇ જાય છે એમ કહીને આંખમાં આંસુની ધાર થઈ જઈ ત્યારે મહારાજ બોલ્યા જે તમને દરશન દીધા વગર નહીં જઉં માટે તમે જઈ આવો એમ કહ્યું એટલે ઉદાસ થઇ પાંચ સાધુ ભેગા લઇ મીથાણુ ગયા ત્યારે મીથાણનો હરીભકત એક ગઢડે જઇને આવ્યો ત્યારે તેને એ સાધુયે મહારાજની ખબર પુછી ત્યારે તેણે કહ્યું જે મહારાજ હવે દેહ રાખે એમ જણાતું નથી એવું સાંભળ્યું ત્યાંતો ઉદાસ વતી થઇ ગઇ ને સવારમાં ગાંમથી બારલીકોર નીકળીને વીચાર્યું જે બીજે ગામ જવાની પણ આપણને આજ્ઞા કરી છે ને પાધરા ગઢડે જઈશું તો મહારાજ ઠપકો દેશે ને કહેશે જે એટલે બેટે ગયા ને એક ગામ પડયું મુકયું, માટે આપણે એ ગામ જઇ આવીયે એમ વીચાર કરીને ચાલ્યા તે દસવીસ ડગલાં ભર્યાં ત્યાંતો પુરાણાનંદસ્વામીનો પગ પાછો તણાયો ત્યારે સ્વામી બોલ્યા જે અમારો પગ પાછો કેમ તણાયો ત્યારે સ્વામી પણ બોલ્યા જે મારો પગ પણ પાછો ખેંચાણો ત્યારે એમણે એમ વીચાર કર્યો જે આપણા પગ મહારાજ ખેંચે છે માટે હવે ગઢડે જવા જેમ ઉતાવળું જવાય તેમ કરો પછી ત્યાંથી પાછા વળ્યા ને દીવસ રાત ચાલીને બીજે દહાડે ડોઢપોર દહાડો ચઢે ગઢડે પહોંચ્યા ત્યારે તો મહારાજ પાસે કોઇને જવા ન દેવું એવો બંધ કરેલો ત્યારે આ સાધુયે મહારાજને અક્ષર ઓરડીમાં માણસ પાસે કહેવરાવ્યું જે પુરાણાનંદ ને શરૂપાનંદ આવ્યા છે ત્યારે મહારાજ કહે આવવા દો પછી એ સાધુ દંડવત કરી પગે લાગ્યા પછી મહારાજે ખબર પુછી તે વખતે મહારાજે થાળ મંગાવ્યો ને થોડુંક જમીને એ સાધુને થાળ આપીને કહ્યું જે હવે તમે જાઓ પછી સાધુ ઉતારે ગયા ને બપોરે મહારાજે દેવ ઉચ્છવ કર્યો પછી સર્વે અગ્નીશંશકાર કરવા વાડીયે ગયા પછી નાહીધોઇ સર્વે માણસ મંદીરમાં આવ્યું

ને પુરાણાનંદસ્વામી તથા શરૂપાનંદસ્વામી ને એમના સાધુ તે તો નાહ્યાય નહીં ને ગામમાં પણ ગયા નહીં ને ગામ ગયાના વીજોગના પરીતાપ તેને લીધે કરીને મહારાજની ચીતા જ્યાં ઝડઝડ બળતી હતી તેના ફરતા ફરતા એ સાધુ તો બેઠા ને આંખમાં આંસુ ચાલ્યાં જાય ને રોતા જાય એમ બેઠાબેઠા અડધી રાત ગઈ ત્યારે એ ચીતામાંથી મહારાજની મુર્તી પ્રગટ થઇને બોલ્યા જે તમે કેમ રૂઓછો મને મરી ગયા જાણોછો હું તો સદાય પ્રગટ છું મને મરી ગયા જાણશો ત્યારે તમે શું સમજ્યા છો માટે ઉદાસ રહેશો નહીં તમારે વીજોગે ને પરીતાપે અમોએ ફરી દરશન દીધાં એમ કહીને પાછા અદ્રશ થઈ ગયા ત્યારે એ સાધુનો અતી ઉદવેગ હતો તે થોડો થયો પછી નાહી ધોઈને મંદીરમાં ગયા. એ વાત પુરી થઈ.

---

## વાત ૧૧૦ મી.

એકવાર ગઢડે દીવાનજી આવે છે એવું સાંભળીને શ્રીજીમહારાજ રાત્રીયે ગાડું જોડાવીને ચાલ્યા તે એ ગાડાનો હાંકનારને એક નાજોજોગીઓ એ બે જણ ભેગા લીધા પછી ગાડીતો રસ્તા વીના આડેજોડે હાંકવા માંડી તે નાજોજોગીયો વાંસે રહી ગયા ત્યારે મહારાજ કહે નાજા કયાં ગયા એમ કહીને ઉતાવળે સાદે નાજાને બરકયો ત્યારે નાજોજોગીઓ ભેગો થયો ત્યારે મહારાજ કહે કેમ નાજા નુંખો પડી ગયો ત્યારે નાજો કહે હું તો રાત અંધોળું ત્યારે મહારાજ કહે અમને મોરથી કહીયે નહીં નહી કે અમે કોક બીજો ભેગો લેત પણ તેં તો લુબાવાળી કરી ત્યારે નાજો કહે લુબે શું કર્યું ત્યારે મહારાજ કહે એક લુબો કાઠી રાત અંધો હતો તે પોતાને સાસરે ગયો ત્યારે તેની સાસુયે લાપસી કરીને પીરસી પછી ઘી લેવા ગઇ ત્યારે તો લુબાની પાસે એક વાછડી આવી તે લાપસી ખાઇ ગઇ ત્યારે સાસુયે આવીને કહ્યું જે આ લાપસી કેમ વાછડી ખાઇ ગઈ ત્યારે લુબો કહે મેં જાણ્યું જે એમની પાળેલી છે તે કેમ હંકાય તે સારૂ

હાંકી નહીં ત્યારે સાસુયે એક લાકડી લુબાને આપીને કહે જે હવે આવે તો હાંકજો પછી સાસુયે તો ફરી લાપસી પીરસીને પછી ઘી લઇને આવી ત્યારે લુબો જાણે જે આ વાછડી આવી તે હાંકુ પછી લાકડી સાસુને મારી ત્યારે સાસુ બોલી જે લુબા લાગી ત્યારે લુબો જાણે જે આગ લાગી તે હું બળી જઇશ ત્યારે લુબો માન્યો જે મને કાઢજો હું તો રાત અંધો છું માટે તેં તો લુબાની પેઠે કર્યું એમ કહીને નાજાને ગાડીમા બેસાડીને ગાડી હંકાવી તે આગળ એક મોટો વોકળો ઉંડોય ઘણો ને પોળોય ઘણો એવો આવ્યો તે ગાડી તો ઉભી રાખી ત્યારે મહારાજ કહે કેમ ઉભી રાખી હાંકો ત્યારે ગાડીતે કહ્યું જે મહારાજ આતો મોટી ઉંડી ને પોળી ખાડ આવી તે ક્યાં હાંકીયે ત્યારે મહારાજ કહે આપણા રેશમીયા બળધ તો ખાડ ટપી જાય એવા છે એમ કહીને રાશ પોતાના હાથમાં લઇને બળધને પગનાં ઠેમાં માર્યાં તે બળધ ને ગાડી ખાડ ટપીને પેલીકોર જઇ ઉભી રહી ત્યારે એ બેય ભકતે મહા અદ્ભુત આશ્ચર્ય બાળીને મહારાજને પગે લાગ્યા પછી ગાડી લઇ પાછા ગઢડામાં આવ્યા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૧૦ મી.

એકવાર ગઢડામાં ઓગણોતેરા કાળમાં જીવાખાચરને ખાવા દાણાં નહી ને પરૂણા બહુ આવે તેથી મરવાનો ઉપાય ધાર્યો ત્યારે એ જીવાખાચરની દીકરી અમુલાંબાઈયે મહારાજને કહ્યું જે જીવોખાચર મરવાના ઉપાયમાં છે ત્યારે મહારાજ કહે આ સારૂ ત્યારે એ બાઇ કહે ખાવા દાંણા નથી તે સારૂ મરશે પછી મહારાજે વેલાવદરથી પંચાસ મણ બાજરાનું ગાડું મંગાવ્યું ને એ ગાડું આવ્યું ત્યારે જીવાખાચરની ડેલીયે પોતે લઇ ગયા ને ડેલીમાં એક મોટી કોઠી હતી તેમાં નખાવી ઢાંકણું છંદાવીને કહ્યુ જે આ ઢાંકણું કાઢશો નહીં ને થાંભેથી બાજરો કાઢી કાઢીને ખાજો મેમાનોને ખવરાવજો ખુટશે નહીં એમ કહીને

પોતાને ઉતારે પાછા પધાર્યા એવીરીતે કાળ વરસમાં જીવાખાચર ની રક્ષા કરી નહીં કે જીવોખાચર તો મહારાજ ને દાદાખાચર ના પક્ષકાર જાણતા ને દાદાખાચર ઉપર ઘણી ઈરશા રાખતા હતા તો પણ ભગવાન દયાળુ છે તે ગુનો માફ કરી જીવાખાચર ની રક્ષા કરી. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૧૧ મી.

એકવાર ગઢડામાં જીવાખાચરને દેહ મુકવાનો અવશર થયો ત્યારે એ અમુલાંબાઇયે મહારાજને કહ્યું જે હે મહારાજ જીવોખાચર હવે ઘડી આત છે પછી બેચાર પાળા લેગા લઇને જીવાખાચરને જોવા સારૂ મહારાજ ગયા ત્યારે મહારાજને ઢોલીયો ઢાળી ઉપર બેસાડયા જીવોખાચર પગે લાગ્યા ત્યારે મહારાજ બોલ્યા જે જીવાખાચર તમારૂં કલ્યાણ હું કરીશ ત્યારે જીવોખાચર બોલ્યા જે હે મહારાજ મારૂં કલ્યાણ થાય તેવો હું નથી કેમ જે આ મંદીર કરતાં ભાવનગર દરબારથી તકરાર કરાવ્યો તે મેં કર્યો છે વળી ભાંણખાચરે તમારા પાળા ઘવરાવ્યા તે પણ મારાં કામ છે વળી દાદાખાચર સાથે અન્યાયે કરીને મેં બહુબહુ તકરાર કરી છે માટે હું તો જરાસંઘ સીશુપાળ ને કંસ તેથી પણ આઘો ગયો છું માટે મારૂં કલ્યાણ કેમ કરીને થાય ત્યારે મહારાજે જીવાખાચરનો જમણો હાથ પોતાના હાથમાં ઝાલીને ત્રણ તાળીઓ મારીને કોલ દીધો ને બોલ્યા જે આ અમારા કોલ છે તમારાં કલ્યાણ અમારે કરવાં એમ કહીને પોતે ઉઠી નીકળ્યા તે પોતાને ઉતારે આવ્યા ત્યારે જીવાખાચરે દેહ મુકી દીધો ત્યારે તેમને અગ્નીસંસ્કાર કરવા લઇ ગયા તે દાદાખાચરને આભડવાએ શમશાન મહારાજે મોકલ્યા પણ એસી પાળા દાદાખાચરની રક્ષા કરવા લેગા મોકલ્યા ને તે પાળાને કહ્યું જે આ દાદો તમારી પાસેથી માગી લઇશ એવા વેરઝેર હતા પણ જીવાખાચરનું કલ્યાણ કર્યું પછી સાંજ વખતની સભા થઇ ત્યારે મહારાજે મુકતાનંદસ્વામીને કહ્યું જે

સ્વામી અમે તો જીવાખાચરનાં કલ્યાણ કર્યા ત્યારે મુકતાનંદ સ્વામી બોલ્યા જે હે મહારાજ તમે તો અધમઓધારણ છો પતીતપાવન છો તે તમે કલ્યાણ કરો એમાં શું આશ્ચર્ય કહેવાય ત્યારે **શ્રી**જીમહારાજ બોલ્યા જે જીવાખાચરના બે ગુણ સારૂ મેં કલ્યાણ કર્યું છે ત્યારે મુકતાનંદસ્વામી બોલ્યા જે હે મહારાજ એ બે ગુણ શા હતા ત્યારે મહારાજ બોલ્યા જે જીવાખાચરને ઘેર અમે જે દીવસ રહેતા તે દીવસ મને હાથ-ધોણું થયું હતું ત્યારે જીવાખાચરે પોતાના વાસના ઘરમાં દીશા જવાનો ખાડો કર્યો ત્યારે મેં કહ્યું જે ઘરમાં ખાડો હોય નહીં ત્યારે જીવાખાચર કહે મહારાજ તમારી ઉપર મારૂં ઘર વારી ફેરીને નાખી દઉં તમારાથી મારે બીજું કંઇ વધુ નથી એક તો એ ગુણ ને એકવાર જીવાખાચરને ઘેર સેલડી છોલતાં મને છરી વાગી તે આંગળીયે લોહી નીકળ્યું ત્યારે જીવેખાચરે માથે મેકર બાંધ્યો હતો ને તેને છેડે કસબ હતો તે કસબ ફાડવા માંડયો ત્યારે મેં કહ્યું જે કસબ ફડાય નહીં મેકર બગડે બીજું કંઇક લુગડું પાટો બાંધવા લાવો ત્યારે જીવેખાચર કહે મહારાજ આ મેકર તમારી ઉપર વારીફેરીને નાખી દઉં એમ કહીને કશબ ફાડીને મારે હાથે પાટો બાંધ્યો એ બીજો ગુણ એ બે ગુણ સારૂ અમે જીવાખાચરનું કલ્યાણ કર્યું ત્યારે મુકતાનંદસ્વામી બોલ્યા જે એ કામ તો દ્રૌપદીના જેવું જીવેખાચરે કર્યું એ વાત સાંભળીને સર્વે સભા મહા રાજી થઇ. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૧૨ મી.

એકવાર શ્રીજીમહારાજ વડતાલ પધાર્યા હતા ને તે સમે કોઇક ગામના બ્રાહ્મણને બ્રંહ્મરાક્ષસ વળગેલો હતો તે તેને ઘણા ઘણા ઉપાય કરેલા પણ નીકળેલો નહીં ને બ્રાહ્મણ મરે એવો થઇ ગયેલ ત્યારે કોઇક હરીભકતે એને કહ્યું જે આ સ્વામીનારાયણ વડતાલ આવ્યા છે તે ભગવાન છે તે તેમની પાસે જો જાવ તો તમારો બ્રંહ્મરાક્ષસ જાય પછી ગાડી ઉપર બેસાડીને તેને વડતાલ

લાવ્યા ત્યારે મહારાજ લક્ષ્મીનારાયણના મંદીરના ઓટા ઉપર બેઠા હતા તેમની સામો ઉભો રાખીને ભેગા આવેલ બ્રાહ્મણે કહ્યું જે હે મહારાજ આને બ્રંહ્મરાક્ષસ વળગ્યો છે તેના અમે ઘણાઘણા ઉપાય કર્યા પણ નીકળતો નથી તે સારૂ તમારી પાસે લાવ્યા છીયે ત્યારે મહારાજ કહે એને અહીં ઓટા ઉપર લાવો પછી એને ઓટા ઉપર લઈ ગયા ત્યારે મહારાજ કહે આ સંતને પગે લાગ ત્યારે એ સંતને પગે લાગ્યો મહારાજને પગે લાગ્યો પછી મહારાજ કહે એને મારી સામો ઉભો રાખો પછી મહારાજ સામો એને ઝાલીને ઉભો રાખ્યો પછી મહારાજ કહે મારી સામુ જો પછી એને મહારાજ સામું જોયું ત્યાંતો એના નાડી પ્રાણ તણાઇ ગયા ને સમાધી થઇ તે ઘડીકવાર સમાધી રહી ને ઉતરી ગઇ ત્યારે મહારાજ કહે તે શું દેખ્યા ત્યારે તેણે કહ્યું જે મેં તો મહા મોટો પ્રકાશ દેખ્યો ત્યારે મહારાજ કહે ફરી મારી સામી દ્રષ્ટી કર ત્યારે તેણે ફરી મહારાજ સામું જોયું ત્યારે વળી સમાધી થઇ ગઈ તે ઘડીક્વાર રહી ને ઉતરી ત્યારે મહારાજે કહ્યું જે હવે તે શું દેખ્યા ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો જે હે મહારાજ મેં જે પ્રથમ પ્રકાશ દેખ્યો હતો તમે જેમ અહીં બેઠા છો તેવા મેં ત્યાં તમને દેખ્યા ને આ સાધુ હરીભકત પણ ત્યાં તમારી પાસે જેમ અહીં બેઠા છે તેમ ત્યાં બેઠા છે એમ મેં દેખ્યું ત્યારે મહારાજ કહે તારા બ્રંહ્મરાક્ષસ તો ગયા પણ પાછો તું બ્રહ્મરાક્ષસ થતો નહીં પછી તે બ્રાહ્મણે વ્રતમાન લીધાં અને સાધુને રસોઈ દીધી ને સતસંગી થયો ને સાજો થઈ ઘેર ગયો ને એ બ્રંહ્મરાક્ષસનું મહારાજે કલ્યાણ કર્યું. એ વાત પુરી થઈ.

## વાત ૧૧૩ મી

એકવાર શ્રીજીમહારાજને જેતલપુરમાં જગન કરવો હતો તે સારૂ ઘઉંનું ગાડું ભરી તે ગાડા ઉપર પોતે બેસીને ઘઉંનાં અંબે માપ ભરીભરીને ઘરદીઠ દળવા દેતા હતા ત્યારે આગળ એક ગુણકાનું ઘર આવ્યું તે પોતાને ઘેર એ ગુણકા ઉભેલી તે

મહારાજને જોઇને બોલી જે સ્વામીનારાયણ શું દળવા આપો છો ત્યારે મહારાજ કહે ઘઉં દળવા આપીયે છીયે ત્યારે ગુણકા કહે શું દળામણ આપો છો ત્યારે મહારાજ કહે પૈસા તો આપતા નથી ને દળે તેનું કલ્યાણ કરીએ છીયે ત્યારે ગુણકા કહે હું દળું તો મારૂં કલ્યાણ કરશો ત્યારે મહારાજ કહે તારે હાથે દળું તો કલ્યાણ કરૂં ત્યારે ગુણકા કહે લાવો બે માપ મને ભરી આપો પછી મહારાજે ઘઉંનાં બે માપ એટલે પુણોમણને આશરે તે ભરીને એ ગુણકાને આપ્યા પછી તે ગુણકાયે રાતે દળીને ટોપલો લોટનો ભરીને મહારાજને આપવા આવી તે આવીને એમ બોલી જે હવે મારૂં કલ્યાણ કરશો ત્યારે મહારાજ કહે એ ઘઉં કોણે દળ્યા ત્યારે ગુણકા કહે મારે હાથે દળ્યા છે ત્યારે મહારાજ કહે તારા હાથ દેખાડ જોઇયે પછી તે ગુણકાયે પોતાના હાથ મહારાજને દેખાડયા ત્યારે હાથમાં રાતાચોળ ફોલ્લા પડી ગયેલા તે જોઇને મહારાજ બોલ્યા જે અમારા સાધુની બરોબર તારૂં કલ્યાણ કરીશ એમ એ ગુણકા ઉપર રાજી થયા ને કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૧૪ મી.

એકવાર શ્રીજીમહારાજ પોતાના સંત સહીત અડાલજની વાવ્ય પાસે થઇને ચાલ્યા ને નીસ્કુલાનંદસ્વામી એ વાવ્યમાં પાણી ભરવા પેઠા ત્યારે તે વાવ્યમાં આરસપહાણના પત્થર ઉપર એ વાવ્યને કરનારે લખાણ કરેલ તેને સ્વામીયે વાંચીને મહારાજ પાસે વાત કરી જે આ વાવ્યમાં વાવ્યની કરનારી બાઇયે લખાણ કર્યું છે તે વાંચવા જેવું છે ત્યારે મહારાજ કહે તમે વાંચો હું સાંભળું પછી નીસ્કુલાનંદસ્વામીયે વાંચવા માંડયું ને મહારાજે સાંભળવા માંડયું તે એમ લખેલ જે હું જાતે સ્ત્રી તે ક્ષત્રીરાજાની દીકરીને આ મારૂં નામને મારા પીતાએ મને મુસલમાન પાદશાહને આપી છે તે આ વાવ્ય આટલા રૂપીઆનું ખરચ કરીને મેં કરાવી છે તે મારી મોટપ સારૂ કે મારી કીરતી સારૂ

કે મારૂં નામ રહે તે સારૂ કરાવી નથી મારા કલ્યાણ સારૂ કરાવી છે પણ આ મારો દેહ છતે તો કોઇ મોટા પુરૂષ મને મળ્યા નથી પણ વાંસેથી કોઇ કાળે મોટા પુરૂષ પ્રગટ થાય તે આ વાવ્યનું પાણી પીને મારા જીવનું કલ્યાણ કરજો એ મારી અરજી છે એવું લખાણ સાંભળીને શ્રીજીમહારાજ અતી પ્રસન્ન થઈને આગળ સાધુ જતા હતા તેમને પાછા બોલાવીને કહ્યું જે સર્વે સંત આ વાવ્યમાં નાવ અને પાણી પીવો એમ કહીને પોતે પણ વાવ્યમાં નાવા પેઠા તે ત્રણ ચાર વાર ઓરા આવે ને આઘા જાય ને તરતા જાય એમ ઘણીવાર સુધી નાઇને બહાર નીકળ્યા ને સંત પણ સર્વે નાયા એ વાવ્યનું પાણી મહારાજે પીધું સંતે પીધું પછી એ વાવ્યના ઓટા ઉપર શ્રીજીમહાજે સભા કરીને એમ બોલ્યા જે આ વાવ્યની કરનાર બાઇનું તો કલ્યાણ થયું પણ આ વાવ્યના કામમાં જે મજુર આવ્યા હશે બળધે પાંણા વેચા હશે કોઇ કીડી મકોડી મરી હશે તે સર્વેનું કલ્યાણ થજો એમ શ્રીજીમહારાજ એ સર્વે સભાને સાંભળતાં બોલ્યા એવી રીતે એ બાઇનું કલ્યાણ કર્યું એ અડાલજની વાવ્યની એ વાત પુરી થઇ.

---

## વાત ૧૧૫ મી.

ભાદરા ગામમાં રતના પટેલને ઘેર શ્રીજીમહારાજ ઘણા દીવસ રહ્યા ને પટેલ સાથે એવો શખા ભાવ કરેલો જે ભેગું ખાવું પીવું સુવું બેસવું જવું આવવું નાવું ધોવું એ સર્વે ક્રીયા ભેગાને ભેગા કરે પછી કોઇ એક દીવસ એ રતનો પટેલ કોદાળી લઇને વગડે ગયા ને જાળું ખોદવા માંડયું ત્યારે તે જાળામાંથી ઘણી કીડીઓ નીકળી તે કીડીઓને દેખીને પોતે વીચાર કર્યો જે મારે ઘેર શ્રીપુરૂશોતમનારાયણ પ્રગટ બીરાજ્યા છે એવો અવશર છે તે આ કીડીઓનો ઉદ્ધાર ન થાય ત્યારે એને શો લાભ મળ્યો માટે આ કીડીઓને વ્રતમાન ધરાવું એવો શંકલ્પ કરીને હાથમાં જળ લઈને એ કીડીઓ ફરતી ધારા વાળી દઇને

બોલ્યા જે હે કીડીઓ તમારા અનેક જન્મના કર્મ તે સ્વામી-નારાયણને પ્રતાપે કરીને નાશ પામી જાવ ને તમારો ઉદ્ધાર થાવ એમ જ્યાં બોલ્યા ત્યાંતો અનેક વીમાન આવીને ઉભાં રહ્યાં ને તે કીડીઓ દેહ મુકીમુકીને એ વીમાનમાં બેસીને દેવલોકમાં ગયું તે કીડીઓયે દેહ મુંકયા ને વીમાન આવ્યાં ને દેવલોકમાં ગઇ એ સર્વે ક્રીયા રતને પટેલે પોતાની નજરે દેખી ને ઘેર આવીને શ્રીજીમહારાજ આગળ વાત કરી ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે રતના ભકત તમારો એ ટાણે એવો સંકલ્પ બળવાન હતો જે આ બ્રંહ્માડનો પણ ઉદ્ધાર થઇ જાત તો કીડીઓનો ઉદ્ધાર થાય તેમાં શું આશ્ચર્ય. એ વાત પુરી થઇ

## વાત ૧૧૯ મી.

એકવાર શ્રીજીમહારાજ ભુજનગરમાં સુંદરજીભાઇને ઘેર હતા પછી કોઇક દીવસ એ ગામના હરીભકત બાઇયે મહારાજ ને જમવા પોતાને ઘેર તેડયા તે મહારાજે થોડુંક મારે ઘેર કેમ ખાધું એમ ધારીને એ બાઇ રીસાયાં તે ઉપવાસ કર્યો ત્યારે તેની મહારાજને ખબર પડી ત્યારે મહારાજે એ બાઇને કહ્યું જે હવે આજ વળી તમારે ઘેર જમાડો ઝાઝું જમીશું પણ અમારા ભેગા ચાળીસ માણુસ છે તે સહુ જમવા આવશે તે સહુ સારૂ રસોઇ કરજો પછી એ બાઇયે ચાળીસ માણુસની રસોઇ કરી મહારાજને જમવા બોલાવ્યા તે મહારાજ જમવા બેઠા ને સુંદરજીભાઈ આદીક હરીભકત દરશન કરવા પાસે બેઠા પછી એ બાઇએ પીરસવા માંડયું ને મહારાજે જમવા માંડયું તે ચાળીસ માણુસની રસોઈ જમી ગયા તોય કહે થોડુંક લાવો ત્યારે તે બાઇ કહે હવે રસોઇ થઇ રહી ત્યારે મહારાજ કહે હજુ સુધી અમને ઓડકાર આવ્યો નથી ધરાઇયે ત્યારે ઓડકાર આવે છે પછી ચલુ કરીને જમી ઉઠયા ને બીજા માણુસો સારૂ ફરી રસોઇ કરી જમાડવા પડયા એવું ચરીત્ર કર્યું એ ભુજનાં હરીભકત ડોશીની વાત પુરી થઇ.

## વાત ૧૧૭ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ શ્રી લોયા મધ્યે સુરાખાચર ના દરબારમાં બીરાજમાન હતા ને સર્વે સંત હરીજનની સભા ભરાઇને બેઠી હતી ત્યાં એક ઝાલાવાડ દેશનો અતી વૃધ અને કંપવાયુ થએલ એવો બ્રાહ્મણ તે સભાની બારલીકોર આવી ઉભો રહ્યો ને તે બ્રાહ્મણના માથે બાંધવાના લુગડામાં એક રૂપીયો બાંધેલો તેની ગાંઠ ઉભો ઉભો સંભાળે પણ એ માથા બંધણું ઘણું ફાટેલ તેના સાંધાની પણ ઠાલી ગાંઠો બાંધેલી તેમાં એ રૂપીયા વાળી ગાંઠ ગોતે ને મહારાજ પણ એ બ્રાહ્મણ સામું એક નજરે જોઇ રહેલા પછી એ બ્રાહ્મણને હાથ રૂપીયો આવ્યો તે હાથમાં લઇને ઉભો રહ્યો પણ મહારાજ પાસે જવાનો માગ મળે નહીં પછી મહારાજ બોલ્યા જે બ્રાહ્મણને આવવા દો ત્યારે માગ થયો તે બ્રાહ્મણ મહારાજ પાસે આવ્યો ત્યારે મહારાજે પોતાનો હાથ લાંબો કર્યો તેમાં એ બ્રાહ્મણે એક રૂપીયો મુકીને પગે લાગ્યો ત્યારે મહારાજ બોલ્યા જે ડોસા આ રૂપીયો ક્યાંથી લાવ્યા ત્યારે તે બ્રાહ્મણ કહે મેં ઝંઝવાડાનું ટાંપુ કર્યું હતું તેનો આવ્યો છે ત્યારે મહારાજ કહે આ તમારા માથે બાંધવાનું લુગડું ફાટી ગયું છે તે આ રૂપીયાનું લઇયે નહીં ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે મહારાજ હું લુગડું લઉં ત્યારે તમને ક્યાંથી બીજો રૂપીયો આપું મારા ઘરમાં કંઇ નથી તે ફાટેલ લુગડે ચલવીશ પણ તમે મને ક્યાંથી મળો તે તમારી સારૂ એ રૂપીયો મેં સંઘરી રાખ્યો હતો તે તમને આપ્યો એવું એ બ્રાહ્મણનું બોલવું સાંભળીને ઘણીવાર સુધી તો એ બ્રાહ્મણ સામું જોઇ રહ્યા ને પછી મુકતાનંદસ્વામીને કહ્યું જે સ્વામી આ બ્રાહ્મણ ને હવે કંઇ કરવું બાકી રહ્યું છે ત્યારે મુકતાનંદસ્વામી બોલ્યા જે અક્ષર ધામમાં જવાનાં જે સાધન તે સર્વે એ બ્રાહ્મણને સંપુર્ણ થઇ રહ્યાં છે એવી રીતે એ બ્રાહ્મણ ઉપર મહારાજ બહુ રાજી થયા. એ વાત પુરી થઇ.

## વાત ૧૧૮ મી.

એકવાર શ્રીજીમહારાજ વડતાલ જતા હતા ને ભેગા સુરાખાચર સોમલા અલૈયા વીગેરે ઘણા સ્વારો હતા તે રસ્તામાં એક શપાયણ બાઇ ઉભેલી તે મહારાજને દેખીને એમ બોલી જે સ્વામીનારાયણ મેરેપર નજર રખીયો ત્યારે મહારાજ કહે સારૂં વળી બેક ખેટે મહારાજ ગયા ત્યારે વળી એ શપાયણ ઉતાવળે સાદે બોલી જે સ્વામીનારાયણ મેરેપર નજર રાખીયો ત્યારે વળી મહારાજ બોલ્યા કે સારૂં ત્યારે વળી ત્રીજી વાર અતી ઉતાવળે સાદે એ શપાયણ બોલી જે સ્વામીનારાયણ મેરેપર નજર રખીયો ત્યારે વળી મહારાજ ઉતાવળે સાદે બોલ્યા કે સારૂં એમ ત્રણ વખત શપાયણે કહ્યું પછી મહારાજ આઘા પધાર્યા ને એક આંબાના ઝાડ હેઠે ઉતર્યા ત્યારે સુરાખાચરે પુછયું જે હે મહારાજ એ બાઇને ત્રણ વખત તમે સારૂં સારૂં કહ્યું તે એની ઉપર તમે શું નજર રાખશો ત્યારે મહારાજ બોલ્યા જે એ બાઇનું તારી બરોબર કલ્યાણ કરીશ ત્યારે સુરોખાચર બોલ્યા જે અમે તમારા ભેગા જઈયે આવીયે ઉઠીયે બેસીયે ખાઇયે પીયે તે અમારા બરોબર એના કલ્યાણ કેમ થાય ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે જોને તું ભેગો હતો શોમલા અલૈયા ભેગા હતા પણ એ બાઇયે કંઈ તમને નજર રાખવાનું કહ્યું એણે તો એક મનેજ ત્રણ વખત કહ્યું માટે મારી નજર રાખવી એતો એવી છે એમ એ શપાયણ બાઈનું કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૧૯ મી.

એકવાર મહારાજ કોઇ ગામ જતા હતા ને ભેગા કાઠીઓના સ્વાર પણ ઘણા હતા ને મહારાજ માંણકી ઘોડી ઉપર ચડ્યા હતા ને એ માંણકીને વછેરી ધાવણી ભેગી હતી ત્યારે મહારાજ બોલ્યા જે સુરાખાચર આ માંણકી ઘોડીને જેવું મારી ઉપર હેત છે એવું એની વછેરી ઉપર હેત

નથી ત્યારે સુરાખાચર કહે મહારાજ એમ હોય નહીં ઘોડીને તો એના વછેરા ઉપર હેત હોય તેવું બીજા ઉપર હોય નહીં ત્યારે મહારાજ કહે એનું તમને પારખું દેખાડું એમ કહીને એ વછેરીને ઝલાવીને એકકોર રખાવી ને પોતે માંણકી ઘોડીને લઈને બેટે ગયા ને પછી એ માંણકી ઘોડી ઉપરથી હેઠા ઉતરીને ઘોડીને છુટી મુકી દીધી ને પોતે શાઠ શીતેર કદમ આઘા જઈને લઘુ-શંકા કરવા બેઠા ત્યારે એ માંણકીને જ્યાં ઉભી રાખી હતી ત્યાં ને ત્યાં ઉભી રહી ને એની વછેરી ઘણો હણહણાટ કરતી હતી તે સામું પણ એ ઘોડીયે જોયું નહીં પછી મહારાજ લઘુશંકા કરીને ઉભા થયા ત્યારે એ ઘોડી દોટ દઈને મહારાજ પાસે જઈને ઉભી રહી પછી મહારાજ એ ઘોડીયે સ્વાર થઈને એ સુરાખાચર વીગેરે ઉભા હતા ત્યાં આવીને બોલ્યા જે કહો સુરાખાચર આ ઘોડીને મારી ઉપર હેત છે કે એની વછેરી ઉપર હેત છે ત્યારે સુરોખાચર બોલ્યા જે એ ઘોડીની બહુ ભારે જાત તેમાં બએહજાર રૂપીયા આપીયે છીયે ત્યારે મહારાજ બોલ્યા જે કાઠીભાઈ તો જાત ઉપર વાત લાવ્યા પણ હેતનીવાત કરતા નથી એમ કહી રમોજ કરી હસ્યા. એ વાત પુરી થઈ.

---

## વાત ૧૨૦ મી.

એકવાર શ્રીજીમહારાજ જેતલપુરમાં વડનાઝાડ હેઠે સભા કરીને બીરાજતા હતા ત્યાં એક બાબી રસ્તામાં જતો હતો તે મહારાજને દેખીને અતી રીસે કરીને એક દ્રષ્ટીયે ઘણીવાર સુધી માર્ગમાં ઉભો રહ્યો ને પછી ચાલ્યો તે પાછી નજરે મહારાજ સામું જોઈને ચાલે તે જ્યાંસુધી મહારાજની મુર્તી દેખાણી ત્યાંસુધી નજર ચોરી નહીં એક નજરે જોઇ રહ્યો પછી જ્યારે ઓથ આવીને મહારાજ દેખાયા નહીં ત્યારે પછી ચાલ્યો ગયો ત્યારે મહારાજ બોલ્યા જે એ બાબીને મારી ઉપર અતી રીશ તે રીશને લીધે કરીને મારી મુર્તી એના અંતરમાં ગરી ગઈ છે માટે એ બાબી મરીને ઇંદ્ર થશે એમ બોલ્યા. એવાત પુરીથઈ.

## વાત ૧૨૧ મી

એકવાર શ્રીજીમહારાજ શ્રી વડતાલમાં અગાસીમાં નાતા હતા ને મુળજી બ્રહ્મચારી નવરાવતા હતા ને ખાળેથી પાણીની ધાર હેઠે જતી હતી ને તે ધારમાં પાંચ સાત છોકરાં નાતાં હતાં ને તેનો શોર થાતો હતો તે બ્રહ્મચારીયે હેઠે જોયું ત્યારે એ છોકરાંને નાતા દેખીને મહારાજને કહ્યું જે આ છોકરાં આ પાણીના ખળખળીયે નાય છે ને કલોલ કરે છે ત્યારે મહારાજ બોલ્યા જે બ્રહ્મચારી એ સર્વે છોકરાંને ઇંદ્રની પદવી મળશે આજ તો એ છોકરાને જ્ઞાન નથી પણ એનું એવડું મોટું ભાગ્ય થયું છે એમ મહારાજે વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૨૨ મી.

કોઇક દીવસ મહારાજના પાળા બે ગુજરાતમાંથી ગઢડે આવતા એક આંબાવાડીઆમાં તડકા સારૂં આંબાના ઝાડ હેઠે બેઠા ત્યાંતો એ આંબેથી સાખની કેરીઓ બે હેઠી પડી ત્યારે તે કેરીઓ જોઇને મહારાજના પાળાએ એ વાડીવાળા પટેલને કહ્યું જે આ બે કેરીઓ અમને વેચાતી આપશો અમારે સ્વામીનારાયણ સારૂ લઇ જવી છે ત્યારે પટેલ બોલ્યા જે મારે પૈસા લેવા નથી પણ સ્વામીનારાયણને એટલું કહેજો કે એ કેરીઓ જમીને મારૂં કલ્યાણ કરે એમ કહીને એ બે કેરીઓ પાળાને આપી પછી તે કેરીઓ ગઢડે લાવીને મહારાજને આપી પછી તે સુધારીને મહારાજ જમ્યા ને કેરીઓનાં વખાણ કર્યાં જે આવી સરસ કેરીઓ તો આપણી લક્ષ્મીવાડીમાં પણ નથી તે તમે ક્યાંથી લાવ્યા ત્યારે તે પાળા બોલ્યા જે ગુજરાતમાંથી એક પટેલીએ આપી છે ને અમે તેને પૈસા આપવા માંડ્યા તો પણ લીધા નહીં ને અમને એમ કહ્યું છે જે મહારાજને કહેજો જે આ બે કેરીઓ હું ભેટ મુકું છું તે જમજો ને મારૂં કલ્યાણ કરજો એવું એ પાળાનું બોલવું સાંભળીને શ્રીજીમહારાજ બોલ્યા જે એ કેરીઓવાળા પટેલનું પાંચ પેઢીનું કલ્યાણ થશે ને એ આંબાનું ત્રણ પેઢીનું કલ્યાણ થશે એમ રાજી થઇને વચન આપ્યું. એ વાત પુરી થઇ.

## વાત ૧૨૩ મી.

એકવાર શ્રીજીમહારાજને અડવાંણા ચાલતાં પગમાં કાંટો વાગ્યો ત્યારે તે ટાણે કોઈક બ્રાહ્મણ મહારાજનો કાંટો જોઈને બોલ્યો જે હું કાંટો કાઢીશ એમ કહીને મહારાજનો ચરણાર-વીંદ પોતાના ખોળામાં લઈને પોતાના લુગડાં વતી લોહીને જાળવીને ચીપીયાથી કાંટો કાઢયો તે પગ દુખવા પણ દીધો નહીં તેને જોઇને મહારાજ બોલ્યા જે તેં મારો કાંટો કાઢયો તે તારૂં હું કલ્યાણ કરીશ ત્યારે એ બ્રાહ્મણ બોલ્યો જે હે મહારાજ મારૂં કલ્યાણ થાય એવો હું નથી હું તો બ્રહ્મહત્યારો છું મારો ભાઇને હું એ બેજણા ખેતર વેંચવા ગયા ત્યારે તે વેંચતાં વેંચતાં વઢવાઢ થઇ તે મારા હાથમાં કોદાળી હતી તેનો મેં ઘા કર્યો તે માથામાં વાગી તેને કરીને મારો નાનો ભાઇ ત્યાં ને ત્યાં મરી ગયો એવું મોટું પાપ મેં કર્યું છે તે મારૂં કેમ કલ્યાણ થાય ત્યારે મહારાજ બોલ્યા જે તારી બ્રહ્મ-હત્યાનું પાપ તો ગયું પણ તારા અનેક જન્મનાં પાપ તે નાશ થઇ ગયાં ને તારૂં કલ્યાણ કરીશ એવા એ બ્રાહ્મણ ઉપર રાજી થયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૨૪ મી

એકવાર શ્રીજીમહારાજ જુનાગઢથી ગઢડે આવતા હતા ને ભેગા દસ સ્વાર કાઠીઓના હતા ને રાતે ચાલતા હતા તે એવો ઠરાવ કરેલો જે ગઢડે જઇને ઉતરવું છે વચમાં કયાંઇ રહેવું નથી પછી ચાલતાં ચાલતાં માર્ગમાં એક નદી આવી તેમાં ઘોડાઓને પાણી પાવા ઉભા રાખ્યા ને તે નદીના કાંઠા ઉપર ગામ હતું તે ગામનો કાઠી સતસંગી હતો તે તે વખતે ઉઠેલો તે ઉતાવળે સાદે બોલ્યો જે હે સ્વામીનારાયણ હે સ્વામીનારાયણ હે સ્વામીનારાયણ એમ ત્રણવાર બોલ્યો તે મહારાજે ઘોડા પાતાપાતા સાંભળ્યું પછી મહારાજ એ ગામને ઝાંપે રસ્તો હતો ત્યાં આવીને ઘોડી વાળી ત્યારે સુરોખાચર બોલ્યા જે અહીં

કંઈ જશો આપણે તો ગઢડે જઈને ઉતરવું છે પણ મહારાજ તો ઘોડી ગામમાં હાંકી તે કાઠી સર્વે વાંસે આવ્યા તે જે કાઠીયે ત્રણવાર નામ ઉચ્ચારણ કર્યું હતું તેની ખડકીયે જઈને ઉભા રહ્યા ને સાદ કર્યો જે કમાડ ઉઘાડો ત્યારે તે કાઠીયે કમાડ ઉઘાડયું ત્યાં તો મહારાજને દેખ્યા તે ઘણા ઉછરંગથી મહારાજનો પગ ઝાલીને કાઠી બોલ્યો જે હે મહારાજ આ અડધી રાતે તમે મારે ઘેર પધાર્યા તે આવડું મારૂં મોટું ભાગ્ય શું થઇ ગયું ત્યારે મહારાજ બોલ્યા જે એકવાર મારૂં નામ ઉચ્ચારણ કરે છે તેનો હું ત્યાગ કરતો નથી તો તમે મને ત્રણવાર બોલાવ્યા તે તમને મુકીને મેં જવાયજ કેમ એમ કહીને તે કાઠીએ ઘેર દીવા કર્યા ઢોલીયો ઢાળીને ઉપર બેસાડ્યા ને રસોઈ કરીને જમાડ્યા પછી ગઢડે આવ્યા એવા એ કાઠી ઉપર રાજી થયા. એ વાત પુરી થઇ.

## વાત ૧૨૫ મી.

ગીયાંણી ગામમાં શ્રીજીમહારાજ પધાર્યા હતા ને તે ગામમાં એક રાજોપીજારો ભકત હતો તે સ્વરૂપ નીષ્ટાવાળો ને સમાધી નીષ્ટ હતો તેને ખબર થઇ જે મહારાજ મેઘા પટેલને ઘેર પધાર્યા છે પછી પોતાને પગે ત્રણ નાળીયેર બાંધીને શ્રીજીમહારાજને દરશને આવ્યો ત્યારે ગામને માણસે પુછયું જે આ નાળીયેર ત્રણ કેમ પગે બાંધ્યાં છે ત્યારે રાજો ભકત બોલ્યા જે એ તો શીવ બ્રંહ્મા ને વીસ્નુ છે તે એમને વૈરાજપુરૂષની ઉપાશના છે તે આ સહજાનંદજી તો પુરૂષોતમનારાયણ અક્ષર ધામના પતિ છે તે તેમના દરશનનો એને અધીકાર નથી ને હું તો એ પુરૂષોતમનો ઉપાશક છું તે એ ત્રણ દેવ મારે પગે વળગ્યા છે જે તમે અમને એ મુર્તીનાં દરશન કરાવો તે સારૂં એમને હું મહારાજ પાસે લઇ જાઉં છું પછી રાજે ભકતે આવીને મહારાજનાં દરશન કર્યાં ત્યાંતો એ સમાધી થઇ ગઇ તે પડી ગયા ને મહારાજને ચાલવાની તૈયારી હતી તે ઘોડે ચડીને ઉભા હતા ને આગળ બસેં અઢીસેં માણસ ગામનું ઉભું

હતું તેમાં એ રાજાભક્તનો દીકરો પણ ઉભો તેનું નામ લઈને મહારાજે બોલાવ્યો ને કહ્યું જે આ તારા બાપને બાળવીને ઘેર આવ્યા ત્યારે ગામને માણસે વીચાર કર્યો જે આ છોકરાને આપણે પણ પુરો ઓળખતા નથી ને તેનું નામ પણ જાણતા નથી ને મહારાજે તો કોઇ દીવસ ભાળેલો પણ નથી ને તેને ઓળખી નામ લઈને બોલાવ્યો માટે આ તો ભગવાન છે એમ જાણીને ઘણા માણસોને મહારાજને ભગવાન પણાનો નીશ્ચય થયો પછી મહારાજ તો ચાલી નીકળ્યા ને એ રાજાભક્તને બે દહાડે સમાધી ઉતરી ત્યારે નીમ લીધું જે મહારાજનાં દરશન કર્યા પછી અન્ન જમવું છે પછી મહારાજ વાંસે ચાલી નીકળ્યા તે મહારાજ વડતાલ પધાર્યા હતા ત્યાં જઈ મહારાજનાં દરશન કરીને પછી અન્ન ખાધું. એ વાત પુરી થઇ

---

## વાત ૧૨૯ મી

એકવાર ગઢડા મધ્યે શ્રીજીમહારાજ નાતા હતા ને ડોશીયો દરશન કરતાં હતાં ત્યારે લાડુબાઇ એમ બોલ્યાં જે આ આપણાં ભાગ્ય વ્રજની ગોપીયોના જેવાં છે જે સદાય કાળ ભગવાનનાં દરશન થાય છે વળી ફરી બોલ્યાં જે ગોપીયોના ને આપણાં ભાગ્યમાં કાંઇ ફેર નથી એવાંજ આપણાં મોટાં ભાગ્ય છે એવું લાડુબાઇનું કેવું સાંભળીને મહારાજ તો તે વખત કંઈ ન બોલ્યા પછી નાઇ રહ્યા ને ઢોલીયા ઉપર આવીને બેઠા ને ડોશીયો પણ આવીને બેઠાં ત્યારે મહારાજ બોલ્યા જે લાડુબાઈ અમે તમારે ઘેર રહીયે છીયે ખાઇયે પીઇયેછીયે તે તમે તો અમારૂં બહુ માતમ જાણતા દીસોછો પણ ગોપીયોના જેવાં ભાગ્ય તો આ તમારી ગાયો ભેંસોનાં દુધ દહીં ને છાશ ખાસે તેનાં છે ને ગાયો ભેંસોનાં તો તેથી મોટાં ભાગ્ય છે ને તમારાં ભાગ્ય તો હજાર મોઢે કરીને શેશજીથી પણ કેવાય તેવાં નથી એમ સમજજો એવી રીતે શ્રીજીમહારાજે વાત કરી.
એ વાત પુરી થઇ.

## વાત ૧૨૭ મી.

એકવાર શ્રીજીમહારાજે મુકતાનંદસ્વામીને તથા બ્રંહ્માનંદસ્વામીને તથા નીત્યાનંદસ્વામીને તથા ગોપાળાનંદસ્વામીને પુછયું જે તમારા ચારેયમાં અકેકો ચમત્કારી ગુણ હોય તે કહો તેમાં મુકતાનંદસ્વામી તમે પ્રથમ કહો ત્યારે મુકતાનંદસ્વામી હાથ જોડીને બોલ્યા જે હે મહારાજ મારા મનમાં હું એમ જાણુંછું જે પત્થર સરખો કઠણ ને મલીન હૃદયવાળો એવો કોઇ પુરૂષ હોય ને જો મારી વાતો સાંભળે તો તેનું અંતઃકરણ નીર્મળ થઇને ભગવાન સનમુખ થઇ જાય એવી મારી વાત જણાય છે એ મારામાં ગુણ મને ભાસે છે ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે સ્વામી તમારામાં એ ગુણ છે તે હું પણ જાણું છું પછી બ્રંહ્માનંદસ્વામીને મહારાજે પુછયું જે તમે તમારો ગુણ કહો ત્યારે બ્રંહ્માનંદસ્વામી હાથ જોડીને બોલ્યા જે હે મહારાજ હું જે કાવ્ય કરૂંછું તેમાં એકનો એક શબ્દ વારેવારે ન લાવું તોય સબ્દ ગોતવો પડે નહીં ને ઝડઝમાટ કરતો સહેજે આવ્યા કરે તેમાં ગુણ દોષ આવેજ નહીં એવી મારી કાવ્ય જણાય છે. એ મારામાં ગુણ મને ભાસે છે ત્યારે મહારાજ બોલ્યા જે તમારામાં એ ગુણ છે તે હું જાણુંછું પછી નીત્યાનંદસ્વામીને મહારાજે પુછયું જે તમે તમારો ગુણ કહો ત્યારે નીત્યાનંદસ્વામી હાથ જોડીને બોલ્યા જે હે મહારાજ આ ચાર ધામ કહેવાય છે તેની માયલીકોર કોઇ વીદ્વાન પુરૂષ આવીને મને જીતે કે મારે એનો ડર રહે એમ મને જણાતું નથી એવું મારૂં વીદ્વાનપણું જણાય છે એ મારામાં ગુણ મને ભાસે છે ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે તમારે એ ગુણ છે તેને હું પણ જાણુંછું પછી ગોપાળાનંદસ્વામીને મહારાજે પુછયું જે તમે તમારો ગુણ કહો ત્યારે ગોપાળાનંદસ્વામી મહારાજને પગે લાગીને બોલ્યા જે આ જગતમાં એમ કહેવાય છે જે આ બ્રંહ્માંડના સરજનારા જે ઇશ્વર તેના ડોલાવ્યા વીના પાંદડું પણ ડોલતું નથી પણ મારે ડોલાવવું હોય તો ડોલે ખરૂં એ મારામાં ગુણ મને જણાય છે ત્યારે

ીજીમહારાજ બોલ્યા જે તમારામાં એ ગુણ છે તેને હું જાણુંછું
ેવી રીતે મોટેરા ચાર સદગુરૂને મહારાજે પુછયું.
ે વાત પુરી થઈ.

---

## વાત ૧૨૮ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ કરમડ મધ્યે ઢોલીયા ઉપર ાડે પડખે સુતા હતા ને મુળજીશેઠ પાસે બેઠા હતા એવામાં ામ ચાસકાના દરબાર નારસીંગજી આવ્યા તે મહારાજને પગે ાગીને બેઠા ત્યારે મુળજીશેઠને મહારાજે આજ્ઞા કરી જે આમને ાતો કરો ત્યારે મુળજીશેઠે વાતો કરવા માંડી તે વાતો કરતે રતે દરબારે એમ પુછયું જે મહારાજ ભગવાન છે ત્યારે ેમણે જેતલપુરમાં જગનનો આદર કર્યો હતો તે કેમ પડયો યો ભગવાન હોય તો એટલું આગળથી ન જાણે જે આ જગન ારકાર નહીં કરવા દે માટે સામાન શા સારૂ ભેગો કરવો પડે ેવું એ ગરાસીઆનું વચન સાંભળીને શ્રીજીમહારાજ સુતા હતા ા તરત બેઠા થયા ને બોલ્યા જે મુળજી તું રહેવાદે હવે મારે ાત કરવી છે એમ કહીને પોતે બોલ્યા જે રામચંદ્રજીને તમે શું ેહોછો ત્યારે નારસીંગજી કહે એતો ભગવાન હતા ત્યારે મહારાજ ેહે રામચંદ્રજીને જે દીવસ ગાદીયે બેસવું હતું ને વસીષ્ટજીયે ાહુરત જોઈ દીધું હતું તે દીવસ પોતાને વનવાસ થયો ને શરથજીને અતી ઉછરંગે ગાદી રામચંદ્રજીને દેવી હતી તેમાં ાતાનું મ્રત્યુ થયું ને માતાઓને મોડ ઘાલી રામચંદ્રજી ા વધાવવા હતા તે વેળે ચુડી કરમ કરવાં પડયાં ને અડસઠ ીર્થનાં જળ ભેગાં કર્યાં હતાં તે પડયાં રહ્યાં ને બ્રાહ્મણોને મવાનું પડયું રહ્યું એમ એ રામચંદ્રજીનું કેમ થઇ ગયું ત્યારે ારસીંહજી બોલ્યા જે એમ થવાની રીત તો અનાદી જણાય છે ારી પણ તમે આ સર્વેને બ્રંનમાન દઇ દઇને ધરમ પળાવો છો યારે આ ટોપીવાળો મહા પાપી છે તે એનું રાજ બંધ કરો ેટલે મહા પુન્ય થશે ત્યારે મહારાજ બોલ્યાં જે આ પૃથ્વી

છે તે ભગવાનના પગ છે ને તમારા જેવા જે રાજા થયા છે તે કાંટારૂપ થઇને ભગવાનના પગમાં વાગ્યા છે તે કાંટા કાઢવા સારૂં એ ટોપીવાળા રૂપી મહા મોટી સુળ ભગવાને કરી છે તે તેણે કરીને તમારા જેવા કાંટા કાઢશે ત્યારે નારસીંગજી બોલ્યા જે એ ટોપીવાળાનું રાજ કયાં સુધી રહેશે ત્યારે મહારાજ બોલ્યા જે ભગવાન પોતાનો પગ સંભાળશે ને જ્યાંસુધી કાંટા હશે ત્યાં સુધી તો એ સુળ રાખશે ને પછી તો જેમ પોતાની મરજી હશે તેમ કરશે પણ તમે ને અમે જ્યાંસુધી આ પૃથ્વીમાં રહીશું ત્યાં સુધી તો એનું રાજ જશે નહીં એમ શ્રીજીમહારાજે વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૨૯ મી.

એકવાર શ્રીજીમહારાજ સુરાખાચરના નાગડકામાં સભા કરીને બેઠા હતા ત્યાં એક કાઠીયાંણી બાઇ આવીને એમ બોલ્યા જે હે મહારાજ કાશીયેથી લખ્યાં આવ્યાં છે જે વસંતપંચમીને દીવસ ડતંતર આવશે તે સર્વે પૃથ્વી તો પ્રલય થશે પણ આપ અહીં બીરાજો છો તે મારો નાગડકો તો કુશળ રહેશે ત્યારે મહારાજ બોલ્યા જે એ ડંતતર તો નહીં આવે પણ અનના ડંતતર આવશે એમ કહીને પોતાના હાથનો પોચો મોઢે અડાડીને બોલ્યા જે અન વીના આમ માણસ પોચા કરડશે એવું મહારાજનું વચન સાંભળીને સર્વે સભાયે એમ ધાર્યું જે મહા ભયંકર વરસ થશે પછી ઓગણોતેરો કાળ પડયો. એ વાત પુરી થઇ.

## વાત ૧૩૦ મી.

એકવાર ગઢડામાં શ્રીજીમહારાજ અક્ષર ઓરડીમાં બીરાજતા હતા ત્યારે મુળજીશેઠ પાસે બેઠા હતા તેમને મહારાજે પુછ્યું જે મુળજી તને ગણુતરી કેટલી આવડે છે ત્યારે મુળજીશેઠ બોલ્યા જે હે મહારાજ એક એકડા ઉપર સત્તર મીંડાં ચડે ત્યારે એનું નામ એક પરાધ કહેવાય છે એટલું ગણુતરીનું માપ છે તેથી અધીક

ગણુતરી શાસ્ત્રમાં ક્યાંઇ નથી ત્યારે મહારાજ બોલ્યા જે આફેરે મારે એટલા જીવનો ઉદ્ધાર કરવો છે એવો શંકલ્પ કરીને હું આ પૃથ્વી ઉપર આવ્યોછું તે જ્યાં મમુક્ષુ હશે ત્યાંથી લાવી લાવી આ સતસંગમાં જન્મ ધરાવીને કલ્યાણ કરીશ એમ શ્રીજીમહારાજ મુળજીશેઠ પાસે બોલ્યા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૩૧ મી.

એકવાર ગઢડામાં શ્રીજીમહારાજ ઘેલા નદીમાં નાવા પધાર્યા હતા ત્યાં એક કોઇ તીરથવાસી સાધુ એ નદીને કાંઠે રસોઇ કરતો હતો તે ફુંકી ફુંકીને બળતું કરે ત્યાં મેના છાંટા આવે તે બળતું ઓલાઇ જાય તેને જોઇને મહારાજે જીવાખાચરને કહ્યું જે આ તીરથવાસી મુસાફરને ઉતરવાની જગ્યા ક્યાંઇક કરાવો તો સારૂં આ બહુ દુઃખી થાય છે ત્યારે જીવાખાચર બોલ્યા જે એવા તો ઘણા રઝળતા ફરે છે માટે એની સારૂં જગ્યા કોણ કરાવે, પછી મહારાજ તો નાઇને દાદાખાચરના દરબારમાં સભા કરીને બેઠા ત્યારે દાદાખાચરને મહારાજે કહ્યું કે આજ અમે નદીયે નાવા ગયા હતા ત્યાં એક તીરથવાસી નદીને કાંઠે રસોઇ કરતો હતો તે મેને છાંટે કરીને બળતું વારેવારે ઓલાઇ જતું હતું તે એવા તીરથવાસી રાંધી ખાય એવી જગ્યા ક્યાંઇ છે ત્યારે દાદાખાચર બોલ્યા કે આ મારો રેહેવાનો ઓરડો બહુ મોટો છે એમાં ઘણા ચુલા થશે માટે એ ઓરડો તીરથવાસીને રાંધી ખાવા સારૂ રાખો એવું દાદાખાચરનું વેણ સાંભળીને મહારાજ જીવાખાચર સામું જોઇને બોલ્યા કે જુઓ જીવાખાચર તમને મેં કહ્યું ત્યારે તમે કેવો મને ઉત્તર દીધો ને આ દાદાખાચરે કેવો ઉત્તર દીધો પોતાને રહેવાનો ઓરડો તે મારે વચને કરીને આપવા માંડયો માટે આવા દાદાખાચરના ગુણ જોઇને અમે એને ઘેર રહ્યા છીયે એમ જીવાખાચરને મહારાજે કહ્યું. અને મહારાજ અતી રાજી થયા. એ વાત પુરી થઇ.

## વાત ૧૩૨ મી.

એકવાર મહારાજના પાંચ સાધુ વીંધ્યાચળની ઝાડીમાં ભુલા પડી ગયા તે ક્યાંઈ માર્ગ હાથ આવે નહીં ને મુઝાણા ત્યાંતો એક વડહેઠે પુરૂષ બેઠેલો દેખ્યો તે પુરૂષ બેઠેબેઠે પાંચ હાથ તો ઉંચો ને મોટી જાડી ભુજાઓ ને મોટા ને જાડા પગ ને મોટી આંખો ને જાડું શરીર ને ધોળો રતાશદાર એવો દેહનો રંગ એવા પુરૂષને ભાળીનેં સાધુ ડરવા માંડ્યા જે આ કોણ હશે ત્યારે એ પુરૂષે સાધુને બોલાવ્યા જે તમે અહીં આવો બીશો નહીં પછી સાધુ તેમની પાસે ગયા ત્યારે તેમને કહ્યું કે તમે સ્વામીનારાયણના સાધુછો તે હું જાણુંછું ને મહારાજ ગઢડામાં બીરાજે છે તેમને આ મારો હાર પેરાવીને પગે લાગીને નમસ્કાર કરજો ત્યારે સાધુ બોલ્યા કે મહારાજ અમે શું તમારૂં નામ લઈયે ત્યારે એ પુરૂષે કહ્યું કે અમારા નામને એ જાણે છે એમ કહીને સાધુને માર્ગ દેખાડયો ને સાધુના પગ ઝાલીને પગે લાગ્યા પછી ચાલી નીકળ્યા પછી ગઢડે આવીને એ સર્વે વાત મહારાજને કરી ને હાર આપીને પુછયું જે હે મહારાજ એ કોણ હતા ત્યારે મહારાજ કહે એ તો ફરસુરામ હતા પછી એ હાર મહારાજે મુળજીશેઠ પાસે બેઠા હતા તેમને આપ્યો. એ વાત પુરી થઈ.

## વાત ૧૩૩ મી.

એકવાર ગઢડામાં શ્રીજીમહારાજે દાદાખાચરને કહ્યું કે આ તમારો ગરાશ તમારી બે બેનોને લખી આપો ત્યારે દાદોખાચર કહે બહુ સારૂ પછી લાધાઠકકરને બોલાવીને ગરાસ લખી આપો ને દાદાખાચરે સહી કરી દીધી ત્યારે મહારાજ કહે દાદાખાચર તમે હવે શું ખાશો ત્યારે દાદોખાચર કહે હું ભાવનગર જઇ વજેસંધજીનો લેખ લખાવી આ ગઢડામાં ચાકર રહીશ તે એ મને વરસ દીવસના એક સો રૂપીયા આપશે તેમાં અમે બે માણસ નીભાવ કરીશું ત્યારે મહારાજ કહે ભાવનગર જઇ લેખ

કરાવો પછી દાદાખાચર ઘોડે ચડીને ભાવનગર ચાલ્યા ત્યારે મહારાજે લાડુબાઇતથા જીવુબાઇને કહ્યું કે આ તમારા ગરાશનું કામ કોણ કરશે ત્યારે એ બાઇયે કહ્યું કે અમને કોઇક માણસ રાખી આપો ત્યારે મહારાજ કહે આ દાદાખાચરને ચાકર રાખો એટલે તમારૂં કામ એ સારૂં કરશે ને વરસ દીવસના સો રૂપીયા પગારના આપશો તે એનો પણ નીભાવ થશે ત્યારે જીવુબાઇ તથા લાડુબાઇ કહે મહારાજ એમ કરો પછી દાદાખાચરને પાછા તેડાવીને વરસ દીવસના એક સો રૂપીયા ઠરાવી લેખ કરી આપ્યો પછી બાર મહીના સુધી એ ગરાશની ઉપજ એ બે બાઇયે લીધી પછી બીજું વરસ આવ્યું ત્યારે મહારાજે એ બે બાઇયોને કહ્યું કે તમે સાંખ્ય જોગી બાઇયો તે તમારે આ ગરાશની કડાકુટ શા સારૂં કરવી જોઇયે તમે દાદાખાચરને પાછો આપો ત્યારે એ બાઇયો કહે બહુ સારૂં મહારાજ પછી એ ગરાસ દાદાખાચરને પાછો આપ્યો એવી રીતે મહારાજે દાદાખાચરનું અંગ જોઇને બહુ રાજી થયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૩૪ મી.

એકવાર ગઢડે સભામાં મહારાજ બીરાજતા હતા ત્યાં એક એરૂ એ સભામાં આવ્યો ત્યારે એક ટેલીયા સતસંગી બ્રાહ્મણનો છોકરો તે એ એરૂ પાસે વારેવારે આવે તે તેને જોઇને મહારાજે પોતાને હાથે કરીને એ છોકરાને થપાટ મારી પાછો વાળ્યો પછી એ એરૂને તો ઝાલીને મુકીયાવ્યા ને પછી પાછી સભા થઇ ને મહારાજ પણ સભામાં બેઠા પણ બહુ ઉદાસ થઇ ગયા ને એમ બોલ્યા કે આ અમારા હાથ ચમચમે છે ત્યારે જેને મારો હાથ વાગ્યો હશે તેને તો બહુ દુખતું હશે માટે મારો હાથ કેને વાગ્યો છે તેને ગોતી લાવો પછી તો એ છોકરાને ગોતવા માંડયો તે મંદીરની બારલીકોરથી એ છોકરો હાથ આવ્યો ત્યારે એ છોકરાને સાધુયે શીખવાડયું કે છોકરા તને મહારાજ કહેશે કે માગ ત્યારે તું કહેજે કે તમે કોઇના થાળ જમતા નથી

તે હવેથી થાળ જે કરે તેનો જમજો એમ બોલજે પછી એ છોકરાને તેના બાપે વળી શીખવાડ્યું કે ફરીને તને કહે કે માગ તો તું મહારાજના ચરણારવીંદ માગજે એમ કહીને એ છોકરાને મહારાજ પાસે ઉભો રાખ્યો ત્યારે મહારાજે એ છોકરાને પુછ્યું કે તને મારો હાથ વાગ્યો ત્યારે છોકરો કહે હા મહારાજ મને વાગ્યો ત્યારે તે ટાણે કોઇ હરીભક્તે મહારાજની પુજા કરી તે એક પાઘડી ને થાળીમાં સાકર ભરેલી ને બે રૂપીયા રોકડા મહારાજ આગળ ભેટ મુકી તે મહારાજે એ છોકરાને એ સર્વે આપીને બોલ્યા જે છોકરા તું માગ જે માગે તે આપું ત્યારે છોકરો બોલ્યો જે તમે કોઇના થાળ જમતા નથી તે હવેથી થાળ જમો ત્યારે મહારાજ સાધુ સામું જોઇને બોલ્યા જે આ છોકરાને સાધુયે શીખવાડ્યું છે તે બોલે છે પણ છોકરે માગ્યું તે થાળ જમવા જોઇશે વળી છોકરાને મહારાજ કહે બીજું માગ ત્યારે છોકરો કહે મને એક તમારા ચરણારવીંદની જોડ આપો પછી તે મંગાવીને આપી ને વળી મહારાજ બોલ્યા જે ત્રીજીવાર કંઇક માગ ત્યારે એ છોકરાનો બાપ બોલ્યો જે હે મહારાજ તમે આ છોકરા ઉપર બહુ રાજી થયા તે હવે આ છોકરાને શું બાકી રહ્યું છે પછી મહારાજે પોતાના બે ચરણારવીંદ એ છોકરાની છાતીમાં ચાંપીને એમ બોલ્યા જે તારૂં ને તારા બાપનું કલ્યાણ કરીશ એવા એ છોકરા ઉપર બહુ રાજી થયા ત્યારે પોતાની ઉદાસી મટી. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૩૫ મી.

એકવાર શ્રીજીમહારાજ ગઢડા મધ્યે જીવાખાચરના દરબારમાં બેઠા હતા ત્યાં બે છોકરા માગણ લોકના આવીને મહારાજ પાસે બોલ્યા કે બાપજી અમે ભુખે મરીયે છીયે, તે અમને કંઇક ખાવા આપો આ કાળ વરસનું અમને ગામમાં કાંઇ મળ્યું નથી પછી મહારાજે ચાર રોટલા બાજરાના જાડા મંગાવીને એ છોકરાઓને આપ્યા ત્યારે એ છોકરા બોલ્યા કે આ ચાર રોટલા

બહુ મોટા છે તે અમે બે રોટલે બે જણા ધરાઇશું ને બે રોટલા પછી ખાવા થશે તે તમે તો અમને ન્યાલ કરી નાખ્યા એમ કહીને મહારાજ સામું ઘણીવાર સુધી જોઇ રહ્યા ને પછી ગયા ત્યારે મહારાજ બોલ્યા કે આ છોકરાને ચાર રોટલા આપ્યા તેને કરીને મારી ઉપર એને બહું હેત આવ્યું છે માટે એ બેય છોકરા ઇંદ્ર થશે એમ શ્રીજીમહારાજ બોલ્યા.
એ વાત પુરી થઇ.

---

## વાત ૧૩૬ મી.

એકવાર શ્રીજીમહારાજે ત્રણસેં સાધુનાં બે મંડળ કર્યાં તેમાં એક મંડળ સુરત મોકલ્યું ને એક મંડળ નગર મોકલ્યું પછી નગરવાળા મંડળને તો ભીક્ષાનું પુરૂં થાય નહીં ને એકેક જણને લીંબુ જેવડો ગોળો આપે તે ખાઇને રહે એમ કેટલાક દીવસ તો કાઢ્યા પછી મહારાજને નગરથી સાધુયે કાગળ લખ્યો કે અહીં તો ભીક્ષાનું પુરૂં થાતું નથી ને લીંબુ જેવડા ગોળા ખાઇને તમારૂં ભજન કરીયે છીયે હવે કેમ કરીયે ત્યારે મહારાજે કાગળ વાંચીને તેનો ઉત્તર લખ્યો કે આગળ એક મોટા સદ્‌ગુરૂ હતા તેમની પાસે એક સેવક આવ્યો ત્યારે ગુરૂ બોલ્યા કે ભાઇ તું આવ્યો તો ખરો પણ શું ખાઇશ મારે તો એક શેર ચોખા આવે છે તેમાં મારૂં પુરૂં થાય છે ત્યારે તે શીશ બોલ્યો કે હે મહારાજ એ ચોખાનું ઓસામણ નીકળશે તે ખાઇશ એમ કહીને એ સેવક રહ્યો ત્યાંતો બીજો સેવક આવ્યો ને તેણે ગુરૂ પાસે રહેવાની આજ્ઞા માગી ત્યારે ગુરૂ બોલ્યા કે ભાઇ તું શું ખાઇશ ત્યારે તે સેવક બોલ્યો કે આ પ્રથમ સેવક આવ્યો છે તે શું ખાય છે ત્યારે ગુરૂ બોલ્યા કે મારે ખાવા એક શેર ચોખા આવે છે તે ચોખાનું ઓસામણ એ ખાય છે ત્યારે એ બીજો સેવક બોલ્યો કે. હું એ ચોખાનું ધોવરામણ ખાઇશ પછી એ સેવક પણ રહ્યો ત્યાંતો ત્રીજો સેવક આવીને ગુરૂ પાસે રહેવાની આજ્ઞા માગી ત્યારે ગુરૂ બોલ્યા કે ભાઇ તું રહીશ તો

ખરો પણ શું ખાઇશ ત્યારે તે સેવક બોલ્યો કે પ્રથમ આ બે સેવક આવ્યા છે તે શું ખાય છે ત્યારે ગુરૂ બોલ્યા કે મારે એક શેર ચોખા આવે છે તેનું ઓસામણ એકજણ ખાય છે ને એકજણ ચોખાનું ધોવરામણ ખાય છે ત્યારે તે શીશ બોલ્યો કે ચોખા રાંધવાની હાંડલીનું ધોવરામણ ખાઇશ એમ કહીને એ સેવક રહ્યો ત્યાંતો ચોથો સેવક આવ્યો ને તેણે ગુરૂ પાસે રહેવાની આજ્ઞા માગી ત્યારે ગુરૂ બોલ્યા જે ભાઇ તું રહીશ તો ખરો પણ શું ખાઇશ ત્યારે તે શીશ બોલ્યો જે આ આગળ ત્રણ સેવક આવ્યા છે તે શું ખાય છે ત્યારે ગુરૂ બોલ્યા જે મારે જમવા એક શેર ચોખા આવે છે તેનું ઓસામણ એક ખાય છે ને બીજો એ ચોખાનું ધોવરામણ ખાય છે ને ત્રીજો ચોખા રાંધવાની હાંડલીનું ધોવરામણ ખાય છે ત્યારે એ ચોથો શીશ બોલ્યો જે તમે જમીને ચલુ કરશો તેની એઠવાણી હું ખાઇશ એમ કહીને એ ચોથો શીશ પણ રહ્યો માટે જેને કલ્યાણનો ખપ હતો તે આગળ આવાં આવાં દુઃખ સુખનાં સહન કરીને રહેતા છે માટે તમે આનંદમાં રહીને ભગવાનનું ભજન કરજો એવો મહારાજનો કાગળ આવ્યો તેને વાંચીને સર્વે સંત એમ બોલ્યા જે ટુકટુક થઇ જાવ પણ મહા પ્રભુજીની આજ્ઞા લોપવી નથી પછી કેટલેક દહાડે મહારાજે એ સંતને તેડાવી લઇને ઘણું સુખ આપ્યું. અને બહુ રાજી થયા. એ વાત પુરી થઇ

---

## વાત ૧૩૧ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી બોટાદમાં સભા કરીને બીરાજમાન હતા ત્યારે ગામ લાલીયાદના દરબાર રતનસંગજી આવ્યા તેમણે મોતીનો તોરો ચાર શેરોનો શ્રીજીમહારાજની પાગમાં ધરાવી પગે લાગીને બેઠા પછી મહારાજે પાગમાંથી એ તોરો પોતાના હાથમાં લઇને એક શેર તોડીને મુકતાનંદસ્વામીને આપી ને એમ બોલ્યા જે સ્વામી આ ચાર વર્તમાન છે તેમાંથી ત્રણ પાળશે તો પણ હું તેનું કલ્યાણ કરીશ એમ કહીને બીજી

શેર બ્રંહ્માનંદસ્વામીના ખોળામાં ઉડાડી નાખીને બોલ્યા જે બે વતમાન પાળશે તેનું પણ મારે કલ્યાણ કરવું છે પછી ત્રીજી શેર નીત્યાનંદસ્વામીના ખોળામાં ઉડાડી નાખીને બોલ્યા જે એક વતમાન પાળશે તો તેનું પણ મારે કલ્યાણ કરવું છે પછી ચોથી શેર લઇને ગોપાળાનંદસ્વામીના ખોળામાં ઉડાડી નાખી ને બોલ્યા જે એકેય વતમાન નહી પાળે ને એ મારા સ્વરૂપનો અડગપણે નીશ્ચય કરીને દ્રઢ આશરો કર્યો હશે તો તેનું પણ મારે કલ્યાણ કરવું છે એવી રીતે શ્રીજીમહારાજે પોતાના પ્રતાપની વાત સહુને જણાવી. એ વાત પુરી થઇ.

## વાત ૧૩૮ મી.

એકવાર શ્રીજીમહારાજે મુળજીશેઠને કહ્યું જે આજ તો આપણી સંપ્રદાયમાં બદરીકાશ્રમના મુકત પણ આવ્યા છે ને સ્વેતદ્વીપના મુકત પણ આવ્યા છે ગોલોકના મુકત પણ આવ્યા છે ને અક્ષરધામના મુકત પણ આવ્યા છે ત્યારે મુળજીશેઠ બોલ્યા જે અક્ષરધામના મુકત તે કોણ કોણ હશે એ અમારાથી કેમ ઓળખાય માટે હે મહારાજ એ તો કૃપા કરીને તમે ઓળખાવો તો ઓળખાય ત્યારે મહારાજ બોલ્યા જે અકેકે અકેકો લો તમને બતાવું એમ કહીને મહારાજ બોલ્યા જે આ મુકતાનંદસ્વામી ત્યાગીમાં છે તે અક્ષર મુકત છે ને બ્રહ્મચારીમાં મુળજી બ્રહ્મચારી તે અક્ષર મુકત છે ગ્રહસ્થમાં પરવતભાઇ તે અક્ષર મુકત છે ને બાઇયોમાં રાજબાઇ તે અક્ષર મુકત છે એ ચાર આશ્રમ માયલા ચાર તમને ઓળખાવ્યા બીજા ઝાઝા હવે તમને નહીં બતાવીયે એમ શ્રીજીમહારાજે મુળજીશેઠને વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૩૯ મી.

ગામ કરજેશણમાં પટેલને ઘેર શ્રીજીમહારાજ રહેતા હતા ને મહારાજને દરશને ઘણું માણસ જાય આવે તેને રોટલા

ખવરાવવા પડે ત્યારે એ પટેલને એવો સંકલ્પ થયો જે આપણા ઘરમાં ઘઉં હતા તે વધી ગયા ને હવે વાવ્યા જેટલા રહ્યા છે તે પણ જો મહારાજ રહેશે તો તે વધી જશે માટે જો મહારાજ જાય તો ઠીક એવો એ પટેલનો સંકલ્પ તેને જોઇને શ્રીજી-મહારાજ બોલ્યા જે પટેલ તમે એવો સંકલ્પ કરશો નહીં અમે તો કેવા છીયે એકવાર અમે જે દીવસ એકલા ફરતા હતા ત્યારે વગડામાં અમે ભુખ્યા થયા ત્યારે એક ભાટ સાંતેડું હાંકતો હતો તેની પાસે જઇને ખાવા માગ્યું ત્યારે તે ભાટે જારનો લોટ એક શેર અને આપ્યો તે મેં તેના બે રોટલા કરીને ખાધા તે ધરાઇ રહ્યો પછી મેં વીચાર કર્યો જે આ ભાટ ગરીબ માણસ છે ને નાનાં નાનાં બળકીયાં છે ને જાર હુંઢે છે તે પણ ઢીચણ જેવડી છે કાંઇ સારી નથી ને જાર આવા મળે છે માટે આનું ખેતર તો સારૂં પાકે તો ઠીક એમ અમે મનમાં ધારીને ચાલી નીકળ્યા પછી એ ખેતરમાં સો મણ જાર થઇ માટે અમે જ્યાં રહીયે ત્યાં ઘી ગોળ દાણા રૂપીયા એ કાંઇ ખુટેજ નહીં માટે તમારે એવા સંકલ્પ કરવા નહીં પછી પટેલે બે હાથ જોડી ચરણારવીંદમાં મુસ્તક નમાવીને કહ્યું જે હા મહારાજ મારી મુરખાઇથી એવો સંકલ્પ મારે થયો ખરો પછી એ પટેલના ઘરમાં બહુ સમ્રધી થઇ ત્યારે તેમણે જાણ્યું જે આતો મહારાજે આપ્યું છે એ વાત પુરી થઇ.

---

## વાત ૧૩૯ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ પીપરાજીમે એક રજપુત સતસંગીને ઘેર પધાર્યા ત્યારે તે ગામમાં ગુંડલના દરબાર હઠીભાઇ હતા તેમને ખબર થઇ ત્યારે તે દરબાર પોતાના ચાકરને કહે ચાલો આપણે એ રજપુતને ઘેર સ્વામીનારાયણ પાસે જઇયે ત્યારે તે ચાકર બોલ્યો જે એ બાવા પાસે આપ દરબારને જવું તે ઠીક નહીં તો પણ દરબાર કહે જવું છે એમ કહી તૈયાર થયા ત્યારે મહારાજને ખબર થઇ જે દરબાર આવે છે ત્યારે

મહારાજે એ રજપુતને પુછયું જે દરબાર તમારે ઘેર આવે છે તો તમારે કાંઇ ખરાજાત થાય ત્યારે તે રજપુત કહે હા મહારાજ મારે કસુંબા તથા મીઠાઇનું ખરચ કરવું પડે ત્યારે મહારાજ કહે અમે અહીં નહીં રહીયે એમ કહીને મહારાજ તો એ ગામમાં કુંભાર સતસંગી હતો તેને ઘેર ગયા ને હઠીભાઇ એ રજપુતને ઘેર આવ્યા ત્યાં સાંભળ્યું જે મહારાજ તો અહીંથી કુંભારને ઘેર ગયા, ને જે ચાકર ના પાડતો હતો તે બોલ્યો જે જુઓ સાહેબ બાવાનું તે ઠેકાણું હોય હવે ચાલો દરબારમાં પધારો ત્યારે હઠીભાઇ બોલ્યા જે કુંભારને ઘેર જઇશું પણ સ્વામીનારાયણને તો આજ જોવા છે ખરા એમ કહી દરબાર કુંભારને ઘેર ગયા ત્યારે મહારાજે કુંભારને કહ્યું કે દરબારને ગુણો નાખી દો પછી દરબાર આવી મહારાજને પગે લાગીને ગુણ ઉપર બેઠા ને મહારાજ પણ ગુણો ઉપર બેઠા હતા પછી મહારાજને પાણી પીવું હતું તે સેવકે એક માટીનો શંભુ ટાઢા પાણીનો ભરેલો મહારાજના હાથમાં આપ્યો તે મહારાજે પીવા માંડયું ને પછી મહારાજે એ દરબારને કહ્યું જે આ પાણી બહુ ટાઢું છે તમે પીશો ત્યારે દરબાર કહે તમારે પીવાનું છે તે કેમ પીવાય ત્યારે મહારાજ કહે પીયો પછી દરબારે પાણી પીવા માંડયું ત્યારે મહારાજ કહે એ શંભુ મોઢે માંડીને પીયો પછી દરબાર પાણી પી રહ્યા ત્યારે મહારાજે વાતો કરવા માંડી તે ઘણી વાતો કરી ને મહારાજ કહે હવે વ્રતમાન લો ત્યારે હઠીભાઇ બોલ્યા જે એ ચાર નીમ તો મારાથી નહીં પળે ને ચોરીને અવેરી એ બે નીમ તો હું પાળીશ ત્યારે મહારાજ બોલ્યા જે બે નીમ પાળશો તો પણ તમારૂં કલ્યાણ આ મુકતાનંદસ્વામીની બરોબર કરીશ એવું એ હઠીભાઇને વચન આપ્યું. એ વાત પુરી થઇ.

## વાત ૧૪૦ મી.

એકવાર શ્રીજીમહારાજ વડતાલ જતા હતા ને ભેગા કાઠીના સ્વાર પણ હતા તે વગડામાં જતાં જતાં મહારાજ તરસ્યા થયા

ને પાણી માગ્યું ત્યારે તે ઠેકાણે કોઇ પાસે પાણી ન મળે પછી અલૈયાખાચર ઘોડું દોડાવી પાણી લેવા ગયા ત્યાં એક ભરવાડ આવે ને તેને માથે પાણીનો મોરીયો તે જોઇને અલૈયાખાચરે પુછયું જે આ પાણી કેવું છે ત્યારે ભરવાડ કહે કુંભારને ઘેરથી કોરો મોરીયો લઇને નદીયેથી ભરી લાવ્યો છું ત્યારે અલૈયા ખાચર કહે અમારા મહારાજ તરસ્યા છે તે આ પાણી આપીશ ત્યારે ભરવાડ કહે ચાલો હું પાવા આવીશ એમ કહીને ભરવાડ તો અલૈયા ભેગો ચાલ્યો ત્યારે અલૈયે એ ભરવાડને કહ્યું જે મહારાજ તને કહેશે કે કંઇક મારી પાસે માગ ત્યારે તું એમ કહેજે કે મારૂં કલ્યાણ કરો પણ ભુલેચુકે બીજું કાંઇ માગીશ નહી પછી ભરવાડે તો આવીને મહારાજને પાણી પાયું ત્યારે મહારાજ કહે આ કોરા મોરીયામાં બહુ પાણી ઠર્યાં છે એમ કહીને ભરવાડને કહે તું માગ જે માગે તે આપું ત્યારે ભરવાડ કહે હે મહારાજ મારૂં કલ્યાણ કરો ત્યારે મહારાજ બોલ્યા કે તારૂં કલ્યાણ તો થયું પણ તારી ચાર પેઢીનું કલ્યાણ થશે એવી રીતે એ ભરવાડ ઉપર રાજી થયા. એ વાત પુરી થઇ.

## વાત ૧૪૧ મી.

એકવાર શ્રીજીમહારાજ ગઢડામાં બીરાજે ને પોતાના તેર પાળા માંડવધારની સીમમાં પાંણા કાઢવા સારૂ ગયા હતા ત્યારે ભડલીવાળો ભાંણખાચર પોતાના સીમાડાના તકરાર સારૂ વેર લેવા બસેં માણસ હથીયારબંધ ભેગું લઇને એ પાળાને મારવા સારૂ આવ્યા ને લડાઇ થઇ તે ભાંણખાચરના મોટામોટા ભાવર લોક હતા તે મરાંણા ને કેટલુંક માણસ ઘાયું તે પાછું ભાગ્યું ને આ તેર પાળા હતા તે પણ ઘવરાંણા તેમાં એક ભગુજીને અઢાર ઘા થયેલા ને રતનજીનું કાંડું હાથનું પડી ગયેલું એવા ઘવરાંણા પણ કોઇનું મ્રત્યુ થયેલું નહીં પછી એની મહારાજને ખબર થઇ તે માણસ મોકલી ખાટલે ઘાલી એ તેરે પાળાને ગઢડે લાવ્યા ને પછી તેના ઘા ભંગાવ્યા ને ટેભા લેવરાવ્યા અને

પાટા બંધાવીને એકાંત જગામાં સુવાડયા, પછી મહારાજ એના આવ્યાતે બેઇને બેચર ચાવડાને પુછયું જે તારે કાંઈ ખાટ થાય છે ત્યારે બેચર ચાવડો બોલ્યો જે હે મહારાજ બીજો મરવા જીવવાનો તો કાંઇ ખાટ થતો નથી પણ એટલો ઘાટ થાય છે કે જગતમાં એમ કહેવાશે જે સ્વામીનારાયણના પાળાને બાવરે માર્યા એટલી ખોટ લાગશે ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે આ તેરેતું મ્રત્યુ આવ્યું છે પણ મારે મરવા દેવા નથી એમ કહીને સચીદાનંદસ્વામીને બોલાવીને કહ્યું જે તમે અહીં બેસો ને કાળને અંદર ગરવા દેશો નહીં એ આગળ તમારાં કરેલા કામો છે ત્યારે સચીદાનંદસ્વામી બોલ્યા કે હા મહારાજ એમ કહીને એ પાળાની રક્ષા કરવા એ ઘરના ઉમરા ઉપર બેઠા ત્યારે એ ભાણુખાચરને એમ થયું જે આ પાળાની રક્ષા કરવા બેઠા છે પણ આમને કાંઇક ચમક થાય તેવો ઉપાય કરૂં ત્યારે ઢોલ વગડાવે બંધુકોના ભડાકા કરાવે પણ એ પાળા કોઇને ચમક કે સનેપાત તે કાંઇ થયું નહીં અને ઘાયાની પીડા પણ ન થઇ ને તરત ઘા રૂઝાઇ ગયા એવી રીતે શ્રીજીમહારાજે પાળાઓની રક્ષા કરી. એ વાત પુરી થઈ.

## વાત ૧૪૨ મી.

એકવાર શ્રીજીમહારાજ વડતાલ જતા હતા ને કાઠીયોના ઘણા સ્વાર ભેગા હતા ને બ્રંહ્માનંદસ્વામી પણ ઘોડે ચડયા હતા તે કોઇક ગામને પાદર જઇ ઝાડ હેઠે સહુ ઉભા રહ્યા ત્યાં એક મોટો ડાઢાવાળો ખાખી બાવો આવ્યો તે બ્રંહ્માનંદસ્વામીના ઘોડાનું ચોકડું ઝાલીને બોલ્યો જે જીવનમુકતી ખડે રહે ક્યાં ચલી ચલી જાતી હે ત્યારે બ્રંહ્માનંદસ્વામી બોલ્યા જે બાવાજી અમારા કાંઇ વાંક નથી આ ઘોડા ઉભા તેમાં વચ્ચે મેલો છોગા વાળો ઉભો તેણે અમને આવા કર્યા છે તે એનો વાંક છે તે તમે એને કહો ત્યારે બ્રંહ્માનંદસ્વામીને પડ્યા મુકીને એ બાવો મહારાજની ઘોડીના ચોકડે બાઝયો પછી પ્રભુજી

આવ્યા તે ખાવાને ખુબ કુણીઆટો ને ડાઢીના બોવાલા એથી કાઢ્યા પછી બાવો ભાગી ગયો ત્યારે મહારાજ બોલ્યા કે જુઓને કેવા મુર્ખ માણસ થાય છે જ્ઞાન માર્ગ તે ન સમજ્યા પણ વેવારમાંય ન સમજ્યા કેમ કે એમ ન વીચાર્યું જે આ ઝાઝા ઘોડાવાળા ઉભા છે તેમાં હું એકલો જઉં છું તે ગસારો પામીશ એમ મહારાજે વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૪૩ મી.

એકવાર ગઢડામાં મુકતાનંદસ્વામીને ને બ્રંહ્માનંદસ્વામીને એક શીશ સારૂ કાંઇક વાંધો પડયો તે બે ત્રણ દીવસ સુધી એક બીજા બોલ્યા નહીં અબોલા રાખ્યા પછી મહારાજને એ વાત કોઇકે કરી ત્યારે સભા થઇ ત્યારે મહારાજે બ્રંહ્માનંદસ્વામીને કહ્યું કે તમે તો મુકતાનંદસ્વામીને ગુરૂ જાણો છો ને તેમની સાથે બે ત્રણ દીવસથી બોલતા નથી તે એમ કેમ રાખ્યું છે ત્યારે બ્રંહ્માનંદસ્વામી બોલ્યા કે હે મહારાજ એ તો તમારો વાંક છે ત્યારે બ્રંહ્માનંદસ્વામી કહે પ્રથમ હું જ્યારે મારૂં આયુષ્ય ભોગવતો હતો તે દીવસ તો મારે કોઇ દીવસ મુકતાનંદસ્વામીનો અવગુણ આવતોજ નહીં પણ તે મારો આવરદા તો આવી રહ્યો હતો પછી તમે ડોશીયોનો આવરદા મને આપીને જીવાડયો છે તે આ સમે કોઇક વઢકણી ડોશીની આવરદાનો વારો આવ્યો હશે તેમાં મારે સ્વામીનો અભાવ આવ્યો એમ કહીને ઉઠીને મુકતાનંદસ્વામીને દંડવત કર્યાં ને પછી હસીને બોલ્યા ને એક બીજાને અવગુણ આવતા તે નાશ પામ્યા. એ વાત પુરી થઇ.

## વાત ૧૪૪ મી.

એકવાર ગઢડા મધ્યે શ્રીજીમહારાજ સભામાં બેઠા હતા ને સર્વે સંત હરીજન પણ બેઠા હતા ને એક તરફ ડોશીયોની સભા પણ બેઠી હતી ત્યારે શ્રીજીમહારાજે ગોપાળસ્વામીને કહ્યું કે તમારામાં જેવું સમ્રથપણું છે તેની વાત કરો ત્યારે ગોપાળસ્વામી

બોલ્યા કે આ બ્રંહ્માડને આ પડથી આ પડ કરૂં એટલું સમ્રથ પણું મારામાં છે પછી મહારાજ કહે ઉભા થઇને સહુ સાંભળે એમ બોલો પછી ગોપાળસ્વામી ઉભા થઇને બોલ્યા કે આ બ્રંહ્માડને આ પડથી આ પડ કરૂં એવી સમ્રથતા મારામાં છે પછી એ વાત સાંભળીને ડોશીયો બોલી કે હે મહારાજ આજ-સુધી તો ગોપાળસ્વામીને ઉન્મત સરખા જાણતા ને આ તો બહુ ભારે સમ્રથપણું કહ્યું ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા કે એ તો શ્રીકૃષ્ણ જેવા સમ્રથ છે. એ વાત પુરી થઈ.

## વાત ૧૪૫ મી.

એકવાર શ્રીજીમહારાજે મુકતાનંદસ્વામીને પુછયું કે સ્વામી તમારામાં કેવું સમ્રથપણું છે ત્યારે મુકતાનંદસ્વામી બોલ્યા જે મારામાં સમર્થપણું તો મને જણાતું નથી ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા કે સ્વામી તમે તો મહા સમર્થ છો પણ તમને તમારા સમ્રથપણાની ખબર નથી કેમ કે મારૂં અક્ષર ધામ છે તે તો ઘણું છેટે છે ને ત્યાં પોંચવું તે તો અતી અગમ છે પણ તમે જે પુરૂષને હાથે ઝાલીને ફેંકો છો તેને અક્ષરધામમાં પોંચાડી દો છો એવું સમ્રથપણું તમારે વીંશે છે એમ શ્રીજીમહારાજે મુકતાનંદજીના સમ્રથ પણાની વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૪૬ મી.

એકવાર શ્રીજીમહારાજના સાધુ બુરાનપુર ગયા હતા ત્યાં એક બીંદો એવા નામે વાણીયો હતો તેને મહારાજના પ્રગટ પણાની વાતો સાધુયે કરી ત્યારે તે વાણીયો એ સાધુ ભેગો ગઢડે આવ્યો ને મહારાજનાં દરશન કર્યાં ત્યારે તે વાણીયાને મહા ઉદવેગ થઇ ગયો ને એમ વીચાર થયો કે આ સાધુને કીધે મેં ચારસેં ગાઉનો ધકકો ખાધો ને આ મહારાજ તો મનુષ્ય છે ભગવાન કયાં છે એમ વીચારમાં પડયો ત્યારે શ્રીજી-મહારાજે એ સામું જોયું તે એને સમાધી થઇ ગઇ તે આગળ

મહારાજની મુર્તીને વાંસે એ એમ બદરીકાશ્રમમાં ગયા ત્યારે નર નારાયણ ઉભા થઇને મહારાજને નમસ્કાર કર્યો ને પોતાના સીંહાસન ઉપર મહારાજને બેસાડયા ને પોતે મહારાજની પુજા કરી પછી મહારાજ બોલ્યા જે બીંદા આ અમારૂં બદરીકાશ્રમ ધામ છે પછી ત્યાંથી બીંદાને સ્વેતદ્વીપમાં લઇગયા ત્યારે વાસુદેવ ભગવાન ઉભા થઇ મહારાજને નમસ્કાર કર્યા ને પોતાના સીંહાસન ઉપર મહારાજને બેસાડયા ને પોતે મહારાજની પુજા કરી ત્યારે મહારાજ બોલ્યા જે જો બીંદા આ મારૂં સ્વેતદ્વીપ ધામ છે પછી ત્યાંથી એને લઈને ગૌલોક ધામમાં ગયા ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન ઉભા થઇ મહારાજને નમસ્કાર કરીને પોતાના સીંહાસન ઉપર બેસારીને પુંજા કરી ત્યારે મહારાજ બોલ્યા જે જો બીંદા આ મારૂં ગૌલોક ધામ છે પછી ત્યાંથી બીંદાને લઇને શ્રીજી-મહારાજ અક્ષર ધામમાં ગયા ત્યાં તો પોતાનીજ મુર્તી હતી પછી તેને કહ્યુંજે જો આ મારૂં મુળધામ છે ને હું આ ધામમાં રહુંછું પછી બીંદાને સમાધી ઉતરી ત્યારે ઉઠીને મહારાજના પગમાં પડીને બોલ્યો જે હે મહારાજ હવે મારે કાંઈ શંશે નથી ત્યારે શ્રીજીમહારાજ કહે આ શેનું ઝાડ છે ત્યારે બીંદો કહે એ લીંમડો છે ત્યારે મહારાજ કહે એતો આંબો છે ત્યારે બીંદો બોલ્યો જે હે મહારાજ જેવો લીંમડાનો નીશ્ચય કર્યો છે એમજ મેં તમારા સ્વરૂપનો નીશ્ચય કર્યો છે તે હવે ફરે તેવો નથી એવી રીતે બીંદાને નીશ્ચય થયો. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૪૭ મી.

એકવાર શ્રીજીમહારાજ ગઢડા મધ્યે સાધુની પંગતમાં જલેબી પીરસતા હતા ત્યાં એક મોટી જટાવાળો અદ્ભુત બાબી આવ્યો તેણે મહારાજને નમસ્કાર કર્યા ત્યારે મહારાજ કહે જમવા બેસો ત્યારે તે બાબી બેઠો એટલે મહારાજે એક ટોપલો જલેબી પીરસી તે જમી ગયા પછી જમી ઉઠીને મહારાજને ને સંતને નમસ્કાર કરીને ચાલી નીકળ્યા તે ખડકી બહાર નીકળ્યા

ત્યારે મહારાજ બોલ્યા કે મુકતાનંદસ્વામી તમે એ બાઇને ઓળખ્યા ત્યારે મુકતાનંદસ્વામી કહે ના મહારાજ ત્યારે મહારાજ કહે એતો શીવજી હતા તે પ્રસાદી જમવા આવ્યા હતા તે હવે જોવો જોઇયે ક્યાંઇ દેખો છો પછી બારલીકોર એ બાઇને ગોતવા માંડયો પણ અદ્રશ થઈ ગયો તે ક્યાંઇ મળ્યો નહીં. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૪૮ મી.

એકવાર ગામ દેવલીયાવાળા જાલમસંગની માતુશ્રી બાઇ કેશાબાને સતસંગ થયો તે પ્રથમ ગઢડે મહારાજનાં દરશન કરવા આવ્યાં ત્યારે તે ટાણે શ્રીજીમહારાજ ઓત્રાદાબારના ઓરડાની ઓસરીમાં ઢોલીયા ઉપર બેઠેલા ને સભાપણ ભરાઇને બેઠેલી ને મહારાજના હાથમાં લુણીનો કડલો ભરેલો તેને પોતાના મોઢે તોડી તોડીને જમતા જાય એવી રીતે મહારાજ બીરાજે ત્યારે કેશાબા આવીને પગે લાગીને ડોશીયોની સભામાં જઈને બેઠાં ને પોતાના મનમાં વીચાર કરવા માંડયો કે આતો ભગવાન નહીં મનુષ્યછે જુઓને લુણી ખાય છે તે પણ ખાતાં આવડતી નથી બીજો કોઇ ડાહ્યો પુરૂષ હોય તે પણ થોડીથોડી સુધારીને ખાય પણ આતો મોટો કડલો હાથમાં લઇને પોતાના દાંતે તોડીતોડીને જમે છે માટે આ કયાં ભગવાન છે ને આપડે તો ઠાલો આંટો થયો એમ વીચાર કરી ત્યાંથી ઉઠ્યાં તે પોતાના ઉતારે જઇ વેલ્ય જોડાવીને ચાલી નીકળ્યાં ત્યારે મહારાજ બોલ્યા જે એ બાઇ કેમ ઉઠી નીકળ્યાં ખબર કાઢો ત્યારે ઉતારે ખબર કઢાવી ત્યારે તે બાઇ તો ચાલી નીકળેલાં પછી મહારાજે માણસ મોકલીને પાછાં વાળ્યાં ત્યારે ઉતારો કરીને પાછાં મહારાજનાં દરશન કરવા આવ્યાં ત્યારે તે ટાણે મહારાજ ઓત્રાદા ઓરડા માં બારણા પાસે ઉભેલા ને ત્યાં તકીયો પડેલો હતો તે પોતાના હાથમાં લઇને ઉડાડો તે લીંમડા હેઠ ઓટા ઉપર ઢોલીયો હતો તે ઉપર ઉશીકાની કોર જેમ નાખવો ઘટે તેમ બરોબર

પડયો તેને દેખીને કેશાબાઇયે વીચાર કર્યો જે આટલે છેટેથી આવો ભારે તકીયો ઉડાડીને ઢાલીયા ઉપર જે ઠેકાણે જોઇયે તેમ નાખ્યો માટે આતો ભગવાન છે પછી કેશાબા તો મહારાજને પગે લાગી પાછાં ડોશીયોમાં જઈને બેઠાં ને મહારાજનાં દરસન કરતાં હતાં ત્યાં તો મહારાજની મુર્તી સોળ વરસની ને અતી પ્રકાશવાન ને જરીઆન વસ્ત્ર ને આભુષણે કરીને મહા દીવ્ય એવી દેખી તે થોડીક વાર સુધી એમ દેખ્યા ને પછી જેમ આગળ હતા તેવા દેખ્યા ત્યારે એ કેશાબાને ભગવાનપણાનો અડગ નીશ્ચય થયો ને શંશય સર્વે નાશ પામી ગયો.
એ વાત પુરી થઈ.

## વાત ૧૪૯ મી.

એકવાર ગઢડામાં બ્રંહ્માનંદસ્વામીને મંદવાડ આવ્યો ને આયુષ્ય પણ આવી રહ્યું ને મહારાજ જોવા ગયા તે જોઇને પાછા પોતાને ઉતારે પધાર્યા ને ત્યાં ડોશીયો આગળ વાત કરી કે બ્રંહ્માનંદસ્વામી આજ દેહ મુકશે ત્યારે ડોશીયો બોલી જે જોજો મહારાજ બ્રંહ્માનંદસ્વામીને મરવા દેતા નહીં એમનો તો સતસંગમાં બહુ ખોટકો આવી જાય એતો મહા મોટા સાધુ ને મોટા કવી માટે મરવા દેશો નહીં ત્યારે મહારાજ બોલ્યા કે એમનો આવરદા આવી રહ્યો તે કેમ જીવે ત્યારે ડોશીયો કહે તમે તો ભગવાન છો તે મરવું જીવવું એ તમારા હાથમાં છે ત્યારે મહારાજ કહે આયુષ્ય ખુટે તે જીવે નહીં પણ જો તમે થોડું થોડું આયુષ્ય આપો તો બ્રંહ્માનંદસ્વામી જીવે પછી એ ડોશીયોયે થોડું થોડું આયુષ્ય આપ્યુંતે સત્તર વરસ થયાં પછી મહારાજ કહે દયો હવે આટલા વરસ તો બ્રંહ્માનંદસ્વામી જીવશે એવી રીતે ડોશીયોની આયુષ્ય આપીને બ્રંહ્માનંદસ્વામી ને જીવાડ્યા. એ વાત પુરી થઈ.

## વાત ૧૫૦ મી.

એકવાર બે શપાયણો એક ઓસરીએ રહે ને તેના આંગણા માં બે નાના બાવળીયા ઉગ્યા તે તેને એ બેય બાઇયો રોજ રોજ પાણી પાય ને એમ કહે કે આ બાવળ તો બહુ સારા ને કુણા છે તે આનાં દાતણ તો ખુદા કરશે પછી મહારાજ એ ગામને પાદર થઇને નીકળ્યા ને નાજાજોગીઆ ભેગા હતા ત્યારે મહારાજ કહે મારે અહીં દાતણ કરવું છે તે લાવો ત્યારે નાજા-જોગીઆ કહે આઘે સીમમાં સારાં દાતણ મળશે તે ત્યાં કરજો ત્યારે મહારાજ કહે મારે તો અહીં દાતણ કરવું છે એમ કહીને ઘોડેથી હેઠા ઉતરી પડયા ત્યારે નાજાજોગીઆ દાતણ લેવા ગયા પણ સારૂં દાતણ મળ્યું નહીં ત્યારે મહારાજને કહ્યું કે દાતણ મળતું નથી ત્યારે મહારાજ કહે આ સપાઇયોમાં જુઓ પછી નાજાજોગીઆયે એ બેય સપાઇયોના ફળીયામાં જઇને પુછયું કે કાંઇ દાતણ છે ત્યારે તે સપાયણો બોલી કે કેને દાતણ કરવું છે ત્યારે નાજાજોગીઆ કહે સ્વામીનારાયણ ભગવાન છે તેમને દાતણ કરવું છે ત્યારે સપાયણો કહે કે અમારે બે દાતણ છે તે બેય દાતણ કરે તો આપીયે ત્યારે નાજાજોગીઆ મહારાજને પુછવા આવ્યા ત્યારે મહારાજ કહે લાવો બેય દાતણ કરીશું પછી નાજાજોગીએ જઇને કહ્યું ત્યારે એ સપાયણો બેય બાવળીયા કાપીને મહારાજ પાસે લઇ આવી ને બોલી કે લો સ્વામીનારાયણ આ બેય દાતણ કરો ને તમે ખુદાછો તે અમારૂં બેયનું સારૂં કરો. ત્યારે મહારાજે એ બેય દાતણ કર્યાં ને પછી બોલ્યા કે તમારાં બેય નાં કલ્યાણ થશે એવી રીતે એ બેય બાઇયોનું કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

## વાત ૧૫૧ મી.

એક વાણીયાને ભુત વળગ્યું હતું તે ગોપાળસ્વામી ગઢડે હતા તેમની પાસે આવીને એ વાણીએ કહ્યું કે મહારાજ મારૂં ભુત કાઢો ત્યારે સ્વામીયે એ વાણીયા સામી દ્રષ્ટી કરીને બોલ્યા

કે તું કોણ છું ત્યારે તે ભુત બોલ્યું કે હું તો ચુડેલછું ત્યારે સ્વામીયે અવળું જોયું ને મુળજીશેઠ પાસે ઉભા હતા તેમને આજ્ઞા કરી કે આ બાઇ છે તે તેની સાથે મારાથી નહીં બોલાય તે તમે પુછો ત્યારે મુળજીશેઠે પુછવા માંડયું કે તું એને કેમ વળગીછું ત્યારે એ બાઇ કહે હું સ્ત્રીનેરૂપે વીરમગામમાં રાત્રીયે ઉભી હતી તે એ વાણીયો મારી પાસે આવ્યો તે સારૂં એને વળગીછું ત્યારે ગોપાળસ્વામીએ કહેવરાવ્યું જે એ વાણીયાને મુકી દે ત્યારે એ બાઈ ચુડેલ બોલી જે હું બહુ તરશે મરૂંછું પણ મને પાણી પીવા દેતા નથી ત્યારે ગોપાળસ્વામી કહે એને કહેજે ઘેલામાં જઇને પાણી પીઆવે ને કોઇ નાપાડવા આવે તો એને એમ કહેજે કે મને ગોપાળસ્વામીયે આજ્ઞા કરી છે તે એને કોઇ નહીં રોકે પછી એ ચુડેલ તો ઘેલામાં પાણી પીને પાછી આવીને એમ બોલી જે મારે ઘણા દીવસની તરસ હતી તે આજ હું પાણીપીને ધરાંણી ત્યારે ગોપાળસ્વામી મુળજી શેઠને કહે તમે એને કહો જે હવે એ વાણીયામાંથી નીકળી જાય પછી એમ કહેતાં એ ચુડેલ બોલી જે હું કયાંજાઉં ત્યારે સ્વામીયે કહેવરાવ્યું કે આ સાધુ જમીજમીને જ્યાં પતરાળાં એઠાં નાખીદેછે ત્યાં રેજે ને તે એઠવાણી ખાજે અને તરસ લાગે ત્યારે ઘેલામાં પાણી પીઆવજે અને કોઇને બીવરાવીશ નહીં પછી તારા જીવનું સારૂં થશે એમ કહેતાં એ તરત વાણીયામાંથી નીકળી ગઈ ને આજ્ઞા કરી હતી ત્યાં રહી. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૫૨ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી લીબલીએ મુળજીશેઠને ઘેર આવીને રાત રહ્યા ત્યારે રાત્રે મુળજીશેઠનાં ઢોરાં આઢવા ગયાં હતાં તે ઘેર આવ્યાં તે તેને જોઈને મહારાજ બોલ્યા કે આ કેનાં ઢોરાં છે ત્યારે મુળજીશેઠ કહે મારાં છે ત્યારે મહારાજ કહે આ ઢોરાં સવારમાં વેચી નાખીને પછી રોટલા ખાજે તેના મારા સમખા ત્યારે મુળજીશેઠ કહે દુઆણું ઢોરાં તો કોઈક લે

પણ પાંકડા ઢોર કોણ લેશે ત્યારે મહારાજ કહે આ ટોપીવાળો જ્યારે જાય છે ત્યારે તેના માલ કેમ ખપી જાય છે ત્યારે મુળજીશેઠ કહે એ તો હરરાજ કરે છે ત્યારે મહારાજ કહે તું પણ હરરાજ કર પછી મહારાજે તો સમ ખવરાવી ને સવારમાં પધાર્યા પછી સવારમાં મુળજીશેઠે ઢોરાં ઓછે અદકે મુલે આપી દીધાં ત્યારપછી રોટલા ખાધા પછી એકાસીઓ કાળ પડયો તે માણસોનાં સર્વે ઢોરાં મરી ગયાં ને મુળજીશેઠની રક્ષા કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૫૩ મી.

એકવાર શ્રીજીમહારાજે ગઢડામાં વાત કરી કે જ્યારે રામચંદ્રજી મૃગ વાંસે ગયા ને લક્ષ્મણ ને સીતાજીની રક્ષા કરવા સારૂ મુકી ગયા ત્યારે સીતાજીએ લક્ષ્મણને કહ્યું કે તમારા ભાઇ વાંસે જાઓ ત્યારે લક્ષ્મણજીએ કહ્યું કે મને તો અહીં રહેવાની આજ્ઞા કરી છે તે હું નહીં જઉં ત્યારે સીતાજી બોલ્યાં કે અરે દુષ્ટ તારા મનમાં એમ છે કે રામચંદ્રજીને મારશે ત્યારે આ સીતાને સ્ત્રી કરીને મારા ઘરમાં રાખવી છે તે હું મારા પ્રાણ કાઢી નાખીશ પણ તારી સ્ત્રી થઇને રેનારી નથી એવું સીતાજીનું વચન સાંભળીને લક્ષ્મણજીને મુરછા આવી ગઇ તે પૃથ્વી ઉપર ઢળી પડયા ને નેત્રમાંથી આસુની ધાર થઇ પછી સચેત થઇને રામચંદ્રજીની વાંસે ગયા પણ સીતાજીને એવો દોષ લાગ્યો જે રાવણને ઘેર જવું પડયું ને કૃષ્ણ અવતારમાં એ સીતાજી રાધીકા થયાં તો પણ એ દોષે કરીને બીજો ધણી કરવો પડયો ને આ ત્રીજે જન્મે મોટી બા થયાં ત્યારે એ દોષ મટયો માટે ભગવાનના ભકતના દ્રોહનું મહા મોટું પાપ છે એમ શ્રીજીમહારાજે વાત કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૫૪ મી.

એકવાર શ્રીજીમહારાજે મોટું મંડળ કરી ધ્રાંગધરે મોકલ્યું ને એમ આજ્ઞા કરી કે ત્રીજે દીવસે ગામમાંથી નીકળજો ત્યારે

સાધુ ધ્રાંગધરે આવ્યા ને વીચાર્યું જે આ ગામમાં આપણને કોઇ પાસેર અનાજ પણ આપે એવું નથી માટે રામાનંદીસાધુના જેવી મંડળી કરીને ઝાંઝપખાજ વગાડતે વગાડતે રામમોલમાં જઇએ પછી સાંજ વખતના ગાતાગાતા રાંમમોલમાં ગયા. ત્યારે ગોપાળદાસ બાવો ઉઠીને મળ્યો ને પુછયું કે કહાંની મંડળી છો ત્યારે સાધુ કહે કચ્છ દેશના છીયે ત્યારે બાવે તો ઉતારો કરાવ્યો ને શીરાપુરી કરીને જમાડ્યા ને રાત્રીયે સહુ સુઇ રહ્યાં તે વેલા સાધુ ઉઠ્યા તે કોઇક સાધુ સ્વામીનારાયણ સ્વામીનારાયણ એમ બોલ્યા ત્યારે બાવે સાંભળ્યું એટલે જાણ્યું જે આતો સ્વામીનારાયણના સાધુ લાગે છે ત્યારે બાવો સાધુ પાસે આવીને બોલ્યો કે તમે સ્વામીનારાયણના સાધુ છો ત્યારે સાધુ કહે છીયે તો સ્વામીનારાયણના ત્યારે બાવો કહે અરે મારૂં નખોદ ગયું મારી શીરોપુરી અલેખે ગઇ મારૂં મંદીર બગડયું તે હવે અત્યારે ને અત્યારે બહાર નીકળો ત્યારે સાધુ બોલ્યા કે આજ તો અમે જનારા નથી કાલ જઇશું ત્યારે બાવે તો ઘણું ઘણું કહ્યું પણ સાધુ તો બહાર નીકળ્યા નહીં ત્યારે બાવો દરબારમાં અમરસંઘજી પાસે જઇને બોલ્યો કે સ્વામી-નારાયણના સાધુ મારા રાંમમોલમાં રાત્રે આવ્યા છે ને તેને ઓળખ્યા વીના મેં શીરોપુરી ખવરાવી ને હવે બહાર નીકળતા નથી તે શીપાઇ મોકલી તેને બહાર કાઢો ત્યારે દરબારે બે શીપાઇ મોકલ્યા તેને આવીને સાધુને કહ્યું કે બહાર નીકળો દરબારનો હુકમ છે ત્યારે સાધુ કહે બહાર આજ નહીં નીકળીયે ને કાલ તમારે વગર કીધે જઇશું તે શીપાઇયે ઘણું કહ્યું પણ સાધ તો નીકળ્યા નહીં ત્યારે બાવો પાછો દરબારમાં ગયો ને કહે કે એને મારીમારીને બહાર કાઢો ત્યારે દરબાર કહે એ ભેખ છે તે એને કેમ મરાય ડારો દીધો પણ નીકળ્યા નહીં તે હવે કાલે જશે ત્યારે બાવો તો રાંમમોલની કુંચીયો દરબાર પાસે ઉડાડી નાખીને બોલ્યો કે એ તમારૂં રાંમમોલ રહ્યું સંભાળી લેજો મારે રહેવું નથી ત્યારે દરબાર બોલ્યા કે ભેખ

ને તો મારાથી મરાશે નહીં ને એમ કરતાં તમને ન ગોઠતું હોય તો એ કુંચીયો હું એ સાધુને આપી મંદીર તેને સોંપીશ એવું દરબારનું વચન સાંભળીને કુચીયો તો પાછી ઉપાડી લીધી ને બોલવા ચાલવાનો માગ પણ કંઇ રહ્યો નહીં પછી સાધુ તો એ દીવસ રાંમમોલમાં રહ્યા પણ ઉપવાસ થયો કોઇયે ખાવા દીધું નહીં પછી ગામના માણસોને ખબર થઇ કે સાધુ કાલના ભુખ્યા છે પછી ખીચડું રંધાવી સાધુને ખવરાવ્યું પછી સાધુ ચાલ્યા તે મેથાંણના મારગે ચાલ્યા ત્યારે એ ગોપાળદાસ પાછળ જઇને તે સાધુને માર્યા અને ઠાકોરજીની મુર્તિ ખંડીત કરી, સીંહાસન ભાગી નાખ્યું ને તરવાર હેઠી મુકીને સાધુને લુંટવા માંડ્યા ત્યારે સાધુયે કહ્યું કે બાવાજી તરવાર હેઠી મુકીને લુંટો છો તે આ અમો ઝાઝા માણસ છીયે તેમાં કોઇ ક્ષત્રી વરણ પણ હશે તે તેને સુરાતન આવશે તો એ તમારી તરવાર લઇને તમારૂં માથું કાપશે અને મારનારની સાધુતા જશે માટે તરવાર હાથમાં રાખીને લુંટો પછી એ લુંટીને ગયો ત્યારે સાધુયે ધ્રાંગધરે જઇ દરબારને ફરીયાદ કરી કે આ ગોપાળદાસે અમને લુંટી લીધા ને માર્યા અમારાં તુંબડાં ફોડી નાખ્યાં ત્યારે દરબાર બોલ્યા જે તમે ગાયેગાયું ભરી પીયો અમે તમારા કામમાં જાણીયે નહીં પછી સાધુ ચાલી નીકળ્યા અને મહારાજ પાસે એ ખબર ગઇ પછી મહારાજે કહ્યું કે હે સંતો તમે કાંઈ ફીકર રાખશો નહીં તમારી રક્ષાનો કરનાર રાજા આવે છે. એની વાર નથી પછી મહારાજે સાધુને પરમહંશ દશા આપીને ઠાકોરજીની પુજા શેવા કાઢીનખાવી. એ વાત પુરી થઇ.

## વાત ૧૫૫ મી.

એકવાર બાવળી ગામમાં સદાનંદસ્વામી આવ્યા તે એકલ ફરતા ને અલફી રાખતા ને હાથમાં પાટીયો રાખતા તે ગામમ એક ભાણદાસ એવા નામે કરીને રામાનંદી વેરાગી હતો, તે તેણે એ સદાનંદસ્વમીને ગામમાંથી કાઢી મુક્યા તે સાધુ તે

ભુખ્યા ને ભુખ્યા ચાલી નીકળ્યા ને એ બાવો લાકડી લઇને સાધુની વાંસે ચાલ્યો તે ગામને પરવાડે જઇને સાધુને લાકડીયે લાકડીયે માર્યા તે તેના ફડાકા સાંભળીને એ ગામના ખળામાં માણસ હતાં તે દોડયા ને કહે કે કોક ઢોરને મારે છે તે આપણે મુકાવીયે તે ત્યાં ગયા ત્યાં તો એ બાવો સાધુને મારે ત્યારે મારતા હતા તે મુકાવ્યાને સાધુને પુછયું કે મહારાજ તમને કેવુંક લાગ્યું ત્યારે સદાનંદસ્વામી બોલ્યા જે એ મેરે દેહકુ લગ્યા તે દેહ તો કુછ કામકી નહીં હે પણ મેરે ગરભાઇકી શીશમકી લકડી અચ્છી ભાગ ગઇ પછી ગામને માણસે એ બાવાને ઠપકો દીધો ને સાધુ તો ચાલી નીકળ્યા પણ એ બાવાના ઘરમાં નવ માણસ હતાં તે ત્રણ મહીનામાં કોઇ વાસ નાખનાર રહ્યું નહીં સર્વે મરી ગયાં એવો તત્કાળ દોષ લાગી ગયો. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૫૬ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી વડતાલ શમૈયો કરવા જતા હતા તે રસ્તામાં એક સારા આંબાવાડીઆમાં પોતે ઉતર્યા ને સાધુ પાળા હરીભકતની સભા ભરાઇને બેઠી ને એક તરફ બાઇયોની સભા ભરાઇને બેઠી ને મહારાજ વાતો કરતા હતા તે ટાણે એક જમાદાર પચીસ ઘોડાસાથે મહારાજની સભા પાસે થઇને નીકળ્યો તે ઘોડેથી ઉતરીને મહારાજ પાસે જઇને નમસ્કાર કર્યા ને સભા સામું જોઇને એ જમાદારે એવો શંકલ્પ કર્યો કે આ સભામાં બાઇયો પણ છે માટે ચોકખો ધરમ તો કયાંથી પળતો હશે એવો વીચાર કરતાંજ તે જમાદારને શમાધી થઇ. તે પૃથ્વી ઉપર દડી પડયો ને તે શમાધીમાં પોતાના ચોવીસ પેગંબરને મહારાજશ્રીની સેવા કરતાં દેખ્યા ત્યારે તેણે પોતાના પેગંબરને પુછયું કે આ સ્વામીનારાયણની તમે સેવા કરો છો તે એ કોણ છે ત્યારે તેમણે કહ્યું જે એતો અમારા ઉપરી ખુદા છે. તે અમે તો એમના મોકલ્યા આવીયે છીયે ને તેં એમના

ઉપર ખોટો ભાવ કેમ ધાર્યો તને દોષ લાગ્યો તે એમની પાસે માફી કરાવ એમ સમાધીમાં દેખ્યું ને તે જમાદાર પૃથ્વી ઉપર પડેલો દેખીને તેમના સર્વે સ્વારો ગોડેથી ઉતરીને તે જમાદાર ને જગાડવા માંડયો તે ઘણોઘણો દાખડો કરે હેરવે ફેરવે પણ જાગે નહીં પછી સહુ ઉદાશ થઈને મહારાજ પાસે આવી પગે લાગીને બોલ્યા જે હે મહારાજ આમને તો તમે જગાડશો ત્યારે જાગશે અમારી તો કાંઇ કારી ચાલતી નથી ત્યારે મહારાજ કહે હવે એમને તમે જગાડો એ જાગશે ત્યારે એમણે એ જમાદારને જગાડ્યા તે તરત બેઠા થઈ શ્રીજીમહારાજના પગમાં પડી રોવા માંડયું તે રોતો જાય ને મહારાજને કહેતો જાય જે હે મહારાજ તમે તો સર્વના ઉપરી ખુદા છો કેમજે અમારા ચોવીસે પેગંબર તમારી સેવા કરે છે ને તે પેગંબરે મને કહ્યું જે એ સ્વામીનારાયણ ઉપર તેં ખોટો શંકલ્પ ધાર્યો તેથી તને મહા દોષ લાગ્યો છે. તે એમની પાસે જઇને માફી કરાવજે માટે હે મહારાજ હું તમારો ગુનેગાર છું તે મારો ગુનો માફ કરીને તમારી સેવામાં મને રાખો હવે હું અહીંથી ઘેર નહીં જઉં ત્યારે મહારાજ હસીને બોલ્યા જે હવે તમે રોશો નહીં તમારા સર્વે ગુના માફ છે તમે તમારા માણસો ભેગા ઘેર જાવ ત્યારે તે જમાદાર કહે હે મહારાજ હવે હું ઘેર નહીં જઉં તમારી સેવામાં રહીશ ત્યારે મહારાજ કહે અમારે કીધે તમે ઘેર જાવ અમે તમારી સેવા માની લઇશું ને તમારૂં કલ્યાણ કરીશું પછી વારંમવાર મહારાજનાં ચરણારવીંદમાં મસ્તક નમાવી રજા લઈ ચાલી નીકળ્યો. એ વાત પુરી થઈ.

## વાત ૧૫૭ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી વીશનગર પધાર્યા ને મુળજી બ્રહ્મચારી ભેગા હતા ને તે ગામનો દીવાન એક દ્રોહી નાગર હતો ને તે ગામમાં એ દ્રોહી દીવાનની બેન રહેતી હતી. તે બેનને એક દીકરો હતો તે મા દીકરો મહા ભગવદી સત-

સંગી હતાં પછી એ વીસનગરને પાદર જઈ મહારાજે મુળજી બ્રહ્મચારીને કહ્યું કે આપણે એ દીવાનની બેનને ઘેર ઉતરીશું ત્યારે બ્રહ્મચારી કહે ના મહારાજ એ દ્રોહી દીવાન છે તે એની બેનને કનડગત કરશે માટે આપણે એ બાઈને ઘેર જવું નથી ત્યારે મહારાજ કહે આ એક સુકું ઝરડું પડ્યું તે હાથમાં ઝાલી લ્યો ને પછી ચાલો એ બાઇને ઘેર ઉતરીશું પછી એ ઝરડું બ્રહ્મચારી પાસે લેવરાવીને મહારાજ ને બ્રહ્મચારી એ બાઇને ઘેર ઉતર્યા પછી એ બાઇયે રસોઇ કરીને મહારાજ જમ્યા પછી એ બાઈનો દીકરો હતો તે પોતાનો મામો જે દીવાન હતા તેમને ઘેર જઇને કહ્યું કે મારે ઘેર શ્રીજીમહારાજ આવ્યા છે તે તમે મારા ઘર સુધી આવો મારી માતાયે તમને તેડવા સારૂં મને મોકલ્યો છે. એવું સાંભળીને તે દીવાને પોતાના બે જમાદાર હતા તેમને કહ્યું કે તમે ત્યાં જઇને એ સ્વામી-નારાયણને અહીં ઝાલી લાવો પછી એ બેય જમાદારો મહારાજ પાસે આવીને કહ્યું કે તમને દીવાન બોલાવે છે તે ત્યાં ચાલો ત્યારે મહારાજે એ મુળજીબ્રહ્મચારીને કહ્યું જે એ ઝરડાનું ઠેણું એક જમાદારને અડાડો પછી બ્રહ્મચારીયે ઠેણું અડાડ્યું તે જમાદાર તો ઢળી પડ્યો ને બીજો જમાદાર તો નાઠો તે દીવાન પાસે જઈને વાત કરી કે હું તો ભાગ્યો તે રહ્યો ને બીજો તો ઢળી પડ્યો છે પછી મહારાજે બ્રહ્મચારીને કહ્યું કે એ ઝરડાનું બીજું ઠેણું એ જમાદારને અડાડો પછી બીજું ઠેણું બ્રહ્મચારીયે અડાડ્યું તે ઉઠીને એ જમાદાર ભાગ્યો તેણે દીવાનને કહ્યું કે જો તમારૂં કુશળ ઇચ્છો તો એ સ્વામીનારા-યણનું નામ લેશો નહીં પછી તે દીવાને બીજું માણસ મહારાજ પાસે મોકલાવીને કહેવરાવ્યું કે તમે હવે અહીં આવશો નહીં અમારે તમારૂં કાંઇ કામ નથી ત્યારે મહારાજ કહે અમારા હરીભક્તોને નાત બહાર મુકયા છે તે સારૂ અમારે દીવાન પાસે આવવું છે પછી મહારાજ તો તે દીવાન પાસે ગયા તે દીવાનને કહ્યું કે અમારા હરીભક્તોને તમે નાત બહાર મુકાવ્યા છે તે

તેમને પાછા નાતમાં લેવરાવો નહીં કે તમારે જમપુરીમાં જમના માર ખાવા પડશે ત્યારે તે દીવાન બોલ્યો જે જમપુરીજ નથી ને જમ પણ નથી એતો ખોટેખોટી વાત છે પછી મહારાજે એ દીવાનને શમાધી કરાવીને જમપુરીમાં મોકલ્યો તે તેને જમે મારવા માંડયો ને અહીં શરીર ધ્રુજતું જાય તે ઘણી પીડા પાંમતો જાય પછી મહારાજે શમાધી ઉતારી તે ઉઠીને મહારાજ ના પગમાં પડયો ને બોલ્યો જે હે મહારાજ મને તો જમે મારી નાખ્યો ને બહુ દુઃખ દીધું તે હવે તમે કહો તેમ કરૂં ત્યારે મહારાજ કહે અમારા હરીભક્તોને નાત બહાર મુકયા છે તેને પાછા નાતમાં લેવરાવો પછી એ સર્વે જે નાત બહાર હતા તેમને નાતમાં લેવરાવીને મહારાજ ચાલી નીકળ્યા ને એ દીવાને દ્રોહ પડયો મુકયો. એ વાત પુરી થઈ.

---

## વાત ૧૫૮ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડે દાદાખાચરના દરબારમાં લીંબડા હેઠે સભા કરીને બેઠા હતા ને તે ટાણે પારેવાં આવ્યાં તે મહારાજ હાથે કરીને જાર નાખતા જાય ને પારેવાં ચણતાં જાય પછી મહારાજ ઉઠીને જસુબાઈ પાસે જઈને કહ્યું જે અમને બેશાઇ જાર આપો અમારે આ પારેવાં ઘણાં આવ્યાં છે તેને નાખવી છે પછી ત્યાંથી બેશાઇ જાર લઇને પોતાને હાથે પારેવાં ને નાખવા માંડી ને તરત એ જાર ખાઈ ગયાં ને પારેવાં તો ઉડી ગયાં તે વચમાં આકાશમાં એક ધોળો શેરડો થયો ત્યારે બ્રંહ્માનંદસ્વામીયે શ્રીજીમહારાજને પુછયું જે ઘણી જાર તે પારેવાં તરત ખાઇ ગયાં ને ઉડી ગયાં ને વચમાં ધોળો શેરડો થયો તે શું થયું ત્યારે મહારાજ બોલ્યા જે એ પારેવાં થઈને મોટા મોટા દેવ અમારા હાથની પ્રસાદી ખાવા આવ્યા હતા ને બ્રંહ્મા ને બ્રહ્મમાંણી વીમાનમાં બેસીને આવ્યાં હતાં તે વીમાનનો શેરડો તમને બ્રંહ્માની જતી વખતે દેખાયો એવી વાત સાંભળીને સર્વે સભા મહા આશ્ચર્ય પામી. એ વાત પુરી થઈ

## વાત ૧૫૯ મી.

એકવાર બ્રહ્માનંદસ્વામીયે તલનાં ફોતરાં ઉતારીને તે તલનો ઘી સાકરમાં પાક કર્યો પછી મહારાજને જમાડવા માંડયાં, તે મહારાજ જમતા જાય ને જમેલી પ્રસાદી બ્રહ્માનંદસ્વામીને થાળીમાં આપતા જાય તે થાળીમાં મુકતાં પ્રસાદી દેખાય પણ થાળીમાં રહે નહીં ત્યારે બ્રહ્માનંદસ્વામીયે મહારાજને પુછયું જે આ મારી થાળીમાંથી પ્રસાદી કયાં જાય છે જરાય રહેતી નથી ત્યારે મહારાજ કહે આ સનકાદીક આવ્યા છે તે પ્રસાદી લઈ જાય છે ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે મારે તો જરાય રહી નહીં પછી મહારાજે થોડીક આપી ને કહ્યું કે હવે આ તમારે રહેશે સનકાદીક નહીં લે પછી એટલી પ્રસાદી થાળીમાં રહી તે બ્રહ્માનંદસ્વામીયે ખાધી એવું અદભુત આશ્ચર્ય બ્રહ્માનંદસ્વામીએ દેખ્યું. એ વાત પુરી થઇ.

## વાત ૧૬૦ મી.

ગામ અગત્રાઈમાં પરવતભાઈયે વગડામાં ઘઉં વાવ્યા હતા તે ઘઉંનો પુંક થયો ને પરવતભાઈ ગઢડે મહારાજનાં દરશન કરવા ગયા તે ઘઉં રેઢા રહ્યા ત્યારે તે ગામનાં પાંચસાત ચોર ભેગા થઈને તે રેઢું ટોયા વીનાનું ખેતર દેખીને રાત્રીયે પુંક ખાવા સારૂ ગયા તે ખેતરમાં પેશીને ઘઉંનાં ઉમડાં ભાગવાનો જ્યારે આદર કરવા માંડયો ત્યાંતો એકેકો કોરડો બરડામાં વાગ્યો ત્યારે એ સર્વેયે આડું અવળું જોયું કે આ કોણે આપણને માર્યા પણ કોઇને દીઠું નહીં ત્યારે ફેર પાછા ઘઉં ભાંગવા સારૂ એ ખેતરમાં ગર્યા ત્યારે એકેક જણના બરડામાં બબે કોરડા અતી બળમાં વાગ્યા ત્યારે એ સર્વે વીચાર્યાં જે અહીં કોઇ માણસ નથી ને આ કોરડા મારે છે તે પરવતનો ગુરૂ મારે છે તે હવે અહીંથી ભાગો નહીં તો જીવથી કાઢી નાખશે પછી સહુ નાશી ગયા ને મહારાજશ્રીએ ગઢડે પરવતભાઇને કહ્યું જે હવે તમે ઘેર જાવ તમારા ઘઉં અમારે ટોવા પડે છે પછી પરવતભાઈને ઘેર મોકલ્યા એવી રીતે પરવતભાઇની ચોરથી રક્ષા કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૬૧ મી.

તાવી ગામમાં નાંનજી હાંઠો એવા નામે કરીમે એક કોળી રહેતો હતો તેને ગામના હરીભક્ત સહુ કહેતા કે તું વર્તમાન લઈને સતસંગી થા ત્યારે તે કોળી એમ કહેતો કે મારે તો સતસંગી કે સાધના હાથનાં વ્રતમાન લેવાં નથી જ્યારે મહારાજ પડે પધારશે ત્યારે તેમના હાથનાં વ્રતમાન લેવાં છે પછી કેટલેક દહાડે મહારાજ શ્રી કાઠીયોના સ્વાર સહીત તાવીની સીમમાં નીકળ્યા ત્યારે તે ટાણે એ નાંનજી વગડામાં શાંતી હાંકતો હતો તેને બીજે કોઈકે કહ્યું જે જ્યારે ત્યારે તું કહેછે કે મારે સ્વામીનારાયણના હાથનાં વ્રતમાન લેવાં છે તે આ છેટે જાય તે મહારાજ છે માટે તારે વર્તમાન લેવાં હોય તો દોડીને ભેગો થા એવું સાંભળીને શાંતી પડયું મુકીને એકદમ દોડયો, તે મહારાજ આગળ ચાલ્યા જાય ને એ વાંસે ઉતાવળો દોડયો જાય તે ઘણું છેટું હતું તેથી ઘણો સ્વાસ ચઢી ગયો ત્યારે મહારાજ કહે સુરાખાચર આ આપડી વાંસે કોઈક દોડયું આવે છે તે આપણે ઉભા રહો પછી મહારાજ ઉભા રહ્યા ત્યાં તો એ નાંનજી ભેગો થઈને મહારાજને પગે લાગીને બોલ્યો જે હે મહારાજ ઘણા દીવસથી તમારી હું વાટ જોઇ રહ્યો હતો, મારે તમારા હાથનાં વ્રતમાન લેવાં છે તે એને દોડવાથી સ્વાસ ચડેલો તે માંડમાંડ એટલું બોલી શકયો ત્યારે તે ટાણે મુળજી બ્રંહ્મચારી પાસે હતા તેમણે કહ્યું જે ભાઈ કોઈની પાસે પાણીનો લોટો હોય તો લાવો આને મહારાજ વ્રતમાન ધરાવે ત્યારે મહારાજ બોલ્યા જે બ્રહ્મચારી પાણીનાં કામ છે કે હમારાં કામ છે એમ કહીને તે નાંનજીનો હાથ પોતાના હાથમાં લઈને બોલ્યા જે જ્યાં અમે રહીયે છીયે ત્યાં તને તેડી જઇશું એ તારે વ્રતમાન એવું સાંભળીને તે નાંનજી બોલ્યો જે હે મહારાજ મારે પુજા કરવી ને અબોટીયાં રાખવાં તેનું કેમ કરૂં ત્યારે મહારાજ બોલ્યા જે તારે પુજા અબોટીયાનું કાંઇ કામ નથી બહાર દીશા જા ત્યારે પાણીનો લોટો લઈ જજે તું દેહ મુંકીશ

ત્યારે હું તને તેડવા આવીશ એવું મહારાજનું વચન સાંભળીને એ સર્વે એમ બોલ્યા કે આ કોળીનાં બહુ મોટાં ભાગ્ય. તે મહારાજ એની ઉપર બહુ રાજીથયા એ વાત પુરી થઇ.

## વાત ૧૬૨ મી.

એક શાંમો એવા નામે કણબી ગામ મેમકામાં રહેતો તે વહેવારે દુર્બલ હતો ને સતસંગી બહુ સારો હતો ને તેને માથે દેવું થયું પછી રાત લઇને નાઠો તે કાઠીયાવાડમાં ચોર વીરા ગામ છે તેમાં જઇને રહ્યો ને તેને એક ડોબું વાણીયાનું ઉધારે કાંધાં કરીને લીધું પછી તે ભેંસનું ઘી મણ એક ભેગું કરીને ગઢડે વેચવા સારૂ ગયો તે ઘીની કુડલી ગામમાં મુંકીને મહારાજશ્રીનાં દરશન કરવા સારૂ દાદાખાચરના દરબારમાં આવ્યો ત્યારે તે ટાણે સાધુની પંગત થયેલી ને મહારાજ લાડવા ફેરવે એવું દેખીને તે પટેલને એમ ઘાટ થયો જે મારી પાસે એક મણ ઘી છે તે આ સાધુને રસોઇ આપું તો બહુ સારૂં એમ ધારીને હરજીઠક્કર ત્યાં ઉભા હતા તેમને કહ્યું જે મારે ઘી મણ એક છે તે મહારાજને પુછો જો કહે તો હું રસોઇ આપું ત્યારે હરજીઠક્કરે મહારાજને કહ્યું જે આ પટેલ સાધુને રસોઇદેવા વીચારેછે નેતેમનીપાસે ઘી મણ એકછે તે શું તમારી મરજી છે ત્યારે મહારાજ બોલ્યા કે આ ગરીબ માણસ છે ને ઘી વેચીને દેણા દેવા હશે માટે એમની રસોઇ લેવાય નહીં ત્યારે તે શાંમો પટેલ બોલ્યા જે હે મહારાજ મારો તો વહેવાર જેમ તેમ ચાલ્યો જશે પણ મારે આવો અવશર ફરીને ક્યા દીવસે મળશે માટે મારી ઉપર રાજી થઇને રસોઇની હા પાડો ત્યારે મહારાજ ઘણીવાર એ સામું જોઇ રહ્યા ને પછી બોલ્યા જે ઘી લાવો સાધુને જમાડીયે પછી બીજે દહાડે રસોઇ કરીને સાધુને જમાડ્યા ને શાંમો પટેલ ઠાલી કુડલી લઇને ઘેર આવ્યા ત્યારે લેણાવાળા રૂપીયા લેવા આવ્યા ત્યારે તેમણે તાકીદ કરવા માંડી ત્યારે પટેલે ઘી વાવરવાના

સમાચાર કહી કરગરીને પાછા ઘેર મોકલ્યા ને એ શામા પટેલને નાનાં ચાર બળધીયા હતા અને ખેડ કરતા હતા તે જ્યારે ખેડ પાકી ત્યારે ત્રણુસેં મણુ કાલાં ઘેર આવ્યાં તે એક મણુના ત્રણુરૂપીયા ઉપજે એવો ભાવ ને અઢીસેં મણુ બાજરો ઘેર આવ્યો તે સર્વે લેણુદારને ઘેર તેડાવીને દેણું આપી દીધું ને તે દીવસથી વરષોવરસ ઘણી નીપજ આવવા માંડી ને બહુ સારી આસામી થઇ એવી રીતે શ્રીજીમહારાજે એની રક્ષા કરી. એવાત પુરી થઇ.

## વાત ૧૬૩ મી.

એકવાર ગામ મેથાણુના હરીભકત સર્વે ગઢડે શ્રીજીમહારાજનાં દરશન કરવા આવ્યા ત્યારે મહારાજે પુછયું જે આ તમે સહુ આવ્યા ને અજા પટેલ કેમ ન આવ્યા ત્યારે એ હરીભકતે કહ્યું જે હે મહારાજ ઘોડા બહુ ફરે છે ને વગડામાંથી ગાયો ભેંસો ને બળદ લઇ જાય છે તે જાળવવા સારૂ ઘેર રહ્યા છે ત્યારે મહારાજ બોલ્યા જે ત્યારે તો ઠીક અમારે એમનાં ઉચાટ મટયા એમનો માલ એ જાળવશે હવે તો અમારે તમારાજ ઉચાટ રહ્યા પછી એ ભકત સર્વે પાંચ દહાડા ગઢડામાં રહી મહારાજનાં દરશન કર્યાં ને પછી ઘેર ગયા ત્યારે મેથાણુમાં ઘોડા ફરેલા તે અજા પટેલના બળદ ને ભેંસો ગએલી એવું સાંભળીને તે હરીભકતે અજા પટેલને કહ્યું જે મહારાજ આમ બોલ્યા હતા ને હવે અમારે અજા પટેલના ઉચાટ મટયા એવું તે હરીભકતનું વચન સાંભળીને અજા પટેલ ગઢડે મહારાજશ્રીનાં દરશન કરવા ગયા ત્યારે મહારાજે કહ્યું જે અજા પટેલ તમારે ઘોડા ફરે છે તેની બહુ બીક લાગે છે એમ એ હરીભકત આવ્યા હતા તે કહેતા હતા ત્યારે અજા પટેલે કહ્યું કે હા મહારાજ તમારે દરશને નથી આવતા તેને ઘેર ઘોડા ફરે છે હું જાળવવા સારૂ ઘેર રહ્યો ત્યારે મારા બળદને ભેંસો લઇ ગયા ત્યારે મહારાજ બોલ્યા જે, જે પુરૂષ ભગવાનના થઈને રહે છે તેનીજ રક્ષામાં ભગવાન ભળે છે બીજાની ફીકર ભગવાનને નથી. એ વાત પુરી થઈ.

## વાત ૧૬૪ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી લોયે બીરાજતાહતા તે કુવે નહાવા સારૂ પધાર્યા ત્યારે તે કુવે કોસ ફરે ને ઘઉંને પાણી પાય ને ઘઉં બહુ સારા ને કુશંગીની વાડી તે ઘઉં જોઇને મહારાજ તે વાડીવાળા પટેલીયા સાથે બોલ્યા જે આ ઘઉં બહુ સારા છે ત્યારે તે પટેલીયા બોલ્યા કે હે મહારાજ આમાં અમારે ભગવાનની ઓશીયાળ નહીં ત્યારે મહારાજ બોલ્યા જે કેમ ભગવાનની ઓશીયાળ નહીં ત્યારે પટેલીયા કહે આતો અમે કોસ જોડીને ઘઉં પાઇયે છીયે આમાં અમારે કાંઈ વરસાદ જોઇતો નથી ત્યારે સુરાખાચર ભેગા હતા તેમણે કહ્યું જે આ પટેલીયે બહુ ભુડું કર્યું પછી તેને કેટલાક દીવસ ગયા ત્યારે વળી એક દહાડો મહારાજ એ કુવે નાવા પધાર્યા ત્યારે તે પટેલીયા ઘઉં વાઢે તે પટેલીયાનાં રાતાં લુગડાં દેખીને મહારાજે પુછયું જે તમારા રાતાં લુગડાં કેમ થાય છે ત્યારે પટેલીયા કહે આ ઘઉંમાં ગેરૂ આવ્યો છે ત્યારે મહારાજ કહે ગેરૂ આવે ત્યારે ઘઉંમાં નુકશાન થાય, ત્યારે પટેલીયે ઘઉં લાવીને મહારજ ને દેખાડયા તે ઝીણા જીરા જેવા થઈ ગયેલ તે જોઇને મહારાજ બોલ્યા જે આ ઘઉં આવા નબળા થઇ ગયા તે તમે કેમ જાળવ્યા નહીં ત્યારે પટેલીયા કહે એ કાંઇ અમારા હાથમાં નહીં ત્યારે મહારાજ કહે એ કેના હાથમાં ત્યારે પટેલીયા કહે એતો ભગવાનના હાથમાં ત્યારે મહારાજ કહે તમે કહેતા હતા જે આમાં અમારે ભગવાનની કાંઈ ઓશીયાળ નથી પણ ભગવાન નો તો ખપ પડતો દેખાય છે ખરો. એ વાત પુરી થઈ.

---

## વાત ૧૬૫ મી.

એક વીસનગરનો બ્રાહ્મણ હતો તે વડતાલે મહારાજનાં દરશન કરવા આવ્યો ત્યારે તેને મહારાજે કહ્યું જે તારે કેટલી મુડી છે ત્યારે તે કહે જે પાંચસેં રૂપીયા છે ત્યારે મહારાજ

કહે એ રૂપીયા અમને આપશો ત્યારે બ્રાહ્મણ કહે હા મહારાજ તમે લો ત્યારે મહારાજ કહે એ રૂપીયા ક્યાં છે ત્યારે બ્રાહ્મણ કહે એ વીસનગરમાં શાહુકારની દુકાને વ્યાજે મુકયા છે ત્યારે મહારાજ કહે અત્યારે ને અત્યારે અહીંથી ચાલ તે ક્યાંઈ ટકીશ નહીં પાધરો તે શાહુકારની દુકાને જોડાનાખરા ઉતાર્યા વીના પાધરો ઉભો રહીને એ રૂપીયા માગજે ને જો આજ કાલ કરે તો કહેજે જે રૂપીયા લીધા કેડે મારે ઘેર જવું છે એમ ઉતાવળ થી રૂપીયા લઇને પછી ઘેર જજે પછી તે બ્રાહ્મણ તેજ વખત ચાલી નીકળ્યો તે શાહુકારને હાટે જઇ રૂપીયા માગ્યા ત્યારે તે શાહુકારે કહ્યું જે સવારમાં રૂપીયા લેવા આવજે ત્યારે બ્રાહ્મણ કહે મારે તો એ રૂપીયા લીધા કેડે પાણી પીવું છે તે અત્યારે ને અત્યારે મારા રૂપીયા આપ પછી એ બ્રાહ્મણની આકરી આંખ જોઇને શાહુકારે જાણ્યું જે રૂપીયા નહીં આપીયે તો અત્યારે આપણો ફજેતો થશે એવું વીચારીને તેજ વખત એ બ્રાહ્મણને રૂપીયા આપી દીધા તે લઇને બ્રાહ્મણ ઘેર ગયો ને તેજ રાત્રે એ શાહુકારે દેવાળું કાઢયું તે સહુના પૈસા ખોટા થયા ને ભકત બ્રાહ્મણના રૂપીયા મહારાજે અપાવી દીધા એવી એ બ્રાહ્મણની રક્ષા કરી. એ વાત પુરી થઇ.

## વાત ૧૬૬ મી.

એકવાર શ્રીજીમહારાજે વડતાલ શમૈયો કર્યો ને રામપ્રતાપભાઇ પણ ભેગા હતા તે મહારાજની પુજા થાય ત્યારે રામપ્રતાપભાઇની આગળ પણ ભેટ આવતી જાય તે જોઇને ઇચ્છારામભાઇના ઘરનાં વરીયાળીબાઇ હતાં તેમને ખીજીને રામપ્રતાપભાઇને વઢવા માંડયું જે અમારા દેશની ભેટ કેમ લેવા માંડી તમે તમારા દેશમાં જાવ તે રામપ્રતાપભાઇ સાંભળીને અતી કોપાયમાન થઇ ને બે વચન આકરાં કહીને રીસાઇને ચાલી નીકળ્યા તે બે પોતાના પાળા હતા તેને ભેગા લઇને પગપાળા ચાલ્યા ત્યારે સર્વે સાધુયે મહારાજને કહ્યું જે ભાઇને રાખો ત્યારે મહારાજ

કહે એ મારૂં કહેવું માનશે નહીં તે તમે જાવ પછી બ્રહ્માનંદ-સ્વામી ને મુક્તાનંદસ્વામી ગયા ને ભાઇને ઘણુંઘણું કીધું પણ પાછા વળ્યા નહીં ત્યારે સાધુયે કહ્યું જે ભાઇ આવડો ક્રોધ કેમ રાખો છો ત્યારે ભાઇ કહે મારે તો સો ગાડાં ક્રોધનાં છે તેમાંથી એક ગાડું આ બ્રહ્માંડમાં વેચ્યું છે તેમાંથી શીવ બ્રહ્મા ને દેવ મનુષ્ય સર્વેમાં આપ્યો છે માટે તમારે મને કાંઇ કહેવું નહીં પછી સાધુ તો પાછા આવી મહારાજને સમાચાર કહ્યા ને રામપ્રતાપભાઇનાં સ્ત્રી હતાં તે પણ પાછળ પગપાળા ચાલી નીકળ્યાં પછી મહારાજે એક ગાડી ને બે ડાંગરવાના સ્વારને પાછળ મોકલ્યા ને કહ્યું જે ભાઇને ઘોડે બેસાડજો ને તેમનાં સ્ત્રીને ગાડીયે બેસાડજો પછી તેમણે આવીને ભાઇને બહુ બહુ વીનય કરીને ઘોડે બેસાડ્યા ને તેમનાં સ્ત્રીને ગાડીયે બેસાડયાં પછી ચાલ્યા તે ચાલતે ચાલતે રસ્તામાં કોળી લોક તીરકામઠાંવાળા ચાળીશ પચાસને આશરે એ ગાડી દેખીને લુંટવા સારૂ આગળ આવ્યા તે તેને દેખીને એ ચાર પાળા ભાઇ ભેગા હતા તેમણે ભાઇને કહ્યું જે તમે ને આ ગાડી અહીં ઉભા રહો ને અમે આગળ ચાલીયે ત્યારે ભાઇ બોલ્યા જે એ અમારાં કામ છે તમારાથી પાછા હઠશે નહીં એમ કહીને ઘોડેથી હેઠા ઉતરીને હાથમાં ઉઘાડી તરવાર લઇને આગળ ચાલ્યા ત્યાંતો એ કોળી નજીક આવી ગયા ત્યારે રસ્તામાં એક મહુડાનું મોટું ઝાડ હતું તેના થડને ભાઇયે પગનું ઠેબું માર્યું તે ઝાડ મુળમાંથી નીકળી ને ઉડયું તે જ્યાં એ કોળી ઉભા હતા તેમની ઉપર જઇને પડયું તે કોળી કેટલાક મરી ગયા ને કેટલાકના હાથપગ ભાંગી ગયા એમ તેનો કચરઘાણ ઉડી ગયો પછી ભાઇયે એ કોળીના તીરકામઠાંનો ભારો બંધાવી ગાડીમાં નંખાવીને લઇ ગયા ને અમદાવાદ ગયા એવી રીતે પોતાના મહા પ્રતાપથી એ ચો કોળી લોકોનો પરાજય કર્યો. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૬૭ મી.

એકવાર અમદાવાદમાં રામપ્રતાપભાઇયે તરવાર વેચાવા આવી તે સાડાત્રણ રૂપીયાની વેચાતી લીધી તેમાં ત્રણ રૂપીયા પોતાની ગાંઠે બાંધ્યા હતા તે આપ્યા ને અડધો રૂપીયો ખુટે તે પોતાના પાળાને કહ્યું જે જા કોઠારેથી કોઠારી પાસેથી અડધો રૂપીયો લાવીને આંને આપ પછી તે પાળે કોઠારી પાસે અડધો રૂપીયો માગ્યો તે કોઠારીયે આપ્યો નહીં તે તેણે ભાઇને આવીને કહ્યું જે એ તો આપતો નથી ત્યારે ફરી પાછો તે પાળાને ભાઇયે કોઠારી પાસે મોકલીને મગાવ્યો, પણ તેણે આપ્યો નહીં ત્યારે ત્રીજીવાર પાછો પાળાને મોકલીને કહેવરાવ્યું જે ભાઇ ઉભા થઇ રહ્યા છે ને તરવારવાળો ખોટી થઇ રહ્યો છે ને ભાઈ ખીજે છે માટે અડધો રૂપીયો આપો પણ કોઠારીયે તો આપ્યો નહીં પછી પાળે આવીને ભાઇને કહ્યું જે એતો આપતા નથી ત્યારે ભાઈને રીસ ચઢી તે હાથમાં સોટી લઇને એ કોઠારી પાસે ગયા તે ભાઇને આવતા દેખીને એ કોઠારીયે કોઠારનાં કમાડ વાસી દીધાં પછી ભાઈ આવીને એમ બોલ્યા જે અરે સસુર મારા માણસને ત્રણ આંટા ખવરાવ્યા ને એક અડધો રૂપીયો આપ્યો નહીં તે તું મરીને ભુત થા એમ કહીને ભાઇ તો ચાલી નીકળ્યા પછી તરત એ કોઠારી મરીને ભુત થયો તે કોઠારમાં દેખાય ને મેડો અવળો એ મંદીરના ઘણા માણસને દેખાય ને એમ કહે જે ભાઇના દ્રોહથી ને ભાઇના શ્રાપથી હું ભુત થયો છું પછી મહાનુભાવાનંદ સ્વામીયે ભાઇને ઘણી વિનય કરીને કહ્યું જે મહારાજ એ કોઠારીને ભુતનો દેહ આવ્યો છે તે ઘણો દુઃખી થાય છે તે એની ઉપર અનુગ્રહ કરીને એનો દેહ છોડાવીને એનું સારૂં કરો ત્યારે ભાઇ રાજી થઇને બોલ્યા જે એનો ભુતનો દેહ છુટીને એ બદરીકાશ્રમમાં જાય એવો આશીર્વાદ દીધો એટલે તરત એનો ભુતનો દેહ છુટીને બદરીકાશ્રમમાં ગયો.

એ વાત પુરી થઇ.

## વાત ૧૬૮ મી.

ભુજ તરફ માંડવી ગામના બે સુતાર હરીભકત હતા તે ગઢડે મહારાજનાં દરશન કરવા સારૂ આવ્યા હતા તેને મહારાજે એક ઓરડો માળવા સારૂ આપ્યો તે એ સુતાર ખેડવાળા હતા તે વાવણી ટાણું આવી ગયું ત્યારે મહારાજ કહે હવે તમે ઘેર જાવ પછી એ બે જણ ઘેર ગયા ત્યારે તે ગામમાં વરસાદ પ્રથમ થઇ ગયેલ તેથી સર્વે ગામે હળ જોડીને જમીન બહુ હળીહળીને ઢીંચણ સામી ખેતરમાં પાંહ કરેલી ને આ બે જણના ખેતર તો ખેડયા વીનાનાં પડતર રહી ગયાં ત્યારે તે ગામને માણસે આ બે જણને ઠપકો દેવા માંડયો જે તમે ગઢડે રોકાઇ રહ્યા તે આ અમારાં ખેતર જુઓ ખેડીખેડીને કેવાં સારાં કરી મુકયાં છે તમે ઘેર હોત તો તમારાં ખેતર અમારા જેવાં સારાં ન થાત, હવે સ્વામીનારાયણ ખેતર ખેડી દેશે તે અમે જોઇશું નહીં પછી થોડાક દહાડે વરસાદ થયો તે આ બે જણે ખેતરોને ચાહોડીને વાવી દીધાં ને ગામવાળા ખેડુતનાં ખેતર બહુ હળેલાં તે પલર્યાં નહીં તેથી વવાયાં નહીં પછી વળી થોડાક દહાડે વરસાદ થાય ને આ બે જણા ખેતર સમાં કરતા જાય ને ભગવાનની કૃપાથી મોલ સારો સારો થતો જાય તે એ બે જણાને તો બહુ પાકયું ને ગામના માણસોને તો ખેતર પડતર રહ્યાં પછી ગામને માણસે એમ કહ્યું જે સારી ખેડવાળાને કાંઇ થયું નહીં ને આ ખેતર નહોતાં ખેડેલાં તેને દાણાનો ઢગલો થઇ ગયો તે એને તો સ્વામીનારાયણે આપ્યું છે, એમ પ્રથમ બોલતા હતા તેણે પાછું એમ કહેવા માંડયું. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૬૯ મી.

એકવાર ગઢડે મેમકાવાળા શામોપટેલ મહારાજનાં દરશન કરવા સારૂ ગયા તે ત્રણ દીવસ રહ્યા પછી ભાતું ખુટયું તે ઘેર આવવા તૈયાર થઇને મહારાજનાં દરશન કરવા ગયા ત્યારે તે ટાણે મહારાજશ્રી સાધુની પંગતમાં લાડવા ફેરવે ને ચાલીસ

પચાસ હરીભક્ત ઉભાઉભા દરશન કરે તે ભેગા શામોપટેલ પણ ઉભા રહ્યા પછી મહારાજે એ શામાને બોલાવીને કહ્યું જે આ લાડવાલ્યો, પછી બે હાથમાં ચાર લાડવા લઇને એ શામાની પછેડીમાં નાખ્યા ને ફરી ચાર લાડવા લઇને મહારાજે એ શામાને આપ્યા પછી શામેપટેલે પછેડી લઈ લીધી ત્યારે મહારાજ બોલ્યા જે તમારે ભાતાં ખુટ્યાં છે તે આ લાડવા પહોંચે ત્યાંસુધી અહીં રહેજો એમ કહીને બીજા આઠ લાડવા આપ્યા પછી સોળ લાડવા પહોંચ્યા ત્યાંસુધી રહ્યા ને મહારાજનાં દરશન કર્યાં. એ વાત પુરી થઈ.

## વાત ૧૭૦ મી.

એકવાર ભુજવાળા સુંદરજીભાઇ તે ભુજના દરબારનો વીવાહ હતો તે તેમના ખાંડાં ભેગા જાનમાં જાય ને પોતે મુખત્યાર હતા ને ભેગી આરબની બેરખ હતી ને સીપાઈ રજપુત ભાયાત વીગેરેના સો સ્વારો હતા અને નેજો, નીશાન, ડંકો ને વાજાં તે પણ હતાં ને ઘોડાગાડીઓ, રથ, વેલો વીગેરે બહુ ભારે સામાન હતો એવા આડંબરથી એ સુંદરજીભાઈ જાન લઇને જતા હતા તે માર્ગમાં ગામ આવ્યું તે ગામમાં મહારાજ બીરાજતા હતા તે તેમના દરશન કરવા સારૂ સુંદરજીભાઇ પોતાના સર્વે માણસોને ગામને ઝાંપે રાખીને એકલા મહારાજ પાસે આવીને દરશન કર્યાં ત્યારે મહારાજે ગાદલું નંખાવીને કહ્યું જે આ ગાદલા ઉપર બેસો ત્યારે સુંદરજીભાઇ બોલ્યા જે હે મહારાજ હું તો તમારો દાસછું તે મારાથી ગાદલે કેમ બેસાય ત્યારે મહારાજ બોલ્યા જે દાસપણું આવવું તે તો ઘણું કઠણ છે ત્યારે સુંદરજી ભાઇ બોલ્યા જે હે મહારાજ દાસપણું આવવું કાંઈ કઠણ નથી ત્યારે મહારાજ ફરી બોલ્યા જે એતો કહેવાનું છે પણ દાસ પણું આવવું બહું કઠણ છે ત્યારે સુંદરજીભાઈ કહે એ કાંઇ કઠણ નથી એમ મહારાજે ચારવાર કહ્યું જે દાસપણું આવવું કઠણ છે. ને સુંદરજીભાઇયે પણ ચારવાર કહ્યું જે દાસપણું

આવવું કાંઇ કઠણ નથી ત્યારે મહારાજ બોલ્યા જે જો તમે અમારા દાસ હો તો જેમ અમે કહીયે તેમ તમે કરશો ત્યારે સુંદરજીભાઇ કહે હા મહારાજ જેમ તમે કહેશો તેમ હું કરીશ ત્યારે મહારાજ કહે આ તમારા થોભાને મુછો પડાવી નાખો ત્યારે તે વખત ઘૈંજાને બોલાવીને થોભાને મુછો પડાવી નાખી પછી મહારાજ કહે આ તમારાં લુગડાં ઘરેણાં કાઢી નાખો ને આ અલફી પહેરીને કાશીયે જાવ તે દેહ પ્રર્યંત ત્યાં રહેવું પાછું આવવું નહીં તે અમે પાછા બોલાવીયે તો પણ પાછા વળશો નહીં ને ઝાંપે તો તમારાં માણસ બેઠાં છે તે આ બારીયે થઇને આ રસ્તે થઇને ચાલ્યા જાઓ પછી સુંદરજીભાઇયેજેમ મહારાજે કહ્યું તેવો વેશ કરીને બારીયે થઇને કાશીને રસ્તે ચાલી નીકળ્યા પછી મહારાજે મુકતાનંદસ્વામીને કહ્યું જે આ સુંદરજીને અમે આમ કર્યું તેમાં તમને કેમ લાગે છે. ત્યારે મુકતાનંદસ્વામી હાથ જોડીને બોલ્યા જે હે મહારાજ આ કાઠીયાવાડ ને ઝાલાવાડમાં તો અમારાથી જવાતું નથી જ્યાં જઇયે ત્યાં મારવા માંડે છે એક કચ્છ દેશમાં જઇને ઉભા રહીયે તેમ હતું તે તમે આ સુંદરજીનું આમ કર્યું તે હવે કચ્છ દેશમાં પણ નીભાવ થાય તેમ રહ્યું નહીં તે મને તો એ વાત સવળી ન સુઝી ત્યારે મહારાજ કહે અમે તો ભુલી ગયા પણ તમે કેમ ના પાડી નહીં ત્યારે મુકતાનંદસ્વામી કહે હે મહારાજ અમારાથી તમને કેમ ના પડાય ત્યારે મહારાજ કહે એને પાછો બોલાવીયે એમ કહીને સુંદરજીને તેડવા માણસ મોકલ્યું ત્યારે સુંદરજી કહે હવે હું પાછો નહીં આવું મહારાજે મને કહ્યું છે જે અમે પાછો વાળીયે તોપણ પાછો વળીશ નહીં ત્યારે તે માણસ પાછું આવ્યું ત્યારે મહારાજે મુળજી બ્રહ્મચારી ને મોકલ્યા તે બહુ રીતે સમજાવીને પાછા તેડી લાવ્યા ત્યારે મહારાજે કહ્યું જે હવે તમારાં લુગડાં ઘરેણાં પહેરો ત્યારે સુંદરજીભાઇ કહે હે મહારાજ મને તમે દયા કરીને આવી

દશા દીધી છે તે હવે હું લુગડાં નહીં પહેરૂં ત્યારે મહારાજ કહે તમે અમારા દાશ હો તો અમારા કીધે કરીને પહેરો પછી લુગડાં પહેરીને બહાર નીકળ્યા તે પોતાના માણુસ પાસે આવ્યા ત્યારે એ સર્વે માણુસે કહ્યું જે આ શોભા મુછો કેમ પડાવી નાખી ત્યારે સુંદરજીભાઇયે કહ્યું જે મારે માનગત હતી કે જ્યારે એ દેવનાં દરશન કરીયે ત્યારે તેજ વખત શોભા મુછો પડાવી નાખવાં તે આજ એ માંનગત પુરી થઇ. એ વાત પુરી થઇ.

## વાત ૧૭૧ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી વડતાલ શમૈયો કરવા સારૂ પધાર્યા હતા, તે શમૈયો પુરો કરીને ચાલવા સારૂ તૈયાર થઇ ઘોડેસ્વાર થઇને બહાર નીકળ્યા ત્યાંતો સુરતનો સંગ વડતાલ આવી પહોંચ્યો તે એ સર્વે સંગે મહારાજનાં દરશન કર્યાં ને તે સંગ સર્વેને મહારાજે કહ્યું જે હવે અમે ચાલીશું ને તમે સહુ ગઢડે આવજો એમ કહીને મહારાજ તો સર્વે સ્વારો સહીત ચાલી નીકળ્યા તે બે ગાઉ પહોંચ્યા ત્યારે એક સુરતની ડાશી વાંસે રહી ગયેલી તે વડતાલ આવી ત્યારે તે ડાશીને સંગવાળે કહ્યું જે અરે ડાશી અહીં તો મહારાજ હતા ને અમારે સહુ ને દરશન થયાં ને તું વાંસે કેમ રહી ગઇ એવું સાંભળીને ડાશીયે તો રોવા માંડયું ને મહારાજ વાંસે દોડી તે દોડતી જાય ને રોતી જાય ને એમ કહેતી જાય જે અરે દયાળુ, હું અભાગણી ને દરશન દીધા વગર તમે જતા રહ્યા, તે ડાશી દોડી શકે નહીં તે ખેતરમાં ગોથાં મારે ને વીલાપ કરે ત્યારે મહારાજે પોતાના સ્વારોને કહ્યું જે તમે સહુ અહીં ઉભા રહો મારે પાછું જાવું પડશે તે જઇને હમણે પાછો આવીશ એમ કહીને માણકી ઘોડીને દોડાવી તે જ્યાં એ ડાશી ગોથાં મારતી હતી તેની પાસે આવીને ઉભા રહ્યા ને એ ડાશીને કહ્યું જે હવે તું રોઇશ નહીં ને વીલાપ કરીશ નહીં આ હું તને દરશન દેવા

બે ગાઉથી પાછો આવ્યો તે હવે મારાં દરશન કર પછી તો એ ડોશી પગમાં માથું ઘાલે ને વારંવાર પગે લાગે પછી મહારાજે હાર પહેર્યો હતો તે હાર એ ડોશીને આપીને કહ્યું જે હવે અમને રજા આપો તો ચાલીયે ત્યારે ડોશી કહે મારા વીસામાં હવે પધારો પછી મહારાજે ઘોડી દોડાવીને સ્વારો ભેગા થયા એવી રીતે એ ડોશીને દરશન દીધાં. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૭૨ મી.

વઢવાણ શહેરના જાલમસીંઘજી એવા નામે દરબાર હતા તે પોતે એકલાજ ઘોડેસ્વાર થઇને ફાટશર તળાવમાં પોતાનું વીડ હતું ત્યાં જતા હતા તે રસ્તામાં ધરમ તળાવ છે ત્યાં પોતે ઘોડાને પાણી પાવા સારૂ આવ્યા ત્યારે તે વખત સ્વામીનારાયણના સાધુ એ તળાવમાં નાતા હતા તેમને દેખીને બોલ્યા જે તમારા મંદીરથી નદી તો નજીક છે ને આટલે છેટે તમે કેમ નાવા આવો છો ત્યારે તે સાધુયે કહ્યું જે નદીયે નાવા જતાં રસ્તામાં રાંમમોલ આવે છે તે તેમાં બાવો છે તે અમને ગાળો દઇને એમ કહે છે જે સ્વામીનારાયણના મુંડીઓ જો આનીકોર થઇને નીકળશો તો તમારા પગ ભાગી નાખીશું ને તમને મારીશું એમ અમને કહે છે તે સારૂ અમે નદીએ નાવા જતા નથી એવું સાધુનું વચન સાંભળીને દરબાર બોલ્યા જે તમે સહુ મારી વાંસે આવો હું એ બાવા પાસે જઉં છું પછી સાધુને ભેગા લઇને દરબારશ્રી ઘોડે ચડેલા એ રાંમમોલની ખડકીયે આવીને ઉભા રહી ને એ બાવાને ગાળો દઇને બોલાવ્યો તે બાવો આવીને ઉભો રહ્યો ત્યારે ઠાકોરે એ બાવાને કહ્યું જે અરે દુષ્ટ પાપીયા તારા કરમને હું જાણું છું ને વળી બાઇસાહેબનો તું ગુરૂ છું તે ફાટયો છું તે આવા ધરમવાળા સાધુને ગાળો દઇને અહીંથી નીકળવા દેતો નથી તે હવેથી જો આ સાધુનું નામ લઇશ તો હું હાથી પાસે તને ચીરાવી નાખીશ એમ બાવાને કહીને પછી સાધુને

કહ્યું જે તમે આ રામમોલના બારણા પાસેથી ઉંચે સાદે સ્વામી-નારાયણ સ્વામીનારાયણ એમ કહેતા કહેતા નદીયે નાવા જજો ને જો કાંઈ તમને બોલે તો મને આવીને કહો નહીં તો તમને સ્વામીનારાયણના સમ છે એમ દરબાર કહીને ગયા પછી સાધુ તો રહ્યા ત્યાંસુધી તો એ પ્રમાણે કર્યું પછી સાધુ ગઢડે ગયા તે એ સર્વે વાત મહારાજશ્રીને કહી તે સાંભળીને મહારાજે મુકતાનંદસ્વામીને બોલાવ્યા ને એ વાત કરી ને વળી મહારાજ બોલ્યા જે જુઓ સ્વામી એ દરબારે આપણો કેવો પક્ષ રાખ્યો, ત્યારે સ્વામી બોલ્યા જે હે મહારાજ તમે રાજી થયા તે દરબારે પોતાના જીવનું કામ કર્યું. એ વાત પુરી થઈ.

## વાત ૧૭૩ મી.

એકવાર શ્રીજીમહારાજ સર્વે સંત મંડળ લઇને શ્રી વડતાલ જતા હતા, તે બરવાળે આવ્યા ત્યારે ગામના હરીભકતે જમવા સારૂ રાખી દરબારનો એક ઉતારો હતો તે એક સીપાઇ પાસે માગી લઇને એ સર્વે સંતને એમાં ઉતાર્યાં ને મહારાજ પણ વાંસેથી આવ્યા તે એ પણ એમાં ઉતર્યા ને ગામને હરીભકતે રસોઇનો સામાન સીધું પાણી વાસણ વીગેરે લાવીને એ ઉતારામાં મુકયું ત્યારે એ ગામનો કામદાર વાણીયો ઇરશાવાન હતો તે હાથમાં હોકો લઇને પીતોપીતો એ ઉતારા પાસે આવીને બોલ્યો જે આ ઉતારામાં કોણ ઉતર્યું છે ત્યારે ગામને હરીભકતે કહ્યું જે આતો સ્વામીનારાયણ ઉતર્યા છે ત્યારે કામદાર બોલ્યો જે સર્વે બહાર નીકળો ઉતારો ખાલી કરો ત્યારે ગામના હરીભકતે કહ્યું જે તમારા સીપાઇની રજા લઇને ઉતારો કર્યો છે ત્યારે કામદાર કહે એ સીપાઇ શું જાણે ઝટ શરીખા બહાર નીકળો ત્યારે મહારાજે પોતાના સાધુને કહ્યું જે અહીં ઉભા રહેશો નહીં પછી એ સર્વે બહાર નીકળ્યા ત્યારે ગામના હરીભકતે કહ્યું જે હે મહારાજ આ સીધું સામાન લાવ્યા છીએ તે બીજે ઠેકાણે

રસોઇ કરાવીયે ત્યારે મહારાજ બોલ્યા જે અમારે તો આ ગામનાં પાણી પણ હરામ છે એમ કહીને મહારાજ તથા સંત મંડળ સર્વે ચાલી નીકળ્યા તે આગળ ગામ આવ્યાં ત્યાં પણ રસોઇ કરવા દીધી નહીં તે જ્યારે રાત્રી પડી ને જે ગામ અત રહ્યા ત્યાં ખીચડી કરાવીને સાધુને ખવરાવી એવી રીતે એ કામદારે મહારાજનો દ્રોહ કર્યો તે એ કામદાર ઘણો કારણદાર હતો ને ગામનો રણી ધણી હતો પણ થોડાક દીવસમાં એની લાજઆબરૂ ને કારભાર તેનો નાશ થઇ ગયો, ને બંધીખાને પડયો. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૭૪ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ લોયામાં હતા તે ત્યાંથી સમીસાંઝમાં રીસાઇને ચાલી નીકળ્યા તે અડધી રાતે ગામ લીબલીયે આવ્યા તે લીબડીના ઝાંપા પાસે શગરામ વાઘરીનો કુબો હતો ત્યાં આવીને શગરામાને બોલાવ્યો ત્યારે શગરામ ઉઠીને મહારાજને પગે લાગ્યો ત્યારે મહારાજ કહે મારે સુઇ રહેવું છે ત્યારે એ શગરામ સાંખ્ય જોગી હતો, ને તેની સ્ત્રી નો કુબો જુદો હતો ને તેનો કુબો પણ જુદો હતો તે એના કુબામાં કાંબળી પાથરી દીધી તે મહારાજ તો સુઇ ગયા ને શગરામને કહ્યું જે મુળજીશેઠને ખબર કહી આવ, બીજા કોઇને વાત કરીશ નહીં અમારે છાંના રહેવા છે પછી શગરામ તો મુળજીશેઠની ખડકીયે આવીને મુળજીશેઠને જગાડીને કહ્યું જે મારા કુબામાં તો હાથી બાંધ્યો છે ત્યારે મુળજીશેઠ કહે કેમ હાથી ત્યારે શગરામ કહે મહારાજ મારે ઘેર આવ્યા છે ને કુબામાં સુતા છે તે તમને ખબર કરવા મને મોકલ્યો છે તે છાના આવજો કોઇને જાણવા દેશો નહીં એમ કહીને શગરામ તો ગયો ને મુળજીશેઠ તો ઉતાવળા લુગડાં પહેરીને હાથમાં લાકડી લઇને શગરામના કુબા પાસે જતા હતા ને મહારાજ

જ્યારે રીસાઇને ચાલી નીકળ્યા હતા ત્યારે તેમની પાછળ બ્રહ્માનંદસ્વામી ને સ્વયંપ્રકાશાનંદ સ્વામી વીસ સાધુ ભેગા લઇ ને પગેરે પગેરે વાસોવાંસ ચાલેલા તે પણ લીબલીચે આવીને ઉંચો ચોરો હતો તેમાં બેઠેલા હતા તે તેમને દેખીને મુળજી શેઠ બોલ્યા જે આ ચોરામાં કોણ બેઠા છે ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે વાણીયા નથી ઓળખતો અમે તો સાધુ છીયે પછી મુળજીશેઠ તો ચોરા ઉપર ચડીને એ સર્વે સાધુને પગે લાગીને બોલ્યા જે રાત્રે તમે કયાંથી આવ્યા ને કયાં જાઓ છો ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે મહારાજ રીસાઇને ચાલી નીકળ્યા છે તે તેમની મોજડી ને શગડે શગડે અહીંયાં આવીને હમણે બેઠા છીયે, ને વળી તમારો ભરૂસો છે જે મુળજીભાઈ કાંઇ વાવડ દેશે ખરા માટે તમને કાંઇ ખબર હોય અથવા તમારે ઘેર આવ્યા હોય તો અમને ખબર આપો ત્યારે મુળજીશેઠ કહે મારે ઘેર તો આવ્યા નથી ને તમે અહીં બેસો હું ગામમાં જઉં છું તે પાછો હમણે તમારી પાસે આવીશ એમ કહીને મુળજી શેઠ તો એ શગરામના કુબામાં જઇને મહારાજને દંડવત કરીને પગે લાગીને બોલ્યા જે હે મહારાજ બ્રહ્માનંદસ્વામી વીસ સાધુ લઈને અહીં તમારી વાંસોવાસ આવ્યા છે ને ચોરામાં બેઠા છે તે તેમણે મને મળીને કહ્યું જે મહારાજ રીસાઇને ચાલી નીકળ્યા છે ને તેમને ગોતવા સારૂ અમે શગડે શગડે અહીં આવ્યા છીયે તે કાંઈ મહારાજની ખબર છે એમ મને પુછયું તે મેં તો કાંઇ જવાબ દીધો નથી. પણ મને પાછા પુછવા આવશે ત્યારે મારે એમને શું કહેવું, ને એ ચાલીચાલીને દોડાદોડ આવ્યા છે તે પણ થાકી રહ્યા છે, ત્યારે મહારાજ કહે હવે એમને છતું થયા વગર છુટકો નથી તે અમે તારે ઘેર આવીશું ને એ સાધુને ખબર દઇને તારે ઘેર તેડીઆવ પછી મહારાજ મુળજીશેઠને ઘેર આવ્યા ને સાધુને પણ મુળજીશેઠ ખબર દઇને પોતાને ઘેર તેડી લાવ્યા. પછી મહારાજને પગે લાગી લાગીને સહુ સાધુ બેઠા

ત્યારે મહારાજ કહે મુળજી આ સાધુ ખાય એવું કાંઇ અત્યારે મળે ત્યારે મુળજીશેઠ કહે અત્યારે તો તલ ને ગોળ છે તે લાવું પછી મહારાજે તલ ગોળ મંગાવીને એ સાધુને ખવરાવ્યા પછી તો સવાર થયું તે મુળજીશેઠને ઘેર રસોઇ થવા માંડી ને ગામમાં થી પણ ચાર પાંચ રસોઇયો આવી તે સમે નાજાજોગીયા આવીને મહારાજને પગે લાગીને બોલ્યા જે હે મહારાજ ડોશીઓએ તો અન્ન ને જળનાં નીમ લીધાં છે કે મહારાજનાં દરશન કર્યાં પછી અન્ન ને પાણી લેવું માટે તમે તો અહીં રસોઇયો માની બેઠા છો પણ ડોશીયો તો એકેય નહીં જીવે એવું સાંભળીને મહારાજ મુળજીશેઠની રસોઇ જમીને તરત ચાલી નીકળ્યા તે જ્યારે મહારાજનાં દરશન કર્યાં ત્યારે ડોશીઓએ અન્ન જળ લીધાં ને સહુને શોક મટી ગયો. એ વાત પુરી થઇ.

## વાત ૧૭૫ મી.

એકવાર મુકતાનંદસ્વામી ને બ્રહ્માનંદસ્વામી એ બે સાધુ રસ્તામાં ચાલ્યા જતા હતા ને તેમની આગળ એક કણબીનો છોકરો ઘઉંનો પુંક ખાતોખાતો ચાલ્યો જતો હતો તે છોકરાને દેખીને બ્રહ્માનંદસ્વામીયે મુકતાનંદસ્વામીને કહ્યું જે સ્વામી આ છોકરાનું કલ્યાણ કરીશું ત્યારે સ્વામી કહે બહુ સારૂં પછી બ્રહ્માનંદસ્વામીયે એ છોકરાને કહ્યું જે તું શું ખાછ ત્યારે છોકરો કહે ઘઉંનો પુંક ખાઉં છું ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે પુંક અમને આપીશ ત્યારે છોકરે લુગડામાં બીજો ચોખો પુંક બાંધ્યો હતો તે આપવા માંડયો ત્યારે સાધુ કહે અમારે ઝાઝો જોઇતો નથી એમ કહીને બેય જણે અકેકી મુઠી ભરી લીધી તે જમીને બોલ્યા જે છોકરા તારૂં કલ્યાણ અમે કરીશું એવી રીતે એ છોકરા ઉપર રાજી થયા અને એનું કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

## વાત ૧૭૬ મી.

મહારાજ કારીયાણીમાં બીરાજતા હતા તે એક દીવસ ગામના

પટેલીયાને ભેગા લઈને કુવે નાવા સારૂ ગયા તે સર્વે સાથે એવો ઠરાવ કર્યો જે આ કુવામાં માથે ફેંટો બાંધી બાંધીને ઉપરથી ધુબકા મારવા ને માથાના ફેંટા પલળવા દેવા નહીં પછી એ સર્વે ફેંટા માથે બાંધી બાંધીને ધુબકા મારે તે ઉંડા ગરી જાય ને ફેંટા બોળાઇ જાય પણ કોઈનો ફેંટો કોરો રહે નહીં ને મહારાજ ધુબકો મારે ત્યારે છાતી સુધી બહાર રહે ને ફેંટો તો શેનોજ પલળે પછી તો એ પટેલીયે ઘણું ઘણું જતન કરી કરીને ધુબકા મારવા માંડયા પણ કોઈના ફેંટા કોરા રહ્યા નહીં ને મહારાજનો ફેંટો તો એકેયવાર પલળ્યો નહીં તે જોઇને એ સર્વે બોલ્યા જે હે મહારાજ તમે તો ભગવાન છો તે તમારો વાદ અમારે હોય નહીં એમ કહીને એ સર્વે મહા આશ્ચર્ય પામતા હવા. એ વાત પુરી થઇ.

## વાત ૧૭૭ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી લોયામાં સુરાખાચરને ઘેર બીરાજમાન હતા ને સુરાખાચર સોમલાખાચર આદી મોટામોટા હરીભકત પણ પોતાની પાસે બેઠા હતા ને તે સમે એક માર્ગી વેરાગણ બાઇ ને તેનો દીકરો એ બેય જણ ગામને ચોરે બેસીને ઉંચે સાદે સાવળીનાં ભજન બોલતા હતા તે તેનો સાદ સાંભળીને શ્રીજીમહારાજ બોલ્યા જે આ કોણ ગાય છે ત્યારે સુરેખાચરે કહ્યું જે એતો એક માર્ગી વેરાગણ ને તેનો દીકરો ચોરે ઉતર્યાં છે તે ગાય છે ત્યારે મહારાજ કહે અમે તો એ ભજન સાંભળવા એની પાસે જઇશું ત્યારે સુરોખાચર કહે અરે મહારાજ એતો માર્ગી સાધુ છે તે અધરમી કહેવાય તે એની પાસે તમારાથી જવાય નહીં ત્યારે મહારાજ તો ઉભા થયા ને બોલ્યા જે અમે તો ત્યાં જઈશું તમે ન આવો તો અમે એકલા જઇશું ત્યારે સુરેખાચરે જાણ્યું જે મહારાજ ત્યાં ગયા વીના રહેશે નહીં ત્યારે સુરોખાચર કહે હે મહારાજ તમે કહોતો એ બાવાને

અહીં બોલાવીયે ત્યારે મહારાજ કહે બોલાવો પછી સુરાખાચર જઈને એ બેયને બોલાવી લાવ્યા પછી એ મહારાજ પાસે આવ્યાં ત્યારે મહારાજ કહે તમે જે શાવળુ બોલતાં હતાં તેને તે બોલો પછી એ બેય મા દીકરો ઉંચે સાદે કરીને મહારાજ પાસે સારી પેઠે ગાયાં તે સાંભળીને મહારાજ ઘણા રાજી થઇને બોલ્યા તમે માગો જે માગો તે તમને આપું ત્યારે એ બોલ્યાં જે હે મહારાજ અમે તો પાપીયાં છીયે તે શું માગીયે પણ તમે ભગવાન કહેવાઓ છો તે અમારૂં સારૂં કરજો ત્યારે મહારાજ કહે તમારૂં સારૂં કરીશું પછી એતો બેય ઉઠી ગયાં પછી સુરાખાચરે મહારાજને કહ્યું જે એ માર્ગી છે તેનું તમે શું સારૂં કરશો ત્યારે મહારાજ બોલ્યા જે તારી બરોબર એનું સારૂં કરીશ એવું સાંભળીને એ જે બેઠા હતા તે સર્વે મહા આશ્ચર્ય પામતા હવા. એવાત પુરીથઈ.

---

## વાત ૧૭૮ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી વડતાલનો શમૈયો કરીને ગઢડે આવવા તૈયાર થયા તે ગામ કરોલીયે આવ્યા ત્યારે એ કરોલીની શપાયણો ચાર પાંચ આવીને મહારાજ આડી માર્ગમાં ઉભી રહી ત્યારે મહારાજ સર્વે કાઠી લોકના ઘોડા સહીત ઉભા રહ્યા પછી એ શપાયણો બોલી જે હે મહારાજ હવે તો પાછો શમૈયો આવશે ત્યારે તમે તો આવશો તે ઘણીવાર લાગશે તે તેટલા દીવસ આ મોઢું કયાંથી ભાળીશું માટે વેલાવેલા આવજો એમ કહીને એ સર્વેની આંખમાં આંસુ આવી ગયાં તે જોઈને મહારાજ તો ઘડીકવાર તેમની સામું જોઇ રહ્યા ને પછી બોલ્યા જે હવે તમે ઘેર જાવ અમે વેલાવેલા આવીશું પછી એ સર્વે માર્ગ મુકીને કોરે ઉભી રહી ને મહારાજ સર્વે સ્વારો સહીત ચાલ્યા તે ચાલતે ચાલતે એ સુરાખાચર ને સોમલાખાચર પાસે એમ બોલ્યા જે એ બાઈયોનું કલ્યાણ ગોપીયોના જેવું કરીશ એવું મહારાજનું વચન સાંભળીને એ સર્વે સ્વારો બોલ્યા જે એશપાયણોનાં મોટાં ભાગ્ય જે તમે એમના ઉપર બહુ રાજી થયા. એ વાત પુરી થઇ.

## વાત ૧૭૯ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી વેલાવદરમાં અલૈયાખાચરને ઘેર છાંના રહેતા હતા ને નાજાજોગીયા પાસે હતા તે એક દીવસ નાજાજોગીયા સાથે કુસ્તી રમવા માંડી તે રમતે રમતે ચારવાર નાજાજોગીયાને મોભારા સુધી ઉંચો ઉછાળી ઉછાળીને હેઠો પાડયો પણ નાજાજોગીયાને કંઇ પણ વાગ્યું નહીં ત્યારે નાજે કહ્યું જે હે મહારાજ આ ચારવાર હું મોભારા સુધી ઉછળી ઉછળીને હેઠો પડયો ને પૃથ્વી ઉપર બહુ પડછંદા વાગ્યા પણ મને તો એક ફુલ વાગે એટલું પણ એકે પાર વાગ્યું નહીં તે એમ કેમ થયું ત્યારે મહારાજ કહે તને વાગે ને તારાં હાડકાં ભાગી જાય તો અમારી સાથે ફરીને કોણ રમે તેસારૂ તને વાગવા દીધું નહીં અને તારી રક્ષા કરી. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૮૦ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે ઘેંજા પાસે હજામત કરાવતા હતા ને એક હરીભક્તને છોકરે એ ઘેંજાને કહ્યું જે મહારાજની હજામત કરીને મહારાજના કેશ મને આપીશ ત્યારે તે ઘેંજે કેશ આપવાની હા પાડેલી પછી જ્યાંસુધી હજામત કરી ત્યાંસુધી એ છોકરો કેશની આશાયે બેસી રહ્યો પછી હજામત કરીને એ ઘેંજો ચાલી નીકળ્યો ને છોકરે કેશ માગ્યા પણ આપ્યા નહીં પછી છોકરે રોવા માંડયું ત્યારે તે છોકરાને રોતો દેખીને મહારાજે પુછયું જે તું કેમ રોવછ ત્યારે છોકરો કહે એ ઘેંજે મને તમારા કેશ આપવાની હા પાડીને અહીં બેસાડયો હતો તે એતો ગયો ને મેં કેશ માગ્યા પણ મને આપ્યા નહીં તે મને ખોટું લાગ્યું તે સારૂં રોવું છું ત્યારે મહારાજ બોલ્યા જે છોકરા તું રોઇશ નહીં ઓરો આવીને મારી ચોટલી કાપી લે ત્યારે છોકરો કહે ના મહારાજ તમારી ચોટલી કપાય નહીં હું નહીં કાપું પછી મહારાજે પોતાના હાથમાં કાતર લઇને પોતાની ચોટલી કાપીને એ છોકરાને આપી ને છોકરો રોતો હતો તે છાનો રાખ્યો એવી એના ઉપર દયા કરી. એ વાતપુરી થઇ.

## વાત ૧૮૧ મી.

એકવાર શ્રીજીમહારાજ સાધુની પંગતમાં લાડવા પીરસતા હતા ને તે લાડવાની કુંડી મુળજીશેઠના હાથમાં હતી ને પાછા પગે ચાલતા હતા તે પાછી મુળજીશેઠની નજર નહીંને ઓસરી આવી રહી ને તે ઓસરી ઉંચી હતી તે મુળજીશેઠનો એક પગ ઓસરીથી હેઠો આવી ગયો તે લથડા ને પડવાનો ઉપાય થયો ત્યારે મહારાજે પોતાના બે હાથ વધારીને મુળજીશેઠના બે હાથ ઝાલીને પાછા ઓસરી ઉપર તાણી લીધા ને લાડવાની કુંડી પણ હાથમાંથી ખસી હતી તે ઝાલી લીધી ને એમ બોલ્યા જે મુળજી અમે તારા હાથ ઝાલી લીધા ન હોતતો તારા ભુકા નીકળી જાત ત્યારે મુળજીશેઠ કહે મહારાજ હુંતો ભવસાગરમાં પડયો હતો તે તમેજ હાથે ઝાલીને કાઢયો છે તે નીકળ્યો છું નહીં કે મારૂં ઠેકાણું કયાં રહ્યું હતું એવી રીતે બે ભુજાઓ વધારીને મુળજીશેઠને ઝાલ્યા તે ભુજાઓ મુળજીશેઠે દેખી ને સાધુયે પણ દેખી એવી રીતે શ્રીજીમહારાજનો પ્રતાપ સહુયે દેખ્યો.
એ વાત પુરી થઇ.

## વાત ૧૮૨ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી કારીયાંણી મધ્યે બીરાજમાન હતા ને સુરાખાચર સોમલાખાચર આદી સર્વે પોતાની પાસે બેઠા હતા ને બીજા હરીભકત પણ બેઠા હતા એવા સમામાં એક કણબી મહારાજ પાસે આવીને બેઠો ત્યારે તે કણબી સામું જોઇને મહારાજ બોલ્યા જે અરે દુષ્ટ વ્યભીચાર કરમ કરીને કેમ આવ્યો, પછી બીજા આગળ જે બેઠા હતા તેના શંકલ્પ તથા તેની જે ક્રીયાઓ તેને કેવા માંડી ત્યારે તેને સાંભળીને સુરાખાચર, સોમલાખાચર તથા અલૈયાખાચર વીગેરે જે બેઠા હતા, તેમણે કહ્યું જે આ તમણા બાપની આંખ આજ ફરી છે તે કોકનું કામ કાઢી નાખશે ને આપણી પણ આબરૂ લેશે માટે અહીંથી ઉઠો પછી એ સર્વે ઉઠીને આઘા જઇને બેઠા ત્યારે

મહારાજે કહ્યું જે સુરાખાચર કેમ આઘા જઈને બેઠા ત્યારે સુરેખાચરે કહ્યું જે હે મહારાજ જે દીવસથી તમે મળ્યા છો તે દીવસથી તો અમારામાં કાંઇ ફેરફાર થયો નથી પણ આગળ તો અમે ક્યાંથી ધરમવાળા હશું ને અમારા આગલાં છીદ્ર જ્યારે તમે કેવા માંડો ત્યારે અમારી આબરૂ જાય તે સારૂ અહીં કોરે આવીને બેઠા છીયે ત્યારે મહારાજ હશીને બોલ્યા જે એની તો અમને કાંઇ ખબર પડતી નથી એતો એ વખતેજ અમને કાંઇક થઇ ગયું હતું, તમે હવે સહુ અહીં આવીને બેસો પછી એ સર્વે મહારાજ પાસે હસ્તા હસ્તા આવીને બેઠા.
એ વાત પુરી થઇ.

## વાત ૧૮૩ મી.

એકવાર ગઢડામાં દાદાખાચરના ચારસેં રૂપીયા લઇને એક ડોશી ભાગી તે તેની દરબારમાં સહુને ખબર પડી ને એ ડોશીને ગોતવા માંડી પણ ક્યાંઇ જડી નહીં. એ ડોશી ગઢડાના સીમાડા સુધી ગઇ ને પછી તો એકે દશ દેખે નહીં ને એક ગઢડું દેખે પછી તો એ ડોશીને ક્યાંઇ જવાની દશ સુઝી નહીં. તે પાછી ગઢડે આવીને દાદાખાચરના દરબારમાં રૂપીયાની પોટલી હેઠે મુકીને સ્વામીનારાયણ સ્વામીનારાયણ એમ ભજન કરવા માંડયું ત્યારે એ ડોશીને દેખીને મહારાજે દાદાખાચરને કહ્યું જે આ ડોશીયે બહુ ભુંડું ચોરીનું કામ કર્યું તે આને મારો ત્યારે દાદાખાચર બોલ્યા જે અરે મહારાજ આ ડોશી તો સ્વામી-નારાયણ સ્વામીનારાયણ એવું તમારૂં ભજન કરે છે તે મારાથી એને કેમ મરાય ત્યારે મહારાજ બોલ્યા જે તમે તો મુરખ દેખાઓ છો તમારા દરબારમાં તો આવા ઘણા માણસ ભેગા થયા છે તે આને શીક્ષા નહીં કરો તો તમારૂં કાંઇ રહેવા દેશે નહીં માટે અમારૂં વચન માનીને આને પાંચ સાત કોરડા મારો ત્યારે દાદાખાચર બોલ્યા જે આ ડોશીયે તો રૂપીયાજ લીધા છે પણ મારો દીકરો માર્યો હોય કે મારૂં માથું કાપવા માંડયું

હોય ને જો તમારા નામનું ઉચ્ચારણ કરતો હોય તો તેને પણ મારે મારવાનો શંકલ્પ થાય નહીં તો આ ડોશી તમારૂં ભજન કરે છે તે મારો હાથ એને મારવા સારૂ ઉંચો થાયજ નહીં. ને હું તો એને પગે લાગીશ એવું દાદાખાચરનું વચન સાંભળીને પોતાની કોટમાં પુષ્પનો હાર હતો તે દાદાખાચરના ગળામાં નાખ્યો ને બહુ રાજી થઇને ઘણી પ્રશંશા કરી.
એ વાત પુરી થઇ.

---

## વાત ૧૮૪ મી.

એકવાર ગામ મેમકાવાળા રામજીશેઠે પોતાની મેડીમાં સં. ૧૯૪૫ના શ્રાવણ વદ ૪ ત્રીજા પોર દીવસને ટાણે બેશીને એમ વીચાર કરતા હતા જે હવે આ કોઇ જાતનો વહેવાર મે મારે માથે રાખ્યો નથી ને કંઇ પ્રવરતી નથી. કેવળ નીવરતી પરાણ થયો છું માટે શ્રીજીમહારાજનાં દરશન પ્રથમ મેં ચાર વખત કર્યાં છે તે મુરતીને ઘડીયે ઘડીયે ધ્યાનમાં લાવીને સંભારવા છે એવો બેઠા બેઠા વીચાર કરતા હતા તેજ વખત શ્રીજીમહારાજ પ્રથમ મુરતીમાન થઇને રામજીશેઠની આગળ ત્રણ હાથ છેટે આવીને ઉભા રહ્યા, તે એક ધોળી ધોતી ઢીંચણથી ચાર તસુ હેઠેકોર લાવી કચોટો વાળી ને પેરેલું બીજું કંઇ વસ્ત્ર નહીં એવી ઉઘાડે શરીરે મુરતી મહા રૂપાળી પચીસ વરસની ઉમર આશરાની દેખીને રામજીશેઠે તો પ્રથમ મહારાજનાં ઘણીવાર દરશન કરેલાં તેથી એ મુરતીના મુખારવીંદનો એવો ને એવો બરોબર ચેરો દેખીને તરત ઓળખ્યા જે આતો મહારાજ પધાર્યા તે મહારાજની મુરતીનાં પ્રથમ તો શમગ્ર દરશન થયાં ને પછી બે પગના ફુણા લાલ નખાળી આંગળીયો સહીત ને બે ધોળી ઘુંટીયું ને બે પીંડીયું ધીંગી ને ત્રીવળી સહીત ફાંદાલું ઉદર ને ઉંડી નાભી ને ગોળ ને લાંબી બે ભુજાઓ ને ધીંગો કંઠ એવા જુદાજુદા અંગનું એકવાર દરશન થઇ ગયું ને પછી તો મહારાજ ના મુખાર્વીંદ સામી રામજીશેઠની દ્રષ્ટી સ્થીર થઇ ગઇ ને આંખનું

પળ પણ મરાય નહીં ને ફરીને બીજા અંગ સામી દ્રષ્ટિ જાય પણ નહીં ને કંઇ બોલાય પણ નહીં ને દેહનું ભાન પણ કંઇ રહ્યું નહીં અને મહારાજ થોડું થોડું હસતા ને આંખનાં મટકાં ભરતા અને રામજી સામી દ્રષ્ટી કરીને જોઇ રહેલા એવા મહારાજના મુખારવીંદ સામું એક નજરે રામજી જોઇ રહ્યા, પછી એમ સુઝયું જે હું ઉભો થઇને મહારાજના પગમાં પડીને પગે લાગું તે ઉભા થવા ગયા ત્યાંતો એ મુરતી અદ્રશ થઈ ગઇ. પછી તો અતી ઉદવેગ થઇ ગયો ને આંખોમાંથી આંસુની ધારો થઈ ગઈ પણ એ મુરતી ક્યાંથી દેખાય, રામજીશેઠ તો પ્રથમ-થીજ શ્રીજીમહારાજને સર્વોપરી જાણીને ભજન કરતા હતા, પણ જે દીવસથી શ્રીજીમહારાજ પ્રગટ થઈને દરશન દઈ ગયા તે દીવસથી રામજીશેઠનું ચાર પ્રકારનું અંગ કરતા ગયા છે. તેમાં એક તો એ મહારાજની મુર્તી અખંડ જીવમાં દેખાયા કરે છે ને બીજું સ્વામીનારાયણ એવા નામના ઉચારણ વીના એક સ્વાસોસ્વાસ મીથ્યા જતો નથી, ને ત્રીજું કોઇ સ્રી સામી દ્રષ્ટી તો થતીજ નથી તેને કરીને સ્રીની વય કે વાન કે વેશ તેની ખબરજ પડતી નથી ને ચોથું સ્રીને વીષે ભોગ બુદ્ધિનો અંકુર અંતરમાંથી ઉખડી ગયો છે તે સ્વપ્નમાં પણ થતો નથી. એ ચાર પ્રકારનું અંગ મુર્તીનાં દરશન થયા પછી થઇ ગયું છે આ વાત લખવી તો નહોતી પણ શ્રીજી મહારાજ સર્વોપરી પુરૂષો-ત્તમનારાયણનો અદ્દભુત પ્રતાપ સહુને જાણવામાં આવે તે સારૂ લખી છે. વગર કીધે શી માલમ પડે માટે સહુ વાંચનાર સાંભળનાર મારી ઉપર કૃપા રાખજો, એવી રીતે શ્રીજીમહારાજે અલૌકિક દરશન દીધું. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૮૫ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે બીરાજમાન હતા, ને સુરાખાચર સોમલાખાચર પુંજાજી વીગેરે ઘણા હરીજન બેઠા

હતા તેવા સમામાં કાઠી ભકતે મહારાજને કહ્યું જે વરસાદ વીના વગડામાં મોલ સુકાઈ જાય છે તે વરસાદ વરસાવો તો મોલ સારા થાય ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે આ પુંજાજી કહે તો વરસાદ થાય ત્યારે સુરાખાચર બોલ્યા જે પુંજાજી તમે કહો જે વરસાદ થાય પણ પુંજોજી તો કાંઈ બોલ્યા નહીં તે ફરીને સુરેખાચરે કહ્યું જે પુંજાજી કેમ બોલતા નથી વરસાદ થાય એમ કહો તે ચાર પાંચવાર સુરેખાચરે પુંજાજીને કહ્યું પણ પુંજોજી તો કાંઈ બોલ્યા નહીં ત્યારે સુરાખાચર કહે પુંજાજી તને કાળો નાગ ડસે તું વરસાદ થવાનું કેમ બોલતો નથી એકવાર બોલ પણ પુંજોજી તો કાંઈ બોલ્યા નહીં ને મહારાજ તો મોઢા આડો રૂમાલ દઈને હસતા જાય. પછી સુરાખાચર કહે આ માણુસ મારો બોલનાર નથી પછી તો સભા ઉઠી ત્યારે એકાંતે સુરાખાચરે પુંજાજીને કહ્યું જે કેમ બોલ્યો નહીં આ સર્વેનું દુઃખ જાત તે તને બોલતાં શું બળ આવતું હતું ત્યારે પુંજાજી કહે સુરાખાચર હું તો ઘણુંય બોલવા સારૂ બળ કરતો હતો પણ મારા થી તો બોલાયુંજ નહીં ત્યારે સુરેખાચર કહે મહારાજને વરસાદ વરસાવવો નહીં હોય તે તને કેમ બોલવા દીયે.
એ વાત પુરી થઈ.

---

## વાત ૧૮૬ મી.

એકવાર શ્રી જુનાગઢના મંદીરનો ધજાગરો ચડાવવો હતો તે ચાર પાળા મંદીરના શીખર ઉપર જઈને ધજાગરાનું લાકડું બાથમાં લઈને તેના ખાનામાં નાખતા હતા ને હજારો માણુસ હેઠે રહે રહે જોતા હતા તે વાયુની કોક એવી આંટી આવી ગઈ તે ધજાગરાનું લાકડું નમી ગયું ને તે ચાર પાળા પણ નમીને પડે એમ થઈ ગયા ને હેઠે માણુસ ઉભું હતું તેણે પણ જાણ્યું જે આ ચારજણ હમણેજ પડશે ને ભુકા નીકળી જશે એવો સહુને ત્રાસ થઈ ગયો ત્યારે મહારાજે આવીને એ ચાર જણને બાથમાં ઝાલ્યા ને ધજાગરાનું લાકડું તેના ખાનામાં નાખી દીધું

ને મહા રક્ષા કરીને હેઠે માણસ ઊભાં હતાં તેમણે પણ મહારાજ નાં દરશન થયાં ને એ ચારજણ ઉપર હતા તેમને પણ મહારાજ નાં દરશન થયાં એવો મોટો પ્રતાપ મહારાજે દેખાડયો. એ વાત પુરી થઇ.

## વાત ૧૮૭ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી વડતાલમાં બીરાજમાન હતા ને તેમના દરશન કરવા સારૂ ઝાલાવાડી સંગ વડતાલ જતો હતો તે સંગ નડીઆદ પહોંચ્યો ત્યારે તેમની ખબર મહારાજને પડી જે ઝાલાવાડી સંગ અહીં આવે છે તે વડતાલ આજ આવશે તો અસુર થશે માટે એક સ્વાર મોકલીને નડીઆદ રોકાવીયે તો ઠીક પછી સુરાખાચરને મહારાજે આજ્ઞા કરી જે સ્વાર મુંકી નડીઆદ એ સંગને રોકાવો, પછી વળી મહારાજે સુરાખાચરને કહ્યું જે આતો ઘણી વેળા છે તે સંગ તો અહીં પોકી જાત પણ આપણે ના પાડી તે આજ અહીં નહીં આવે ને પારકે પાધર રાતના હેરાન થશે માટે બીજો સ્વાર મુંકીને એ સંગને વડતાલ તેડાવો, પછી વળી મહારાજ બોલ્યા જે સુરાખાચર આપણે એ સંગને આજ અહીં તેડાવ્યો તે આવ્યા વગર રેશે નહીં તે અસુર થશે તો પણ આવશે માટે ત્રીજો સ્વાર મુંકીને એ સંગ નડીઆદ રહીને સવારે આવે એમ કરો પછી વળી ત્રીજો સ્વાર મુંકીને સંગને રખાવ્યો, પછી સવારમાં એ સંગ વડતાલ આવ્યો ત્યારે એ સંગમાં એક ડોશી બહુ આકરૂં માણસ હતી તે મહારાજ ગોમતી ઉપર સભા કરીને બેઠા હતા ત્યાં એ ડોશીએ જઇને મહારાજને વઢવા માંડયું જે કાલ દીવસે અમને હેરાન કરી નાખ્યાં તે ઘડીકમાં વેલડાં જોડાવ્યાં ને વળી ઘડીકમાં છોડાવ્યાં ને વળી આવશો તો બીક લાગશે એવું તોફાન લઇ બેઠા છો તે બીક કેની લગાડી લાગે છે ને કેની મટાડી મટે છે. એ બીક કેના હાથમાં છે માટે અમને તો એવી રીસ ચડી છે જે જાણીયે મોઢુંજ ન જોઇએ પણ શું કરીયે બીજો જે નાનો

મોટો ભગવાન હોત તો રાવ કરત પણ બીજો કોઇ ભગવાન ન મલે. તે ક્યાં જઇએ એમ ડોશી વઢતી જાય ને મહારાજ પોતાના મુખારવીંદ આડો રૂમાલ દઇ હસ્તા જાય પછી મહારાજ બોલ્યા જે ડોશી તમ જેવી ડોશી સોનામોરની થાળી ભરીને કાશીસુધી ચાલી જાય તોય કોઇ લુંટે નહીં ને માર્ગ પણ કોઇને પુછવા પડે નહીં ને પહોંચતાં વાર પણ લાગે નહીં એવો રાજા તમારી રક્ષા કરવા નરનારાયણ હમણેજ લાવે છે એમ કહી ચપટી વગાડી જે હવે વાર નથી એવું સાભળીને સર્વે સભાને એમ થયું જે એવો રાજા કોણ આવશે ને કયારે આવશે પછી તો તત્કાળ ટોપીવાળો આવ્યો ને મહારાજ બોલ્યા હતા તેવોજ બંદોબસ્ત એ રાજાએ કર્યો તે સહુયે નજરે દીઠો.
એ વાત પુરી થઇ.

## વાત ૧૮૮ મી.

શ્રીજીમહારાજે શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના આથમણા બારના ઓરડાની વાંસે એક કુવો ગળાવ્યો ને તે પુનમને દીવસે પાણી આવ્યું તે એ કુવાનું પુનમીયો એવું નામ પાડયું, પછી મહારાજે બ્રાહ્મણ જમાડ્યા તે તેમાં ચાર બ્રાહ્મણ વીદ્વાન હતા તેને મહારાજે કહ્યું જે આ કુવામાં ગંગાજી આવ્યાં છે ત્યારે તે બ્રાહ્મણ બોલ્યા જે હે મહારાજ ગંગાજી અહીં આવે નહીં ત્યારે મહારાજ કહે તમે એ કુવામાં જુઓ ગંગાજી છે કે નહીં પછી એ ચાર જણે કુવામાં જોયું ત્યાં તો ગંગાજી મુર્તીમાન સ્ત્રી રૂપે દેખ્યાં પછી એ બ્રાહ્મણે મહારાજને કહ્યું જે હા મહારાજ ગંગાજી છે એવું અદ્દભુત આશ્ચર્ય એ બ્રાહ્મણે દીઠું. એવાત પુરીથઇ.

## વાત ૧૮૯ મી.

ગામ અગત્રાઇમાં પરવતભાઇ રહેતા હતા તે એમના દીકરાને બહુ મંદવાડ થયો તે દેહ ન રહે એવો અવશર થયો ને ગામનું માણસ સહુ આવીને બેઠું હતું, તે ટાણે શ્રીજીમહા-

રાજનો કાગળ પરવતભાઈ ઉપર આવ્યો તેમાં લખેલું જે કાગળ વાંચીને તેજ ઘડીયે અમારી પાસે આવજો. ઘડીયે ખોટી થશો નહીં તે કાગળ વાંચીને પરવતભાઇ તરત ઉભા થયા, ને ચાલવા નું કર્યું ત્યારે ગામનાં માણસ જે બેઠાં હતાં તેમણે કહ્યું જે આ દીકરો ઘડી સાત છે. આમ મુંકીને જવાય નહીં. ત્યારે પરવતભાઇ બોલ્યા જે દીકરો દેહ મુકે તો તમે બાળી આવજો પણ મહારાજે મારી ઉપર લખ્યું છે જે કાગળ વાંચીને ઘડીયે ખોટી થશો નહીં તે હુતો જઈશ, એમ કહીને પરવતભાઇ ચાલી નીકળ્યા. તે તળાવ જેટલે પહોંચ્યા ત્યાં તો દીકરે દેહ મુકયો ત્યારે દોડતું માણસ પરવતભાઈ પાસે જઇને કહ્યું જે દીકરે દેહ મુકયો તમે પાછા ઘેર આવો ત્યારે પરવતભાઇ બોલ્યા જે એમાં મારે શો ખોટકો આવ્યો છે જો ખાટલાનો પાયો ભાગ્યો હોત તો પાછો ઘડાવીયે ત્યારે ખાટલે સુવાય ત્રણ પાયાને ખાટલે સુવાય નહીં તે એ ખોટકો કહેવાય, માટે એવો ખોટકો તો આ નથી તે હું પાછો નહીં આવું તમે એની દેહ કીયા કરજો. એમ કહી એતો ચાલી નીકળ્યા તે આગળ જઈ નાહી ધોઇને મહારાજ પાસે ગયા, ત્યારે મહારાજે પુછયું જે તમારા દીકરાને કસર હતી તે હવે સુવાણ થઇ, ત્યારે પરવતભાઈ કહે હા મહારાજ આ સંસારરૂપી મહા મોટો રોગ તે એને હવે મટી ગયો ને મહા સુખરૂપ તમારૂં ધામ તેમાં ગયો તે એને સારી પેઠે સુવાણ થઇ, ત્યારે મહારાજ કહે તમારે દીકરે દેહ મુકયો ત્યારે તમે ઘેર હતા ત્યારે પરવતભાઈ કહે ના મહારાજે તમારો કાગળ આવ્યો તે હું તો એને માંદો મેલીને ચાલી નીકળ્યો હતો તે બહાર આવ્યા કેડે એને દેહ મુકયાની ખબર સાંભળી ત્યારે મહારાજ કહે તમે એ ગામના પાદરમાંજ હતા તે કેમ પાછા ઘેર ગયા નહીં ત્યારે પરવતભાઇ કહે હે મહારાજ તમે લખ્યું હતું જે ઘડીયેક પણ ખોટી થશો નહીં તે મારાથી કેમ રહેવાય એવું સાંભળીને શ્રીજીમહારાજે મુકતાનંદસ્વામી પાસે પરવતભાઇનાં વખાણ કર્યાં. અને બહુ રાજીથયા. એ વાત પુરી થઈ.

## વાત ૧૯૦ મી.

એકવાર શ્રીજીમહારાજ ગઢડામાં બીરાજમાન હતા ત્યારે દીવાનજી આવે છે એવી ખબર પડી તે આગળ તો જ્યારે જ્યારે દીવાનજી આવતો ત્યારે ત્યારે મહારાજ કાંતો સંતાઇ જતા ને કાંતો કોઇક ગામ જતા રહેતા તે જાણીયે અતીશે બીતા હોય ને શું એમ સહુને જણાવતા ને તે ફેરેતો દીવાનજીની ખબર સાંભળીને મહારાજે સર્વે સાધુને કહ્યું જે તમારાં જેટલાં પુસ્તક હોય તે સર્વે લઇને બહાર આવો ને સર્વે કાઠી પાળાઓને કહ્યું જે તમારાં જેટલાં હથીયાર હોય તે સર્વે લઇને બહાર આવો પછી એ સર્વે પુસ્તક તથા હથીયાર લેવરાવીને જે દીશા દીવાનજીને આવવાની હતી તે માર્ગ ઉપર ગામની બારલીકોર સભા કરીને સર્વે પુસ્તક મોટા મોટા બાજોઠ ઉપર મુકાવ્યાં ને સર્વે હથીયાર બંધાવી બંધાવીને પાળાઓને ઉભા રાખ્યા તે સર્વે સાધુ પાળાની સભા કરીને શ્રીજીમહારાજે ઢાલીયા ઉપર ગાદીતકીયા નંખાવીને બીરાજમાન થયા. તે ટાણે દીવાનજીની ફોજ ગામને નજીક આવીને પોતાના બે સ્વારો મહારાજની ખબર કાઢવા સારૂ આગળ મોકલ્યા. તે જ્યાં મહારાજ હતા ત્યાં આવીને એક નજરે નેત્રના પલ રહીત થઇને એ બેયજણ મહારાજની સામું જોઇ રહ્યા ત્યારે મહારાજે એ બેયજણને પુછયું જે તમે કેના સ્વાર છો, ને અહીં કેમ આવ્યા છો ત્યારે એ બેય બોલ્યા જે અમે દીવાનજીના સ્વાર છીયે ને અહીં અમને તમારી ખબર કાઢવા સારૂ મોકલ્યા છે, ત્યારે મહારાજ કહે તમારા દીવાનજીને કહેજો જે શાસ્ત્રે કરીને સભા કરવી હોય તો આ શાસ્ત્ર તૈયાર કરી રાખ્યાં છે ને સહસ્ત્રે કરીને સભા કરવી હોય તો સસ્ત્ર પણ તૈયાર કરી રાખ્યાં છે. એ બેમાં જેમ તમારીમરજી હોય તેમ અમે તૈયાર છીયે એવું મહારાજનું વચન સાંભળીને તે સ્વારે દીવાનજીને જઇને એ સર્વે વાત કરીને પછી એ સ્વારે દીવાનજીને કહ્યું જે સ્વામીનારાયણ પાસે તો હજારો માણસ મહા

કરડાં હથીઆરબંધ ઉભા છે તે જો એનું કાંઇ નામ લેશો તો તમારા પંડ સહીત આ લશ્કરમાં કોઇ કુશળ રહેવા પામશો નહીં એવું અમે એનું મહા ભયંકર સૈન્ય દેખ્યું છે તે તમારે એની પાસે જવુંજ નહીં, જો તમારૂં કુશળ ઇચ્છો તો, એવું એ બેય સ્વારોનું વચન સાંભળીને એ દીવાનજી મહા ભય પામી ગયો તે ગઢડા પાસેથી નીકળી શકયો નહીં તે ફેર ખાઇને ઘેલાને બારલેકાંઠે પડાવ કર્યો ને શ્રીજીમહારાજે એ બેય સ્વાર ગયા પછી સભામાં કહ્યું જે એ બેય જણાના જીવમાં મારી મુર્તી પેસી ગઈ છે. તે એ બેય ઇંદ્ર થશે પછી બીજે દીવસે મહારાજે પોતાના ડંડી વીસ પચીસ હતા તેમને એ દીવાનજી ઉતર્યો હતો એ આરે સવારમાં નાવા મોકલ્યા. તે દીવાનજીયે પોતાના દેરા બહાર નીકળીને જોયું ત્યાં એ ડંડીને દેખીને બોલ્યો જે આ કેના ડંડી છે ત્યારે કોઇકે કહ્યું જે એતો સ્વામીનારાયના ડંડી છે ત્યારે દીવાનજી એમ બોલ્યો જે આ પાંચ છ હજાર તો બ્રાહ્મણને મુડી મુડીને એણે ડંડી કર્યા છે, એવો એ સમર્થ છે. માટે હવે આપણે એનું કોઇ દીવસ નામ લેવું નહીં એવો ભય પામી ગયો. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૧ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી અમદાવાદમાં સભા કરીને બેઠા હતા. તે ટાણે બે બાબી મહા જબરા ને અતી ઉનમત જેવા મહારાજ પાસે આવીને બેઠા તેમાં એકના હાથમાં કાલીચા બે સીંધડાં લાંબાં અણીઆળા સામસાંમાં લોઢાથી જડેલા એવા તે બેસીને એકજણો બોલ્યો જે અરે માહંતજીએ જીવન મુકતા કર્યું કરેગેં. ત્યારે બીજો બોલ્યો જે ઇનકુ લેચલો એમ એ બે જણ પરસ્પર બોલતા હતા ત્યારે સભામાંથી એક સમાધીનીષ્ઠ સાધુયે આવીને એના બે હાથ ઝાલીને સમાધીમાં જતા રહ્યા તે એ બાબીના બે હાથ ભીંસાવા માંડ્યા તે જાણીયે છુંદો

થઈ જશે ને ખાખીયે તો ખરકે ખરકા પાડવા માંડયા ને આંખ-માંથી આંસુની ધારો થવા માંડી તે રોતો જાય ને કેતો જાય જે મેલરેખાબુ મેલરેખાબુ મર જાતા હું મેરા પ્રાણુ નીકલ જાતા હે ને બીજા બાવાને કેતો જાય જે ઇનકા હાથ છોડાઇ દે હાથ છોડાઇ દે, ને બીજો બાવો એના બે હાથે કરીને એ સાધુના હાથ છોડાવવા વળગી પડેલો તે ઘણું જોર કરે પણ વજા ટુટે તો એ હાથ છુટે એવા થયેલા, તે બેય બાવાનો તો કાંઈ ઉપાય રહ્યો નહીં. પછી મહારાજે દ્રષ્ટી કરી તે હાથ છુટયા તે છુટતાંજ એ બે જણુ નાઠા તે પાછું વળીને જોવાજ ઉભા રહ્યા નહીં, જાણે ઉભા રહીશું ને કંઇક કહીશું ને પાછા જો હાથ પકડશે તો હવે જીવીશું નહીં. એવો ભય પામીને નાશી ગયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૨ મી.

એકવાર શ્રીજીમહારાજ સુરાખાચર, સોમલાખાચર વીગેરે ઘણા સ્વારે સહીત ગુજરાતમાં જતા હતા, તે રસ્તામાં એક સસલાને કુતરો તગડે આવે તે ઘણે છેટેથી દોડેલો ને થાકી ગયેલો તે મહારાજની ગોડી આગળ સસલો આવીને ઉભો રહ્યો ને વાંસે કુતરો દોડયો આવે તેને સર્વે સ્વારે ઘણા હાંકોટા કર્યા પણ કુતરે તો એ સસલાને ઝાલ્યો ત્યારે મહારાજ ઘોડી ઉપરથી હેઠા ઉતરી પડયા. ને સર્વે સ્વારો પણ હેઠા ઉતર્યા ને કુતરો તો સસલાને મુંકીને નાસી ગયો. ને સસલો તો થોડો થોડો જીવતો હતો ને મહારાજ સામી દ્રષ્ટી કરીને પડયો પછી મહારાજે પોતાને હાથે એ સસલા ઉપર પાણી રેડયું ને વર્ત-માન ધરાવ્યાં પછી સર્વેને કહ્યું જે હવે ધુન્ય કરો તે ધુન્ય કરાવી ત્યાંતો એ સસલો મરી ગયો. પછી મહારાજ ને એ સ્વારો સર્વે ચાલ્યા તે એક સારો આંબો જોઇને ત્યાં ઉતરવા ગયા, ત્યાંતો એ આંબા હેઠે કોઇક દીશાએ ગયેલ તે જોઇને

ત્યાંથી ચાલી નીકળ્યા તે બીજા ઝાડ હેઠે જઇને ઉતર્યા, ત્યારે સુરેખાચરે મહારાજને પુછયું જે હે મહારાજ એ સસલાને તો ભીષ્મપીતાના જેવો જોગ થયો, તમે હાથે પાણી રેડયું, ધુન્ય કરી, વ્રતમાન ધરાવ્યાં, તમારાં દરશન થયાં એવો મહાભાગ્યશાળી તેને કુતરે કેમ માર્યો, ને આંબા હેઠે તમે ઉતરવા પધાર્યા હતા ત્યાં દીશાએ ગયેલ એ આંબાનું બગડયું તે એ કોણ ત્યારે મહારાજ બોલ્યા જે એ કુતરો એ સસલાનો ઘણા દીવસનો હેતું હતો તે બરાબર જોગ સાચવી દીધો ને એ દીશાએ ગયેલ પુરૂષ એ આંબાનો ઘણા દીવસનો શત્રુ હતો, તે એણે પણ પુરી શત્રુતા કરીને એ આંબાનું બગાડી દીધું. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૩ મી.

ભાઇ આત્માનંદસ્વામી મહા મોટા સદગુરૂ સંત હતા ને મહારાજની આજ્ઞા અખંડ પાળતા હતા, ને પોતાની એકસો ને સત્તર વરસની ઉંમર થઇ હતી, ને વાગડ ગામનું હલકું પાણી પોતાને ઠીક પડતું તે ઘણું કરીને તે વાગડમાં રહેતા હતા. પછી એકવાર પોતે શ્રી જુનાગઢના મંદીરમાં દરશન કરવા ગયા. ત્યારે ત્યાં સદગુરૂ ગુણાતીતાનંદસ્વામી હતા તે પણ મહા મોટા સમર્થ સંત હતા ને મહારાજની મુર્તિને અખંડ દેખતા ને મહારાજના સ્વરૂપને સર્વોપરીનો નીશ્ચય સહુને કરાવતા એવા હતા, પછી એ બેય સદગુરૂ એક બીજા મળી પરસ્પર દરશન કરી કુશળતા પુછી, ને પછી બેય સદગુરૂ એકાંતમાં જઈને બેઠા ત્યારે ગુણાતીતાનંદસ્વામી બોલ્યા જે હે મહારાજ આત્માનંદજી તમારો દેહ ઘણા દીવસ રહ્યો તેનું કારણ તમે કાંઇ જાણો છો ત્યારે આત્માનંદજી કહે ના મહારાજ હું એનું કારણ જાણતો નથી. તે તમે મને એ વાત કરો ત્યારે ગુણાતીતાનંદસ્વામી બોલ્યા જે શ્રીજીમહારાજને તમે બહુ વહાલા છો ને મહારાજની આજ્ઞા અખંડ પાળનારાછો ને મહારાજ પણ તમને બહુ

વહાલા છે ને મહા સમર્થછો પણ મહારાજનું સ્વરૂપ જેવું છે તેવું જથારથ જાણવામાં તમારે કાંઇ ફેર છે, માટે મહારાજ એમ જાણે છે જે આ આત્માનંદસ્વામી મને બહુ વહાલા છે. ને મારી મુર્તિવીના એ રહી શકે એવા નથી, તે ઝાઝા દીવસ જીવીને પણ મારા સ્વરૂપને જેમ છે તેમ જાણીને પછી દેહ મુકે તો મારી શમીપમાં રહેવાનું એમને સુખ આવે એમ વીચારી ને તમારો દેહ મહારાજ રાખે જાય છે માટે શ્રીજીમહારાજના સ્વરૂપની હું તમને વાત કરૂં, તે પ્રમાણે તમારા અંતરમાં ઉતારીને જીવમાં ઘેડ બેસાડી દીયો. તો પછી તમારો દેહ તરત મહારાજ મુંકાવી દેશે એવી ગુણાતીતાનંદસ્વામીની વાત સાંભળીને પોતાની જે આંટી હતી તે છુટી ગઇ ને મહારાજના સ્વરૂપનું જ્ઞાન જેમ જાણવું હતું તેમ જાણ્યું, પછી આત્માનંદસ્વામીયે ગુણાતીતાનંદસ્વામીને કહ્યું જે હે ગુરૂ આવી વાત તમે મને કેમ ક્યારેય કરી નહોતી, ત્યારે ગુણાતીતાનંદસ્વામી કહે મેંતો આજ મહારાજની આજ્ઞાથી તમને વાત કરી છે. પછી ભાઇ આત્માનંદસ્વામી વાગડમાં આવ્યા, અને થોડેક દહાડે દેહ મુકી અક્ષરધામમાં ગયા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૪ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ મેઘપુર મધ્યે લાડકીબાઇને ઘેર ગયા ત્યારે એ લાડકીબાઇયે મહારાજ સારૂ થાળ તૈયાર કર્યો. ત્યારે મહારાજ કહે અમે નાઇ આવીયે, એમ કહીને નાવા સારૂ બારલીકોર ગયા. ત્યાંતો ભુજવાળા હીરજીભાઇ ભેગા થયા ત્યારે હીરજીભાઇ કહે હે મહારાજ ભુજ પધારો, ત્યારે મહારાજ કહે ચાલો પછી મહારાજ ને હીરજીભાઇ એ બેય જવા તૈયાર થયા, ને લાડકીબાઇનો થાળ તો પડયો રહ્યો, પછી દરીયાને કાંઠે જઇને વાણમાં બેસવાનો ઠરાવ વાણવાળા સાથે કર્યો. પછી મહારાજે એ વહાણવાળાને કહ્યું જે આ તારૂં વહાણ બુડે તો નહીં

કે ત્યારે વહાણવાળો કહે ના બાવાજી વહાણ બુડે નહીં ત્યારે મહારાજ કહે જોજે ભાઇ અમને બુડાડતો નહીં, ત્યારે વહાણવાળો કહે બાવાજી સીદ ફીકર રાખો છો. વહાણ બુડે નહીં ત્યારે મહારાજ કહે આગળ કોઇ વહાણ બુડયાં હશે, ત્યારે વહાણવાળો કહે એ તો હજારોમાં કોક બુડે ત્યારે મહારાજ કહે આ હજારો માયલુંજ વહાણ હોય તો શી ખબર પડે. માટે અમને ન બુડાડતો વહાણમાં બેસીયે ત્યારે વહાણવાળો કહે નહીં બુડાડું વહાણમાં બેસો પછી તો મહારાજ ને હીરજીભાઇ એ બેય વહાણમાં બેઠા ને બીજું પણ ઘણું માણસ વહાણમાં બેઠું હતું. પછી વહાણ હાંકયું તે થોડીકવાર થઇ ત્યાંતો મહા મોટી વાવળ આવી ને વહાણ તો ડોલવા માંડયું ને વહાણમાં બેસનારાને મહા ઉદવેગ થઇ ગયો, ને સહુ એમ બોલ્યા જે વહાણ બુડયું બુડયું એમ બુમાટ થવા માંડયો ત્યારે એ વહાણવાળો બોલ્યો જે આ બાવે મારા વહાણને કાંઇક કર્યું છે મને ઘડીયે ઘડીયે કહેતો હતો જે વહાણ બુડે તો એમ મને ખરાવી ખરાવી ને ઘણીવાર કહ્યું માટે આ બાવાનો વાંક છે. એમ વહાણવાળાનું કહેવું સાંભળીને મહારાજ બોલ્યા જે અરે ભાઇ તારૂં વહાણ બુડે તેમાં મારો શો વાંક છે ને તને મારો વાંક સુઝતો હોય તો આ તારૂં વહાણ પડયું એમ કહીને મહારાજે દરીયામાં પડતું મેલ્યું. ત્યારે હીરજીભાઇ વહાણમાં બેઠા હતા તેમણે જાણ્યું જે આ ભુડું થયું, મહારાજ તો દરીયામાં પડ્યા માટે મારે પણ મહારાજ પાછળ દરીયામાં પડવું, એવો વીચાર કરીને હીરજીભાઇ પણ દરીયામાં પડયા, ને મહારાજ ને હીરજીભાઇ એ બેય જ્યારે દરીયામાં પડયા ત્યારે તો વાયું ન મળે વાવળ ન મળે કાંઇ તોફાન ન મળે એટલે વહાણ તો સુખે ચાલ્યું ગયું. ને મહારાજ ને હીરજીભાઇ એ બેય તો જે ઠેકાણે વહાણમાં બેઠા હતા તેજ ઠેકાણે બારા નીકળ્યા ત્યારે હીરજીભાઇયે મહારાજને કહ્યું જે આ શું ચરીત્ર કર્યું ત્યારે મહારાજ કહે આજ

તો લાડકીબાઈયે થાળ અમારા સારૂ કર્યો હતો તે થાળ પડયો મુંકીને અમે તમારા ભેગા આવતા હતા, તે એ લાડકીબાઇ વાયુ રૂપે થઇને અમને પાછા વાળવા આવ્યાં હતાં, તે અમે જો દરીયામાં ન પડયા હોત તો એનું વહાણુ બોળાઇ જાત. તે સારૂ અમે દરીયામાં પડતું મુંકયું, હવે ચાલો લાડકીબાઇનો થાળ જમવા જવું પડશે. પછી મહારાજ ને હીરજીભાઇ લાડકીબાઇને ઘેર ગયા. ને મહારાજ થાળ જમ્યા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૫ મી.

એકવાર શ્રીજીમહારાજ ગામ વસોમાં પધાર્યા, ને પછી તે ગામને હરીભકતે મહારાજની ઘરોઘર ગામમાં પધરામણી કરવા માંડી. તે ગાજતે વાજતે એ ગામમાં ફર્યા, ત્યારે એ ગામમાં એક ગોસાઇજીના પંથની ડોશી હતી. તે એણે એમ વીચાર કર્યો જે મારે સ્વામીનારાયણનું મોઢું જોવું નથી, એમ ધારીને પોતાનાં ઘરનાં કમાડ વાસીને ઘરમાં બેઠી, તે જ્યારે મહારાજ ગામમાં ફરીને બારા ગયા ત્યારે એ ડોશીયે ઘરમાં રહીને બીજાને પુછયું જે સ્વામીનારાયણ ગયા ત્યારે બીજે કહ્યું જે હા એતો ગયા. પછી એ બાઇયે પોતાનું કમાડ ઉઘાડયું ત્યાંતો મહારાજ ની મુરતી આગળ દેખી એટલે કહે અરે આતો આ ઉભા કયાં ગયા છે, એમ કહીને પાછાં કમાડ વાસ્યાં ત્યારે તો મહારાજ ની મુરતી ઘરમાં દેખાવા માંડી. પછી આંખો વીચી ગઇ તોય મહારાજની મુરતી દેખાવા માંડી પછી તો આડું અવળું ઉંચું નીચું જ્યાંજ્યાં જુવે ત્યાંત્યાં મહારાજની મુરતી દેખવા માંડી પછી તો બરકા પાડવા માંડયા જે આ સ્વામીનારાયણ તો મારા પેટમાં ગરી ગયા છે, તે નીકળતા નથી પછી તો ગામનું ઘણું માણસ એ ડોશીને ઘેર ભેગું થયું. ને ડોશીયે તો બરકે બરકા પાડવા માંડયા પછી સર્વે સતસંગીને એ વાતની માલમ પડી, ત્યારે મહારાજ તળાવની પાળ ઉપર છાંયે બેઠા હતા, ત્યાં સત-

સંગીયે એ વાત મહારાજને કરી ત્યારે મહારાજ કહે હવે એ ડોશીને મુરતી નહીં દેખાય, એમ કહ્યું ત્યારે એ ડોશીને મુરતી ન દેખાંણી. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૬ મી.

એકવાર શ્રી ગઢડેથી જીવુબાઇ મેમકે રામજીશેઠને ઘેર પધાર્યાં ને ત્યાંથી વઢવાણમાં ડોસાભાઇને ગેર ગયા ત્યારે એ વઢવાણમાં એક વાણીયાની સ્રીને દીકરો નહીં તે એ બાઈ જીવુબા પાસે આવી પગે લાગીને બોલી જે બા મારે દીકરો નથી તે તમે જો મને દીકરો થવાનું વચન આપો તો મારે દીકરો થાય. ત્યારે જીવુબા કહે જે અરે બાઇ તું ગાંડી છું, અમારા હાથમાં ક્યાં દીકરો છે એતો ભગવાનના હાથમાં છે. માટે તું ઘરે જા. પણ એ બાઇને તો એવોજ ભરૂસો આવેલો જે આ બા કહે તો મારે જરૂર દીકરો થાય, પછી એ બાઇતો બેસી રહી. ઘેર ગઈ નહીં, ને તે ટાણે જીવુબાને ચાલવાનું હતું, તે ચાલ્યાં તે સહુ વળોટાવા ગયાં. ને એ બાઇ પણ વાંસે વાંસે ગઇ તે સહુતો વળોટાવીને પાછાં વળ્યાં. ને એ બાઇતો જીવુબાના રથ પાછળ ચાલી તેને જીવુબાયે પાછી વાળવા માંડી, પણ પાછી વળી નહીં તે ત્રણ ગાઉ ખારવા ગામ છે. ત્યાંસુધી વાંસેવાંસે ચાલી ગઇ, ત્યારે બીજા ગામને માર્ગે રથ ચાલ્યો ત્યારે એ પણ વાંસે ચાલી તે જ્યારે જીવુબા એને ઉભી રાખવાનું કહે ત્યારે એ બાને કરગરી પગે લાગીને બોલે જે બા તમે તો મહા સમર્થ છો, તે તમે મને રાજી થઇને વચન આપો, તો મારે દીકરો થાય, મારો વંશ જાય છે પછી વળી જીવુબાઇનો રથ ચાલ્યો ને એ વાંસે વાંસે ચાલી જાય તે સાત ગાઉ ગામ હતું ત્યાં રથ પહોંચ્યો. પણ બાઈતો પાછી વળી નહીં ત્યારે જીવુબા બોલ્યાં જે અરે બાઇ તું ઉભી રહે તને ગોપીનાથજી દીકરો આપશે. પણ સવા વરસ નો દીકરો થાય ત્યારે પાંચ રૂપીયા લઇ એ દીકરાને ભેગો લઇને

ગઢડે ગોપીનાથજીનાં દરશન કરવા આવજે. હવે પાછી વળ પછી એ બાઇ બાને ઘણું ઘણું પગે લાગીને સાત ગાઉથી પાછી વળી પછી એને દીકરો થયો ને ગઢડે જઇને ઠાકોરજીને પગે લગાડી આવી ને એનો વંશ રહ્યો. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૭ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે સભા કરીને બીરાજમાન હતા. ને ભગવાનની આજ્ઞા અખંડ પાળવી જરાપણ લોપવી નહીં. અને આજ્ઞાના ભંગથી મહા મોટું દુઃખ થાય છે, એ અંગની વાત કરતા હતા, તે ટાણે એક હરીભકતને શમાધી કરાવીને જમ પુરીમાં મોકલ્યો તે જમપુરીમાં નરકના કુંડમાં એક પોતાની ઓળખીતી ડોશી દેખી ત્યારે તે ડોશીને તેણે કહ્યું જે અરે ડોશી તું તો રામાનંદસ્વામીની સતસંગી હતી. ને આ નરકના કુંડમાં કેમ પડી છું ત્યારે ડોશી બોલી જે એકવાર રામાનંદસ્વામીના સાધુનો વાંક આવ્યો હતો તે રામાનંદસ્વામીયે મને આજ્ઞા કરી જે એ સાધુને પાંચ ખાસડાં માર, ત્યારે મેં એ સાધુને પાંચ ખાસડાં મારીને એક છઠું ખાસડું મારીને કહ્યું જે આ એક ખાસડું મારી વતી તને મારૂં છું. ત્યારે રામાનંદસ્વામી બોલ્યા જે અરે ડોશી એ પાંચ ખાસડાં તો મારી આજ્ઞાથી તેં એ સાધુને માર્યાં. તે તેનો તો તને દોષ નહીં લાગે, પણ આ છઠું ખાસડું તારીવતી એ સાધુને તે માર્યું તે તેનો દોષ તને લાગ્યો. એમ રામાનંદસ્વામી બોલ્યા હતા તે એ દોષે કરીને હું નરકમાં પડી છું. એમ એ ડોશીયે કહ્યું ત્યારે એ હરીભકત શમાધીમાંથી બારો આવ્યો ને એ વાત સર્વે સભાને સાંભળતાં મહારાજ પાસે કરી. ત્યારે તે ટાણે સ્વરૂપાનંદસ્વામી સભામાં બેઠા હતા તેમને મહારાજે આજ્ઞા કરી જે તમે જમ પુરીમાં જઈને એ ડોશીને બહાર કાઢો ને પછી જમપુરીમાં નરકના કુંડ છે તે ઉપર જઈને ઉંચે સાદે સ્વામીનારાયણ સ્વામી-

નારાયણ સ્વામીનારાયણ એમ ત્રણવાર મારૂં નામ લઇ તાળી પાડીને ઉચ્ચારણ કરો પછી સ્વરૂપાનંદસ્વામી સમાધી કરીને જમપુરીમાં ગયા ને પ્રથમ એ ડોશીને નરકના કુંડમાંથી બારી કાઢીને ધાંમમાં મોકલીને પછી એ નરકના કુંડ ઉપર જઇ તાળી પાડીને ઉંચે સાદે સ્વામીનારાયણના નામનું ઉચ્ચારણ ત્રણવાર કર્યું. ત્યારે આકાશમાં વીમાનનો ઠઠ થઇ ગયો, ને છ લાખ ચોરાસી હજાર નરકના કુંડમાં જેટલા પાપીષ્ટ જીવ હતા, તે સર્વે બારા નીકળ્યા. ને સ્વરૂપાનંદસ્વામીને પગે લાગી વીમાનંમાં બેસીને દેવલોકમાં ગયા. પછી સ્વરૂપાનંદસ્વામી સમાધી માંથી બહાર આવીને એ સર્વે વાત સભા સાંભળે તેમ મહારાજને કહી, ત્યારે મહારાજ બોલ્યા જે જ્યારે રાજા ગાદીયે બેસે છે ત્યારે બંધીખાનામાંથી સર્વે બંધીવાનને છોડી મુંકે છે. તેમ અમે પણ જમપુરીના બંધીવાનને છોડાવી દીધા. એવી મહારાજની વાત સાંભળીને સર્વે સભા મહા આશ્ચર્ય પામતી હવી. ને કોઇ અવતારે કોઇ ભગવાને કોઇ વખત નરકમાંથી પાપીષ્ટ જીવને બારા કાઢેલા નહીં ને આ અવતારે નરકનાસર્વે જીવનો ઉદ્ધાર કર્યો તેથી આ અવતારને સર્વોપરી પુરૂષોતમપણાનો સહુને નીશ્ચય કરાવતા હવા. એ વાત પુરી થઇ.

---

## વાત ૧૯૮ મી.

એકવાર શ્રીજીમહારાજ ખોખરા મેમદાવાદમાં બીરાજમાન હતા. ને પોતાને દરશને ઘણા હરીજન બાઇ ભાઇ આવેલ હતા. તેમને તો આગલે દહાડે રજા દીધી હતી, તે સહુ ગયા હતા ને પોતે થોડાક પાળા ને હરીજન રાખ્યા હતા. તે કાંકરીયે તળાવ લોલંગર બાવાની ઘણા માણસો ને ઘણા હથીયારવાળા એવી જમાત્ય હતી. ને તે બાવે અમદાવાદના સુબા સાથે વાત કરેલી જે સ્વામીનારાયણને મારે મારવા છે પછી એ બાવાના બસે માણસને આશરે બંધુકોમાં ગોળીયો ભરીને મહારાજ ખોખરામ

પાટીદારને ઘેર બીરાજતા હતા ત્યાં આવીને એ સર્વે હરીજન પાળા બેઠા હતા તે સામે એકસાથે સર્વે બંધુકો છોડીયો તે એ ગોળીયો સામી ભીંતમાં વાગી. તે ભીંતને કાણેકાણાં પડી ગયાં ને જે માણુસ બેઠાં હતાં તેને તો કાંઇ પણ વાગ્યું નહીં. પછી મહારાજે પોતાના પાળાને આજ્ઞા કરી જે સહુ ઉઠો ને એમને મારો પછી પાળા ઉઠ્યા તે હાથમાં તરવારો લઇને એ બાવાને મારવા માંડ્યા તે કેટલાક મુખત્યાર હતા. તેને તો એ ચોકમાં ઢાળી દીધા ને કેટલાકને ઘવરાવ્યા, પછી એ સર્વે ભાગ્યા તે એમને ઘણે દુરસુધી તગડીને એ સર્વે પાળા મહારાજ પાસે આવ્યા પછી મહારાજ બોલ્યા જે હવે આપડે અહીં રહેવું નહીં. પછી ગામની પાછળ એક શેર હતો ત્યાં થઇને ચાલીનીકળ્યા. તે એક ગાઉને આશરે ગયા, ત્યારે મહારાજ બોલ્યા જે આ વેરીભાઇ તો સાધુ હતા પણ તરવાર ઝાલીને લડાઇ કરવા ગયા તેથી એમના કાન કપાયા છે તે એ કાનની પીડા થાય છે માટે આ ઝાડ હેઠે ઘડીકવાર સહુ સુઇ જાઓ, પછી સહુ સુઇ ગયા ને મુળજીશેઠ પણ ભેગા હતા તે થોડીવાર સહુ સુઇને ઉઠયા ત્યાંતો એ સુતા હતા એ ઠેકાણું નહીં ને શલકી ગામ આવ્યું ત્યારે મહારાજે એ ગામના દયાલજીભાઇને તેડાવીને કહ્યું જે અમારી વાંસે અમદાવાદના સુબાની ફોજ આવે છે, તે તમારા થી અમારી રક્ષા થશે, ત્યારે દયાલજી બોલ્યા જે હે મહારાજ મારે તો દસહજાર કાંમઠી છે તે એ સુબાનો કાંઇ ભાર નથી. ત્યારે મહારાજ કહે પચીસ કામઠીવાળા આ માર્ગમાં ઉભા રાખો પછી તેટલા ઉભા રાખ્યા ને મહારાજ ગામમાં પધાર્યા. ને એ બાવા મરાયા હતા ને ઘવરાવ્યા હતા. તેમણે અમદાવાદના સુબા પાસે ફરીયાદ કરી ત્યારે ડોઢસો ઘોડાની ફોજ એ સુબે મહારાજ ને ઝાલવા સારૂ પાછળ ચડાવી. તે ખોખરે આવી તે ત્યાંતો મહારાજ નહીં પછી પાછળ પાછળ શલકીયે આવ્યા ત્યાંતો એ પચીસ કાંમઠીવાળા ઉભેલા તેમણે એ સ્વારોને પુછયું જે તમે

કોના ઘોડા છો ને ક્યાં જાવછો. ત્યારે એ સ્વારે કહ્યું જે અમે અમદાવાદના સરકારના સ્વાર છીયે ને એક કામ છે, તે સારૂ જઈયે છીયે. ત્યારે એ કાંમઠીવાળા બોલ્યા જે તમે સ્વામીનારાયણ સારૂ જાવ છો અમે જાણીયે છીયે તે પાછા વળો નહીં કે અમે તમને મારશું. ત્યારે આતો પચીસ માણુસ હતું ને એ સ્વારોને તો હજારો માણુસ દેખાયું તેથી એ સ્વારે જાણ્યું જે આતો આપણુને કોઇને જીવતા જાવા નહીં દીયે એવો ભય લાગ્યો. તે પાછા વળી નીકળ્યા, એ સમાચાર મહારાજ સાંભળીને તરત ગામ વેલાળે ગયા. એવો મહારાજે અતી પ્રતાપ દેખાડયો. એ વાત પુરી થઈ.

## વાત ૧૯૯ મી.

શ્રીજીમહારાજ પરવતભાઇનાં જ્યારે ત્યારે બહુબહુ વખાણ કરે ને તે સાંભળી સાંભળીને સુરાખાચર સોમલાખાચર અલૈયાખાચર વીગેરે મોટામોટા કાઠી લોકોને એમ થાય જે આપણુ મહારાજની બહુબહુ શેવા કરીયે છીયે. તો પણુ પરવતભાઇની બરોબર આપણાં વખાણુ કોઇવાર કરતા નથી. તે એવડો બહુ ગુણ પરવતભાઇમાં શો હશે એમ શંકલ્પ કરતા. પછી એકવાર શ્રીજીમહારાજ જુનાગઢથી આવે ને એ સર્વે કાઠીઓના સ્વાર ભેગા હતા, ત્યારે સુરાખાચરે કહ્યું જે હે મહારાજ આજતો અગત્રાઇયે જઇયે ને પરવતભાઇનાં દરશન કરીયે. એવો આ સર્વેનો અભીપ્રાય છે, જો તમારો રાજીપો હોય તો ત્યારે મહારાજ કહે ચાલો જઇયે પછી એ સર્વે પરવતભાઇને ઘેર આવ્યા ત્યારે મહારાજને દંડવત કરીને પરવતભાઇ પગે લાગ્યા, ને એ સર્વેને મળીને મહારાજને ઢોલીયા ઉપર બીરાજમાન કર્યાં પછી ત્યાં આવીને બેઠા ને ઘોડાં ખીલે બાંધી બાંધીને એ કાઠી લોક પણુ સર્વે મહારાજ પાસે આવીને બેઠા. ને ઘોડાં ખડ વીનાનાં જોઈને સુરાખાચર બોલ્યા કે પરવતભાઇ આ ઘોડાંને ખડ જોઇશે

જોગાણુ જોઇશે અમારે ખાવાનું જોઇશે પાગરણુ જોઇશે અમે તો તમારા મેમાન છીયે. તે તમારે નીવરતી લાવીને મહારાજ પાસે બેસવું કેમ પાલવશે, ઉઠીને એ સર્વે કામની સરભરા કરો. ત્યારે પરવતભાઈ બોલ્યા જે સુરાખાચર પારકે ઘેર પનોતું મેંથી કેમ થવાય, આ ઘરધણી આવ્યા છે. તેમને કહો મને કહેશે તો હું કરીશ પછી મહારાજ મોઢાઆડો રૂમાલ દઈને બહુ હસ્યા ને પછી બોલ્યા જે સુરાખાચર આતો પરવતભાઇનું ઘરજ નથી એતો મારે ઘેર આવીને રહ્યા છે ને તમે તો સહુ મારા મેમાન છો એમ કહીને પછી પરવતભાઇને મહારાજે આજ્ઞા કરી જે આ સર્વેને ખડ જોગાણુ ને ખાવાનું આપો. પછી ખડનાં મોટાં કંદવાં બતાવી દીધાં ને બાજરાની કોઠીયોનાં શાણાં ઉઘાડાં કરી દીધાં ને કંસાર કરાવ્યો. ને મહારાજે ઘી ફેરવ્યું ને બહુબહુ જમાડયા તે રાત રહીને સવારમાં મહારાજ ચાલ્યા. ત્યારે પરવતભાઇયે મહારાજને હાથ જોડીને કહ્યું જે મને શી આજ્ઞા છે ત્યારે મહારાજ કહે પ્રથમ જેમ તમને આજ્ઞા કરી છે તેમને તેમ રહો પછી મહારાજ ચાલી નીકળ્યા. પછી એ કાઠી લોકે એમ જાણ્યું જે આ પરવતભાઇયે તો પોતાનું ઘરજ જાણ્યું નથી. એતો મહારાજનું ઘર છે, મનેતો ઘર જાળવવા રાખ્યો છે. એમજ સમજે છે. માટે આપણ ક્યાં ને પરવતભાઇ ક્યાં એમ સમજતા હવા. એ વાત પુરી થઇ.

---

## વાત ૨૦૦ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે સાંઝ વખતના દાદાખાચરના દરબારમાં ઉગમણા બારના ઓરડાની ઓસરીમાં ઢોલીયા ઉપર બીરાજમાન હતા. ને સર્વે સાધુ ને હરીજન પાળાની સભા હેઠે ફળીમાં બેઠી હતી ને મહારાજ વાતો કરતા હતા, તે ટાણે વરસાદનાં મોટાં મોટાં ફોરાં પડવા માંડયાં ત્યારે સર્વે સભાયે ઉઠવા માંડયું ત્યારે મહારાજ બોલ્યા જે કોઇ ઉઠશો

નહીં. એતો વરસાદ હમણાંજ રહી જશે પછી તો કોઇ ઉઠયા નહીં, ને વરસાદ તો બહુ વરસવા માંડયો તે જેટલી જગ્યામાં સભા બેઠી હતી ત્યાં પાણીનું એક બુંદ પડયું નહીં. ને એ ઓરડાનાં પાછળના નેવાં તથા બીજાં નેવાં તેમાં પાણી માય નહીં ને ફળીમાં એ સભાની કોરેકોરે પાણી ચાલ્યું જાય. તે જોઇને એ સર્વે સભા મહા આશ્ચર્યકારી થઇ ગઇ. ને મહારાજનો મોટો પ્રતાપ જાણુતા હવા. એ વાત પુરી થઇ.

## વાત ૨૦૧ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે અક્ષર ઓરડીમાં બીરાજમાન હતા. ને મુકતાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, નીત્યાનંદસ્વામી આદી થોડાક સદગુરૂ બેઠા હતા. ત્યારે મુકતાનંદસ્વામીયે મહારાજને પુછયું જે હે મહારાજ મારા અંતરમાં ઉદવેગ થયો છે તે કેમ મટે ત્યારે મહારાજ બોલ્યા જે હું ઘરમાં હતો તે મારા માતા પીતા દેહ મુકી ગયાં પછી હું ચાલી નીકળ્યો તે ઉત્તર દીશામાં મહા મોટામોટાં વન, પર્વતો, નદીયો ત્યાં ફર્યો ને પછી સર્વે તીરથમાં ફરતો ફરતો લોજમાં આવીને રામાનંદસ્વામી પાસે રહ્યો. એટલી વાત કરીને ન બોલ્યા ત્યારે વળી મુકતાનંદસ્વામીયે પુછયું જે મારે ઉદવેગ છે તે કેમ મટે ત્યારે મહારાજ બોલ્યા જે અમે રામાનંદસ્વામી પાસે આવ્યા પછી સતસંગમાં બહુ ફર્યા. ને મોટામોટા વીસ્નુયાગ કર્યા ને શમાધીઓ કરાવી ને સાધુ ઘણા કર્યા. ને તેમને આકરાં આકરાં વ્રતમાન પળાવ્યાં ને મોટાંમોટાં મંદીરો કરાવીને મુર્તિઓ પધરાવીને મોટામોટા ગ્રંથ કરાવ્યા ને તેની કથાઓ હંમેશ કરાવીયે છીયે. એટલી વાત કરીને મહારાજ ન બોલ્યા ત્યારે વળી મુકતાનંદસ્વામી બોલ્યા જે હે મહારાજ મારે ઉદવેગ છે તે કેમ મટે ત્યારે મહારાજ બોલ્યા જે કારીયાંણીથી વસ્તોખાચરે કાવ્યું છે જે અમારે હમણાં કોઇ સાધુ આવ્યા નથી તે મોકલજો.

તે સ્વામી એક તમે ને બ્રહ્માનંદસ્વામી કારીયાંણી જાવ, તે એક મહીના સુધી રહીને આવજો. પછી એતો ચાલી નીકળ્યા તે શીમાડે જઇને બેસીને વીચાર કરવા લાગ્યા. જે આપણ શા વાંકમાં આવ્યા જે આપણને એક મહીના સુધીનો વીજોગ કરાવ્યો, ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે હા સ્વામી વાંક તો આવ્યો ખરો ત્યારે સ્વામી કહે શો વાંક ત્યારે બ્રહ્માનંદસ્વામી બોલ્યા જે તમે મહારાજને ઉદ્દવેગ મટવાનું ત્રણવાર પુછ્યું ત્યારે મહારાજે પ્રથમથી તે છેલ્લા સુધી પોતાની લીલાચરીત્રની વાત કરી. તે એમ કહ્યું જે મારી લીલા ને ચરીત્ર સંભારો તો તમારો ઉદ્દવેગ મટશે તે તો કાંઇ આપણા સમજવામાં આવ્યું નહીં તે વાંકમાં વીજોગ કરાવ્યો માટે તમે અહીં બેસો હું પાછો મહારાજ પાસે જઇ આવું પછી મુક્તાનંદસ્વામી બેઠા ને બ્રહ્માનંદસ્વામી મહારાજ પાસે આવ્યા તે આવતા દેખીને મહારાજે મંદમંદ હસવા માંડ્યું ને પુછ્યું જે સ્વામી કેમ પાછા આવ્યા ત્યારે બ્રહ્માનંદસ્વામી કહે અમે તમારા વાંકમાં આવ્યા તે જણાવવા સારૂ આવ્યો છું. પછી જઉં છું પછી એ સર્વે વાત મહારાજને કરી. ત્યારે મુક્તાનંદસ્વામી આદી સહુને પાછા તેડાવી લીધા. એ વાત પુરી થઇ.

---

## વાત ૨૦૨ મી.

શ્રી મુળી ગામમાં બ્રહ્માનંદસ્વામીયે મહા મોટું મંદીર કરાવ્યું ને તે મંદીરમાં શ્રી રાધાકૃષ્ણદેવ ને હરીકૃષ્ણ મહારાજ ની પ્રતીષ્ટા કરવાનું મહુર્ત જોવરાવીને દેશોદેશમાં કંકોત્રીયો લખીને સર્વે હરીભકતને તેડાવ્યા. ને મોટામોટા રાજાનેતેડાવ્યા અને શેઠ, પટેલીયા, દીવાન, આદી સહુને કંકોત્રીઓ લખીને ઘણી ખચીત કરી કરીને તેડાવ્યા. ને વડતાલથી રઘુવીરજી મહારાજને સર્વે સંત હરીભકતને લઇને આવવું એવું લખીને માણુસ તેડવા મોકલ્યાં. તે એ સર્વે મુળીયે આવ્યા ને હજારે હજારો બ્રાહ્મણ

આવ્યા ત્યારે તે સારૂ અડધો અડધ ઘીની સુખડી કરાવી ને બ્રાહ્મણો સારૂ ચુરમાના લાડુ કરાવ્યા ને માણસ તો ન ગણાય એવાં અગણીત થયાં. ત્યારે ગોપાળસ્વામીયે મંદીરના ઓટા ઉપર ચડીને ચારેકોરે જોઈને બ્રહ્માનંદસ્વામીને કહ્યું જે આ માણસો તો જોઇ શકાય નહીં તેટલું છે. ને વળી માર્ગો માર્ગ ઘણું ચાલ્યું આવે છે. ને મુળી ગામનાં માણસ તો તમે ઝાંપાબંધ તેડાવ્યાં છે માટે જ્યાં પકવાન છે ત્યાં ચાલો મને દેખાડો. પછી ગોપાળસ્વામી ને બ્રહ્માનંદસ્વામી બેય બેલડીયે વળગીને પાકશાળામાં ગયા. ત્યાંતો શ્રીજીમહારાજ ઉભેલા દેખ્યા તે ઘીયે ચીકટાં લુગડાં થયેલાં ને હાથમાં સોટી ને હરતા ફરતા ને મંદમંદ હસ્તા એવા એ બેયને દરશન થયાં. ત્યારે ગોપાળ-સ્વામી બોલ્યા જે બ્રહ્માનંદજી આતો માલ ધણી આવીને આગળથીજ ઉભા છે હવે જેમ વાવરવું હોય તેમ વાવરો. આપણે શીદ ફીકર રાખવી જોઇયે. એમ બેય જણા તાળી દઇને હસ્યા પછી એ સર્વે માણસોને જમતાં માલ વધ્યો તે ગામમાં ઘરો ઘર વહેંચ્યો ને બળદ, ઘોડાં, ભેંસો ને ગાયોને પણ ખવરાવ્યો, એવો પ્રતાપ દેખ્યો. એ વાત પુરી થઇ.

---

## વાત ૨૦૩ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડામાં દાદાખાચરના દરબાર માં પાંચસેં સંત ને હરીજન સહીત સભા કરીને બેઠા હતા ત્યાં એક મહા મોટો સાંઢ અતી વેગમાં દોડતો એ સભા મધ્યે પડવા આવ્યો. તેને દેખીને સહુને એમ થયું જે આ મારી નાખશે એવો ભય ઉત્પન્ન થઇ ગયો. ત્યારે તે સાંઢને દેખીને શ્રીજીમહારાજે હાથ ઉંચો કરીને હાંકોટો કર્યો ત્યાંતો એ સાંઢ ઉંચો ઉછળીને પાછો પડયો વળી ઉભો થઇ ઉછળીને પડયો એમ ત્રણવાર પૃથ્વી ઉપર પછાડો ખાઇને ભાગી ગયો. તેને

દેખીને સંત બોલ્યા જે હે મહારાજ આજ તો ઘણા માણસનું મૃત્યુ થઈ જાત તે તમે રક્ષા કરી. ને તે સાંઢ તે કોણ હશે? ત્યારે મહારાજ કહે એ અસુર હતા. એ વાત પુરી થઇ.

## વાત ૨૦૪ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં લીમડા હેઠે રાત્રીયે સભા કરીને બેઠા હતા. ને વાતો કરતા હતા. ને સર્વે સભાની દ્રષ્ટી મહારાજ સામી હતી. ત્યારે તે ટાણે મહારાજની મુર્તિમાં પ્રકાશ થવા માંડયો ને સહુએ એક દ્રષ્ટીએ કરીને જોવા માંડયું. તે જોતાંજોતાં સર્વે સભાને લક્ષ થઇ ગયો તે કોઇ બોલેચાલે નહીં એમ સુનમુન થઇ ગયા ત્યારે ફકત મુકતાનંદસ્વામી મહારાજ સાથે વાતો કરે એવા રહ્યા. તેમને જોઇને મહારાજ બોલ્યા જે સ્વામી તમને આ સર્વે સભાની પેઠે થઇ ગયું હોત તો હું કેની પાસે વાતો કરત ત્યારે મુકતાનંદસ્વામી બોલ્યા જે હે મહારાજ તમારી તો અલૌકીક રીત છે. તે આ સર્વે સભાનાં નાડીપ્રાણ તાણી લીધાં ને મને આ સ્થીતીમાં રાખ્યો, તે તમે જાણીને રાખ્યો છે. એમ હું જાણું છું. પછી જ્યારે એ સભાને લક્ષ મટયો ત્યારે ઉઠીઉઠીને મહારાજને પગે લાગ્યા. ને અતી દીવ્યપણું દેખ્યું.
એ વાત પુરી થઇ.

## વાત ૨૦૫ મી.

એક દીવસ શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે છાના રહે તે કોઇથી પાસે જવાય નહીં ને ચોમાસાની ૠતુ ને વરસાદની ઘણી તાણ ને મોલ સુકાઇ જાય. ને કાળ પડે એવો સંભવ થઇ ગયેલો. એવામાં એક ફકીર ગઢડામાં આવીને મહાજનને ને ગામને મળીને એમ બોલ્યો જે બસેં રૂપીયા મને આપો તો ચાર દીવસમાં વરસાદ વરસાવું. પછી મહાજન, ગામ અને જીવા-

ખાચરવાળાએ એમ ઠરાવ્યું જે પચાસ રૂપીયા મહાજન આપે, પચાસ રૂપીયા ગામ આપે, પચાસ રૂપીયા જીવાખાચર આપે, અને પચાસ રૂપીયા દાદાખાચર આપે એવો ઠરાવ કરી લખત કરવા માંડયું ત્યારે ત્રણજણે તો સહીઓ કરી ને દાદાખાચરની સહી કરવાનું મહારાજને પુછવા ગયા. ત્યારે મહારાજ બોલ્યા જે સહી તો કરી આપો પણ એમ કહેજો જે ડોશીયો ભગવાન પાસે જાય છે તે એમ ખબર લાવ્યાં છે, કે ચાર દીવસમાં તો એક પાણીનો છાંટો પણ પડશે નહીં ને આઠમે દહાડે ઘણો મે વરશશે એમ સર્વેને કહેજો એમ પોતે દાદાખાચરના માણસને વાત કરી. પછી તેણે એ પ્રમાણે સહુને સાંભળતાં વાત કરી. પછી ફકીર ચાર દીવસ સુધી પોતાની સીધાઈ કરીને પાંચમે દહાડે ભાગી ગયો. પછી ગામને માણસે આઠ દહાડે વરસાદ થવાનું કહ્યું હતું તેની વાટ જોવા માંડી; તે જ્યારે આઠમો દીવસ આવ્યો ત્યારે બહુ ભારે વરસાદ થયો. તે ગામમાં ને સીમમાં ને ઘેલામાં કયાંઇ પાણી માય નહીં. એવો વરસાદ જોઇને ગામને માણસે કહેવા માંડયું જે ડોશીયોની વાત સાચી થઈ. એ વાત પુરી થઇ.

---

## વાત ૨૦૬ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં લીમડા હેઠે ઢોલીયા ઉપર બેઠેલા, ને સર્વે સંત હરીજનની સભા પણ બેઠેલી ને મહારાજની પાઘ ઉપર પુષ્પના હારતોરા હતા. ને પાઘના પેચમાં પણ ઘણા ફુલનો ભરાવ હતો ત્યારે તે ટાણે કાળા ભમરા ને પીળાં મોઢાં એવા બસેં ત્રણસેં ભેગા થઇને મહારાજની પાઘ ઉપર ગુંજાર કરવા માંડયો ને. પાઘમાં બેસતા જાય ને ઉડતા જાય. ને સુગંધી લેતા જાય. પણ પાઘથી આઘા ખસે નહીં. ત્યારે વીરોભકત મહારાજ પાસે ઉભા હતા. તેમણે એ ભમરાને ઉડાડવા માંડયા ત્યારે મહારાજ કહે

એને ઉડાડશો નહીં પછી ભમરાતો ઘણીવાર સુધી મહારાજની પાઘ ઉપર બેઠા ને ફર્યા ને સુગંધી લીધી. ને પછી એ ભમરાનો ગોટો ઉંચો ચડવા માંડયો. ને સર્વે સભા પણ એ ભમરા સામું જોતી હતી. તે જોતાંજોતાં એ ભમરા અદ્રશ થઇ ગયા. ત્યારે એ સભાએ મહારાજને પુછયું જે હે મહારાજ એ ભમરા કયાં જતા રહ્યા. ને કોણ હતા. ત્યારે મહારાજે કહ્યું જે એ દેવ હતા. તે નીતનીત આવે છે, પણ તમે આજ દેખ્યા.

એ વાત પુરી થઇ.

---

## વાત ૨૦૭ મી.

એકવાર ગઢડામાં શ્રીજીમહારાજે સાધુને કહ્યું જે આપણી વાડીમાં જોગાનંદસ્વામી રહે છે. તેમની પાસે જોગવીદ્યા શીખવા જાવ પછી સાધુ વાડીમાં ગયા. ને જોગાનંદસ્વામીને કહ્યું જે મહારાજે તમારી પાસે અમને જોગવીદ્યા શીખવા મોકલ્યા છે. તે શીખવો ત્યારે જોગાનંદસ્વામી બોલ્યા જે જોગવીદ્યા ને બ્રહ્મવીદ્યા એ સર્વેનું કારણ એ શ્રીજીમહારાજની મુરતી છે. માટે એ મુરતી સામું જોઇને બેસી રહો એટલે એ સર્વે વીદ્યા તમે શીખ્યા એમ કહીને પછી જોગાનંદસ્વામી બોલ્યા જે મહારાજને મારો એક સંદેશો કહેજો જે આજ સાંજે સભા વખતે હું મારે રૂપે તમારાં દરશન કરવા આવીશ. પછી સાધયે તો એ સર્વે વાત મહારાજને કરી પછી સાંજ વખતે મહારાજે દાદાખાચરના દરબારના ચોકમાં સભા કરી. ત્યારે તે ટાણે વાયુની ઘુમરી આવી ને તેની શેડ ઉંચી આકાશમાં ચડી. તેને જોઇને શ્રીજીમહારાજ બોલ્યા જે મુકતાનંદસ્વામી આ વાયુની શેડને તમે જાણી ત્યારે સ્વામી કહે ના મહારાજ અમે શું જાણીયે ત્યારે મહારાજ કહે આ જોગાનંદસ્વામી ઇંદ્રનો અવતાર છે. તે તેમને વાયુ વ્રષ્ટી મુખપણે છે તે આ વાયુરૂપે તમારા દરશન કરવા આવ્યા છે. ને હમણા વ્રષ્ટીરૂપે દરશન કરવા આવશે. એમ

મહારાજ જ્યાં વાત કરે છે, ત્યાંતો જોગાનંદસ્વામી કંકુનાં છાંટણા કરે છે એ રૂપે થઇને સભા ઉપર ઝીણીઝીણી બુંદે વરસ્યા તે સર્વે સભાનાં વસ્ત્ર છાંટણે કરીને લાલઘુમ થઇ ગયાં. ત્યારે મહારાજ બોલ્યા જે સંતો આ તમારી પુજા જોગાનંદ-સ્વામીયે કરી. વળી એક દીવસ મહારાજની વાડીમાં જોધો માળી રહેતો હતો તે નીત સવારમાં જોગાનંદસ્વામીનાં દરશન કરવા જતો. તે એક દીવસ મોડો દરશન કરવા ગયો. ત્યારે જોગાનંદસ્વામી બોલ્યા જે જોધા દાડી વેલો આવછ ને આજ કેમ મોડો આવ્યો ત્યારે જોધો બોલ્યો જે મેં જીશોડાં વાવ્યાં છે તે તેના વેલા વરસાદ વગર સુકાઇ જતા હતા. તે તેને પાણી પાવા રોકાણો તે વાર લાગી ત્યારે જોગાનંદસ્વામી બોલ્યા જે વરસાદ વરસાવું ત્યારે જોધો કહે હા મહારાજ ત્યારે તો રંગ રહે ત્યારે જોગા-નંદસ્વામી બોલ્યા જે મહારાજની ગાડીયો ઘેલાની પેલીકોર ગઇ છે. તે આવીયો છે તે તું ખબર કાઢીઆવ કેમ જે ગાડીયો ન આવી હોય ને ઘેલામાં પાણી ભરાઇ જાય. તો ગાડીયો રોકાઇ જાય માટે ગાડીયો આવી હોય તો હું મે વરસાવું ત્યારે જોધો જોઇ આવ્યો તે ગાડીયો આવેલ નહીં. ત્યારે જોધે સ્વામીને કહ્યું જે ગાડીયો તો આવી નથી. ત્યારે જોગાનંદસ્વામી કહે હમણે જા ગાડીયો આવે ત્યારે મને ખબર કરજે, પછી મોડી એ ગાડીયો આવી ત્યારે જોધે જઇને સ્વામીને કહ્યું જે ગાડીયો આવી ત્યારે સ્વામી કહે તું જતો રહે વરસાદ આવ્યો. તે તું પલળી જઇશ પછી તેજ ઘડીયે વરસાદ આવ્યો તે ઘેલામાં પાણી બહુ આવ્યું ને ગામ ને સીમ તેમાં ઘણું પાણી ભરાયું. એવો વરસાદ એ જોગાનંદસ્વામીયે વરસાવ્યો. એ વાત પુરી થઇ.

## વાત ૨૦૮ મી.

એકવાર શ્રીજીમહારાજ શ્રી જેતલપુર મધ્યે બીરાજમાન હતા ને સર્વે સંત હરીજનની સભા ભરાઇને બેઠી હતી. ને એક તરફ બાઇયોની સભા પણ હતી. ત્યારે કોઇક ગામના બ્રાહ્મણને બ્રહ્મરાક્ષસ વળગ્યો હતો. ને તે બ્રહ્મરાક્ષસ મહા ભણેલો તે શ્લોક ઉચ્ચારણ કરે. ને વેદ બોલે એવો જબરો તે બ્રાહ્મણમાંથી જાય નહીં પછી એ બ્રાહ્મણ જેતલપુરમાં મહારાજ પાસે આવીને બોલ્યો જે હે મહારાજ આ મારો બ્રહ્મરાક્ષસ મારા શરીરમાંથી જતો નથી. મેં ઘણાઘણા ઉપાય કર્યા પણ કાંઇ કારી લાગતી નથી, તે સારૂ તમારી પાસે આવ્યો છું. ત્યારે મહારાજે બ્રહ્મરાક્ષસને બોલાવ્યો જે હવે તું આ બ્રાહ્મણમાંથી નીકળી જા ત્યારે તે બ્રહ્મરાક્ષસ બોલ્યો જે હું કયાં જઉં ત્યારે મહારાજ કહે અમારામાં આવ ત્યારે બ્રહ્મરાક્ષસ કહે ના મહારાજ તમે તો ભગવાન છો. તે મેં કેમ અવાય ત્યારે મહારાજ કહે આ સાધુહરીભકત બેઠા તેમાં જા ત્યારે તે કહે જે એમાં તો હું બળી જઉં ત્યારે મહારાજ કહે આ ડોશીયોમાં જઇશ ત્યારે કહે હા મહારાજ એમાં મને જવાનો કાંઇક માગ મલશે. ખરો ત્યારે મહારાજે એ ડોશીયોને કહ્યું જે આ બ્રહ્મરાક્ષસ તમારામાં આવવાની હા પાડે છે. તે અમે મોકલીયે છીયે. ત્યારે ડોશીયો બોલી જે ના મહારાજ અમારામાં મોકલશો નહીં. અમે હવે સારી રીતે વરતીશું પછી મહારાજ એ બ્રહ્મરાક્ષસને કહે તું બદરીકાશ્રમમાં જા પછી મહારાજે એ બ્રાહ્મણના પેટમાંથી કાઢીને બદરીકાશ્રમમાં મોકલ્યો ને એ બ્રહ્મરાક્ષસનું કલ્યાણ કર્યું. એ વાત પુરી થઇ.

આ બસેંને આઠ વાતો ગામ મેમકાવાળા રામજીશેઠે જથારથ થયેલી તેમ લખાવી છે. લી. શેઠ અમરસી રામજી વાંચનાર અને સાંભળનારને અમારા જેસ્વામીનારાયણ છે. સંવત ૧૯૫૫ ના ભાદરવા વદ ૩જે ગામ મેમકા મધ્યે લખી છે.

**સમાપ્ત.**

દાટચોરને ચોર દૈવના, શું મુખ લઈને બોલેજી,
સ્વારથ કારણ શ્વાનતણીપેરે, ઘેર ઘેર ફરતો ડોલેજી ૧
આતમ સાધન કાંઇ ન કીધું માયામાં ભરમાણોજી;
લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લુટાણોજી ૨
પેટને અરથે પાપ કરંતાં, પાછું ફરી નવ જોયુંજી
કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, રામ રતન ધન ખોયુંજી ૩
વિષે વિકાર હૈયામાં ધારી; વિસાર્યા મોરારીજી;
મુરખ તેં આમેં દશ મહીના, જનુની ભારે મારીજી ૪
સંત પુરૂષની સોબત ન ગમે, ભાંડ ભવાઇમાં રાજીજી,
બ્રહ્માનંદ કહે નરતન પામી, હાર્યો જીતી બાજીજી ૫ પદ ૧
પ્રભુ ભજ્યાવીના ગાફલ પ્રાણી, આમે ઉમ્મર ખોઇજી,
મેડી મંદીર માલ ખજાના, કામ ન આવે કોઇજી ૧
માયા માયા કરતો મુરખ, તૃષ્ણામાંહી તણાણોજી,
લોક તણી લજ્યાને લૈને, કોટે બાંધ્યો પાણોજી ૨
ઉંચે કુળ અવતાર ધરીને, તેં શું સારૂં કીધુંજી;
લખ ચોરાશી કેરૂં લગડુ તાણી માથે લીધુંજી ૩
જીવતણું કાંઈ જતન ન કીધું મન માયામાં મોહ્યુંજી,
રાત દીવસ તતપરથે રળીયો, ઠાલું નીર વલોવ્યુંજી ૪
લોક કુટુંબમાં મોટો થાવા કામ બગાડયું તારૂંજી,
બ્રહ્માનંદ કહે તું પ્રાણી, હજુ સમજેતો સારૂંજી ૬ પદ ૨
આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી,
અસંખ્ય ગયા ધન સંપત મેલી, તારી નજરૂં આગેજી ૧
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી,
જોબન ધનનું જોર જણાવે છાતી કાઢી ચાલેજી ૨
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી ૩

મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહો કોઇ રાગીજી,
બારે તાકી રહી બીલાડી, લેતાં વાર ન લાગેજી
આજ કાલમાં હું તું કરતાં જમડા પકડી જાશેજી
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંતે ફજેતી થાશેજી
મનુષ્યા દેહ ધરીને મુરખ, તેં શું કરી કમાણીજી
શ્વાનતણી પેર ફરતો ડોલે, બોલે મીથ્યા વાણીજી
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દીવસ ધન રળીઓજી
નરતનનું મહાતમ નવ જાણ્યું, પશુ જાતીમાં ભળીઓજી
માત પીતા સુત બંધવ મેરી, અંત નહી કોઇ તારાંજી
આવરદા હરવાને કાજે; સરવે મળ્યાં ધુતારાંજી
સગાં કુટુંબી સહુ મળીને, લુસી ચુસી લીધોજી
છેલીવારે સ્વારથ સાધી, જમને આગે દીધોજી
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશેજી
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કાંઇ ન કમાણો કેશેજી
દશ મહિના માના ઉદરમાં, ઉંધે માથે ઝુલ્યોજી
જઠરા અગ્નીની ઝાળે દાઝયો, તે દહાડા કેમ ભુલ્યોજી
આળા ચર્મ તણા પેટમાંહી, આઠ પહોર અકળાતોજી
રાત દીવસ મળ ભીતર રહેવું, મળનો રસ તું ખાતોજી
ખાટું ખારૂં માતા ખાતી, તેની થાતી પીડાજી
કોમળ જાણી બહુ કરડતા, કરમીયાને વળી કીડાજી
ગર્ભતણા દુખમાં ઘેરાણો, ત્રાહી ત્રાહી તું કરતોજી
કોલ દઇને બહારે આવ્યો, ત્રાસ હૈયે નથી ધરતોજી
છેલ થઇ મરડાતો ચાલ્યો, જેમ કીધું તેમ ફાવ્યુંજી
બ્રહ્માનંદ કહે હરી ભજ્યા વિના, એ દુખ આગે આવ્યુંજી ૧
જે તન દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારીજી
નખશીખ સુધી નિંદ્યા જેવું, શી માંહી વસ્તુ સારીજી
માંસ રૂધીર તે માંહી ભરીને, ઉપર મઢીઉં આળુંજી
મોહ તણે વશ થઇને મુરખ, દેખેછે રૂપાળુંજી

હાડ તણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી;
તે માંહી દઢ મમતા તુજને, એશી આવી આંધીજી ૩
ઉદરમાં આંતરડાં ભરીયાં, આવે ગંધ નઠારીજી;
રગ રગમાં રોગે વીંટાણું, મળ મુત્રની કયારીજી ૪
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટુંજી;
બ્રહ્માનંદ કહે એ સારું તેં; કામ બગાડયું મોટુંજી ૫ પદ ૬

બાળપણે તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયુંજી;
સારૂં ભુડું કાંઈ ન સુઝયું, રમતમાં મન મોયુંજી; ૧
જવાનપણું જુવતીમાં ખોયું, ધનને અર્થે ધાયોજી;
મનમાં જાણે મુજ સરીખો, નથી જગતમાં ડાહ્યોજી ૨
વ્રદ્ધપણામાં ચીંતા વાધી હાથ પગ નવ ચાલેજી;
ઘરના માણુસ કહ્યું ન માને, એ દુખ અંતર સાલેજી ૩
ભાળે નહી રોગે ભેળાણો, પડીયો લાંબો થઇનેજી;
જમના કીંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લૈનેજી ૪
ઠાલો આવ્યો ભુલ્યો બુઢા, કંઇ ન લેઇ ગયો સાથેજી;
બ્રહ્માનંદ કહે જમપુરી કેરૂં, મહાદુખ લીધું માથેજી ૫ પદ ૭

પશુ તણી પંગતી મેલાવો, દેહ મનુષની દીધીજી;
અનંતકાળ રખડતો જોઇને, કરૂણા અતીશે કીધીજી ૧
જળ્યો નહી જઠરાઅગ્નીમાં રાખ્યો તાપ નિવારીજી,
તે હરીને તું ભુલ્યો પામર, ધિક ધિક સમજણ તારીજી ૨
જીવાડયો તેનો જીવે છે, અન્ન જળ તેણે દીધુંજી,
જ્યાં ત્યાં તારી રક્ષા કીધી, તેનું ભજન ન કીધુંજી; ૩
કુડ કંપટ અતી તૃષ્ણા કરી કરી, માયા કષ્ટે મેલીજી,
પામર હઇએ વિચારી જોને, કોડી નાવે ભેળીજી ૪
સમજુને અરથે શિખામણ કહે છે હેત કરીનેજી;
બ્રહ્માનંદ કહે નિશદિન સમરો, સ્વાસો સ્વાસ હરીનેજી ૪ પદ ૮

## પદ રાગ ગરબી.

ારા આવો મારા લેરખડા લેરી, કીધો તમ સારૂ મેં જગ વેરી, ઓરા૦
જુ નઉતમ જામા જરકશીયા. શોભે પાઘલડી શીર સોનેરી. ઓરા૦ ૧
ગ જડીયલ બાજુ બેરખડા, કર પોંચી હેમ કડાં પહેરી. ઓરા૦ ૨
મે રસીયા રંગડાના ભરીયા, મુખે મોરલડી વાતા ઘેરી. ઓરા૦ ૩
હ્માનંદના છેલા છોગાળા, ચાલો ચાલ મલપતા ગજ કેરી. ઓરા૦ ૪ ૧
રમાળા મન સાન્યા માવા, રહોને આંખલડી આગે આવા મર૦
ારાં મનમોહન મીઠાં વેણાં, આવો શામ મુને તમે સંભળાવા. મર૦ ૧
ીત્ય વાલમ આવો મારે મંદીરીયે, રૂડી ચાલ ચતુરાઇ શીખાવા મર૦ ૨
મે નાવો તો હું નંદજીને ફળીયે, બહુ હેત કરીને આવું બોલાવા મર૦ ૩
હ્માનંદના બાળ સનેહીડા, રાખું જોર કરીને નહી દઉં જાવા મર૦ ૪
ાલું લાગે મને મોહન મુખ તારૂં, છે જો પુરણ ચંદ થકી સારૂં, વાલું૦ ૧
ાભે ગોળ કપોળે તીલ તાજું, તેમાં લોભાણું મનડું મારૂં. વાલું૦ ૨
ારા મુખની શોભા મરમાળા, નીત્ય નીરખી અંતરમાં ધારૂં. વાલું૦ ૩
બ્રહ્માનંદ કહે વશ કીધી મુજને, છે જો કોડીલું કામણગારું. વાલું૦ ૪ ૩
ારી મુરતી મનમાની મારે, હવે શંકા જગની કોણ ધારે. તારી૦
લટકાળા તમને લાડકડા, મેં તો દીઠેલ જમુનાને આરે. તારી૦ ૧
મન મોહન સુંદીર મોળીડું; તોરા કુલતણા ઝુકીયા તારે, તારી૦ ૨
શુભ નાશા દીપ સમાન બણી, કાજુ નેણ કમણકેરે અનુસારે. તારી૦ ૩
બ્રહ્માનંદના હાર હજારીડા, હું તો જીવું છું તુને દેખું જયારે. તારી૦ ૪૪

---

### રાગ ગરબી.

વંદુ સહજાનંદ રસ રૂપ અનુપમ સારનેરે લોલ,
જેને ભજતાં છુટે ફંદ કરે ભવપારનેરે લોલ ૧
સમરૂ પ્રગટ રૂપ સુખ ધામ, અનુપમ નામનેરે લોલ,
જેને ભવ બ્રહ્માદિક દેવ ભજે તજી કામનેરે લોલ ૨
જે હરિ અક્ષર બ્રહ્મ આધાર પાર કોઇ નવ લહેરે લોલ,
જેને શેષ સહસ્ત્ર મુખ ગાય નીગમ નેતિ કહેરે લોલ ૩

વર્ણવું સુંદર રૂપ અનુપ જુગલ ચરણે નમીરે લોલ;
નખ શિખ પ્રેમ સખીના નાથ રહો ઉરમાં રમીરે લોલ ૪ પદ ૧
આવો મારા મોહન મિઠડા લાલ, કે જોઉં તારી મુરતી રે લોલ,
જતન કરી રાખું રસીયા રાજ વિસારું નહિ ઉરથી રે લોલ ૧
મન મારૂં મોહ્યું મોહનલાલ પાઘડલીની ભાતમાં રે લોલ,
આવો ઓરા છોગલાં ખોસું છેલ ખાંતિલા જોઉં ખાંતમાંરે લોલ ૨
વાલા તારૂં ઝળકે સુંદર ભાલ તિલક રૂડાં કર્યાંરે લોલ,
વાલા તારા વામ કરણમાં તિલ તેણે મનડાં હર્યાંરે લોલ ૩
વાલા તારી ભ્રકુટીને બાણે શ્યામ કાળજ મારાં કોરિયાંરે લોલ,
નેણે તારે પ્રેમ સખિના નાથ કે ચિત્ત મારાં ચોરિયાંરે લોલ ૪ પદ ૨
વાલા મુને વશ કીધી વ્રજરાજ, વાલપતારા વાલમાંરે લોલ,
મન મારૂં તલખે જોવા કાજ ટિબકડી છે ગાલમાંરે લોલ ૧
વાલા તારિ નાસિકા નમણી નાથ અધરબિંબ લાલછેરે લોલ,
છેલા મારા પ્રાણ કરૂં કુરબાન જોયા જેવી ચાલછેરે લોલ ૨
વાલા તારા દંત દાડમનાં બીજ ચતુરાઇએ ચાવતારે લોલ,
વાલા મારા પ્રાણ હરોછો નાથ મીઠું મીઠું ગાવતારે લોલ ૩
વાલા તારા હસવે હરાણું ચિત્ત બીજું હવે નવ ગમેરે લોલ,
મન મારૂં પ્રેમ સખિના નાથ કે તમ કેડે ભમેરે લોલ ૪ પદ ૪
રસીયા જોઇ રૂપાળી કોટ રૂડી રેખાવળીરે લોલ,
વાલા મારૂં મનડું મળવા ચાય કે જાય ચિત્તડું ચળીરે લોલ ૧
વાલા તારી જમણી ભુજાને પાસ રૂડા તીલ ચાર છેરે લોલ,
વાલા તારા કંઠ વચે તીલ એક અનુપમ સારછેરે લોલ ૨
વાલા તારા ઉરમાં વીન ગુણહાર જોઇ નેણાં ઠરેરે લોલ,
વાલા તેતો જાણે પ્રેમી જન જોઇ નિત્ય ધ્યાન ધરેરે લોલ ૩
રસીયા જોઇ તમારૂં રૂપ રસિક જન ઘેલડારે લોલ,
આવો વાલા પ્રેમ સખિના નાથ સુંદર વર છેલડારે લોલ ૪ પદ
વાલા તારી ભુજા જુગલ જગદિશ જોઇને જાઉં વારણેરે લોલ,
કરનાં લટકાં કરતા લાલ આવોને મારે બારણેરે લોલ ૧

વાલા તારી આંગળીયુની રેખા નખ મણિ જોઇનેરે લોલ,
વાલા મારા ચિત્તમાં રાખું ચોરી કહું નહિ કોઇનેરે લોલ ૨
વાલા તારા ઉરમાં અનુપમ છાપ જોવાને જીવ આકળોરે લોલ,
વાલા મારા હઈડે હરખ ન માય જાણું જે હમણાં મળોરે લોલ. ૩
વાલા તારું ઉદર અતિ રસરૂપ શિતળ સદા નાથજીરે લોલ,
આવો ઓરા પ્રેમ સખિના પ્રાણ મળું ભરી બાથજીરે લોલ ૪ પદ ૫
વાલા તારી મુર્તિ અતિ રસરૂપ રસિક જોઇને જીવેરે લોલ,
વાલા એ રસના ચાખણહાર છાશ તે નવ પિયેરે લોલ, ૧
વાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતારે લોલ,
આવો મારે મંદીર જીવન પ્રાણ હસીને બોલાવતારે લોલ ૨
વાલા તારૂં રૂપ અનુપમ ગૌર મુર્તિ મનમાં ગમેરે લોલ,
વાલા તારૂં જોબન જોવા કાજ કે ચિત્ત ચરણે નમેરે લોલ ૩
આવો મારા રશિયા રાજીવ નેણ મરમ કરી બોલતારે લોલ,
આવો વાલા પ્રેમ સખિના શેણ મંદિર મારે ડોલતારે લોલ ૪ પદ ૬
વાલા તારૂં રુપ અનુપમ નાથ ઉદર શોભા ઘણીરે લોલ,
ત્રિવળી જોઉં સુંદર છેલ આવોને ઓરા અમ ભણીરે લોલ ૧
વાલા તારી નાભિ નૌતમ રૂપ ઉંડી અતિ ગોળછેરે લોલ,
કટિલંક જોઈને જાદવરાય કે મન રંગચોળછેરે લોલ ૨
વાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઈ રહુંરે લોલ
વાલા નિત નિરખુ પિંડિને પાનિ કોઇને નવ કહુંરે લોલ ૩
વાલા તારા ચરણકમળનું ધ્યાન ધરૂં અતિ હેતમાંરે લોલ
આવો વાલા પ્રેમ સખિના નાથ રાખું મારા ચિતમાંરે લોલ ૪ પદ ૭
વાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણું વાલમારે લોલ;
વાલા અતિ કોમળ અરૂણ રસાળ ચોરે ચિત ચાલમાંરે લોલ ૧
વાલા તારે જમણે અંગુઠે તિલ કે નખમાં ચિન્હ છેરે લોલ,
વાલા છેલી આંગળીએ તિલ એક જોવા મન હિન છેરે લોલ ૨
વાલા તારા નખની અરૂણતા જોઇને શશિ કળા ક્ષીણ છેરેલોલ,
વાલા રસ ચોર ચકોર જે ભક્ત જોવાને પ્રવિણ છેરે લોલ ૩

વાલા તારી ઉર્ધ્વરેખામાં ચિત્ત રહ્યો કરી વાસનેરે લોલ,
માગે પ્રેમ સખિ કર જોડી, દેજો દાન દાસનેરે લોલ ૪ પદ ૮

## પદ રાગ ગરબી.

આજ મારે ઓરડે રે, આવ્યા અવીનાશી અલબેલ;
બાઇ મેં બોલાવીઆરે, સુંદર છોગાંવાળો છેલ. ૧
નીરખ્યા નેણાં ભરીરે, સુંદર નટવર શ્રી ઘનશામ;
શોભા શી કહુંરે, લાજે નીરખી કોટીક કામ. ૨
ગુંથી ગુલાબનારે, કંઠે આરોપ્યા મેં હાર,
લઇને વારણાંરે, ચરણે લાગી વારંમવાર. ૩
આપ્યો મેંતો આદરેરે, બેસવા ચાકળીયો કરી પ્યાર;
પુછયા પ્રીતસુંરે, બાઇ મેં સરવે સમાચાર. ૪
કોને હરી ક્યાં હતારે, ક્યાં થકી આવ્યા ધર્મ કુમાર;
સુંદર શોભતારે, અંગે સજીઆ છે શણગાર. ૫
પેહેરી પ્રીતસુંરે, સુરંગી સુંથણલી સુખ દેણ;
નાડી હીરનીરે, જોતાં ત્રપ્ત ન થાયે નેણ. ૬
ઉપર ઓઢીયોરે, ગુંઢો રેટો જોયા લાગ;
સજની તે સમેરે, ધન્ય ધન્ય નીરખ્યા તેનાં ભાગ્ય. ૭
મસ્તક ઉપરેરે, બાંધ્યું મોળીડું અમુલ્ય;
કોટીક રવિ શશીરે, તેતો નાવે તેને તુલ્ય. ૮
રેશમી કોરનોરે, કરમેં છાયો છે રૂમાલ.
પ્રેમાનંદનોરે, એ છબી નીરખી થયા નિહાલ.

સજની સાંભળોરે, શોભા વર્ણવું તેની તેહ;
સુરતી સંભારતાંરે, મુજને ઉપન્યો અતી સ્નેહ. ૧
પહેર્યાં તે સમેરે, હરીયે અંગે અલંકાર,
જેવા નીરખ્યારે, તેવા વર્ણવું કરીને પ્યાર. ૨
બરાસ કપુરનારે, પહેર્યા હૈડે સુંદર હાર;
તોરા પાઘમાંરે; તે પર મધુકર કરે ગુંજાર. ૩

બાજુ ઓરખારે, બાંયે કપુરના શોભીત,
કડાં કપુરનાંરે, જોતાં ચોરે સહુનાં ચિત. ૪
સર્વે અંગમાંરે, ઉઠે અત્તરની બહુ ફોર,
ચોરે ચિત્તનેરે, હસતાં કમળ નયણની કોર. ૫
હસ્તા હેતમાંરે, સૌને દેતા સુખ આનંદ,
રસરૂપ મુરતીરે, શ્રી હરી કેવળ કરુણા કંદ. ૬
અદભુત ઉપમારે, કેતાં શેશ ન પામે પાર,
ધરીને મુરતીરે, જાણે આવ્યા રસ શ્રંગાર. ૭
વાલપ વેણુમાંરે, નેણાં કરૂણામાં ભરપુર,
અંગો અંગમાંરે, જાણીયે ઉગીયા અગણીત સુર. ૮
કરતાં વાતડીરે, બોલી અમ્રત સરખાં વેણ,
પ્રેમાનંદનારે, જોતાં ત્રપ્ત ન થાયે નેણ. ૯ પદ ૨
બોલ્યા શ્રી હરીરે, સાંભળો નરનારી હરીજન,
મારે એક વારતારે, સઉને સંભળાવ્યાનું છે મન. ૧
મારી મુરતીરે, મારા લોક ભોગને મુકત,
સરવે દીવ્યછેરે, ત્યાંતો જોયાની છે જુકત. ૨
મારૂં ધામછેરે, અક્ષર અમ્રત જેનું નામ,
સરવે સામ્રથીરે, શકતી ગુણે કરી અભીરામ. ૩
અતી તેજોમયરે; રવી શશી કોટીક વારણે જાય.
શીતળ શાંતછેરે, તેજની ઉપમા નવ કહેવાય. ૪
તેમાં હું રહુંરે, દ્વીભુજ દીવ્ય સદા સાકાર,
દુર્લભ દેવનેરે, મારો કોઇ ન પામે પાર. ૫
જીવ ઇશ્વર તણોરે, માયા કાળ પુરૂષ પ્રધાન,
સઉને વશ કરૂંરે, સઉનો પ્રેરક હું ભગવાન. ૬
અગણીત વિશ્વનીરે, ઉત્પતી પાલણ પ્રલે થાય,
મારી મરજી વિનારે, કોઇથી તરણું નવ તોડાય. ૭
એમ મુને જાણજોરે, મારા આશ્રીત સઉ નરનાર,
તે તમ આગળેરે, વારતા સત્ય કહી છે મારી. ૮

હું તો તમ કારણેરે. આવ્યો ધામ થકી ધરી દેહ,
પ્રેમાનંદનોરે, વાલો વરશ્યા અમ્રત મેહ. ૯ પદ ૩

વળી સૌ સાંભળોરે, મારી વારતા પરમ અનુપ,
પરમ સિધાંતછેરે, સૌને હીતકારી સુખરૂપ. ૧
સૌ હરીભકતનેરે, જાવું હોયે મારે ધામ,
તો મુને સેવજયોરે, તમે શુદ્ધ ભાવે થઇ નીષ્કામ. ૨
સૌ હરીભકતનેરે, રહેવું હોયે મારે પાસ,
તો તમે મેલજોરે, મિથ્યા પંચ વિષયની આશ. ૩.
મુજ વિના જાણુજોરે, બીજા માઇક સૌ આકાર,
પ્રીતી તોડજયોરે, જુઠો જાણી કુટુંબ પરીવાર, ૪
સૌ તમે પાળજયોરે, સર્વે દ્રઢ કરી મારા નીમ,
તમપર રીઝશેરે, ધર્મને ભકતી કરશે ક્ષેમ. ૫
સંત હરીભકતનેરે, કીધો શિક્ષાનો ઉપદેશ;
લટકાં હાથનાંરે; કરતાં શોભે નટવર વેશ. ૬
નીજ જન ઉપરેરે, અમ્રત વરસે આનંદકંદ;
જેમ સૌ ઐાષધીરે; પ્રીતે પોખે પુરણચંદ. ૭
શોભે સંતમાંરે; જેમ કાંઇ ઉંડગણુમે ઉડરાજ,
ઇશ્વર ઉદે થયારે, કળીમે કરવા જનનાં કાજ. ૮
એ પદ શીખશેરે, ગાશે સાંભળશે કરી પ્યાર,
પ્રેમાનંદનોરે; સ્વામી લેશે તેની સાર. ૯ પદ ૪

---

પદ રાગ માલીગાડો.

માણુકીએ ચડયારે મોહન વનમાળી,
શોભે રૂડી કરમાં લગામ રૂપાળી મા.
માણીગર સૌને કહે છે થાઓ તૈયાર,
મુનીવરણી પદાતી ને અસવાર,
વ્રતપુરી જાવા કર્યો નીરધાર, માણુ ૧

કેસર બેરી બોહલીને ફુલ માળ,
તાજણુ તીખી વાગલીનો ઘણો તાલ,
શોભે ઘણા વાલા લાગે છે મરાળ. માણુ. ૨
પ્રેમી ભકત વીનતી કરે દોડી દોડી,
લોહચમક વ્રત્તિ મુરતીમાં જોડી;
નથી જાતી દરબારમાંથી ઘોડી, માણુ. ૩
આજ્ઞા આપો અમે જાયે વ્રતપુરી,
જાચે પ્રભુ રામનવમી નથી દુરી;
સેવક દાસ પ્રેમાનંદ હજુરી. માણુ. ૪
વાલમજી વેલા વળજો ગઢપુરે,
વ્રતપુરી નથી દેશાંતર દુરે, વાલ.
માણુકીનો વેગ દેખ્યો સુણ્યો કોઇ,
આકાશેથી તારો ખર્યો જાણ્યું જોઇ,
ગરૂડ લાજ લોપી માણુકીએ સોઇ. વાલ. ૧
મનવેગે ગાંફ જઇ રહ્યા રાત,
સીંજીવાડે સ્વામી ગયા પરભાત,
હાં હાં કરતો વરતાલમાં ગઇ વાત વાલ. ૨
વ્રતપુરી હાલકીલોલ આનંદ,
સામઇયે ચાલો આવ્યા જગવંદ,
ભલે ભલે સ્વામિ તમે સહજાનંદ. વાલ. ૩
વાજાં વાગે આવ્યા નારાયણ સ્વામી,
સભા મધ્યે શોભે હેલી બહુ નામી,
પ્રેમાનંદકે અક્ષર ધામના ધામી. વાલ. ૪
ડોલરીયો જમવા ઉઠયા રંગરેલ,
માણીગર અજાવ ભર્યો અલબેલ. ડોલ.
જમ્યા વાલો સંતને પીરસવા આવ્યા,
મોતીચુર બાસન ભરીને મંગાવ્યા,
પાંચવાર ફર્યા સંતને હરાવ્યા. ડોલ. ૧

પોઢયા વાલો બંગલે જઇને સુખકારી.
જાગ્યા સાંજે સભા કરો ઓસારી;
ધન્ય ધન્ય એ આંબા અધકારી. ડોલ. ૨

જુગલ કુંડ રંગના કરાવેલા તાલ,
ત્યાં તો શોભે ઉર્વિ ઘણી વિશાળ;
આવ્યા સંઘ ઘણા ઘણા સાયંકાલ. ડોલ. ૩

દરશન બહુ આપ્યાં તમ સુખધામ,
ઘોડે ચઢી સંઘમાં ફર્યા ઘનશ્યામ;
પ્રેમાનંદ કહે બંગલે ગયા ભગવાન ડોલ. પદ ૩ ૪

સવારે ગોમતી ગયા ભગવાન,
રટે ત્રણ લોક નારાયણ નામ. સવારે.

આજ રામનવમી જનનો હીલોલ,
સતસંગી સરવે કરે છે કીલોલ;
ગાન તાન ઉછવ ઝાઝ ઝકોળ. સવારે. ૧

આવ્યા હેલી મંદીરમાં મતવાલો,
સંત સભા મધ્યે શોભે ધર્મલાલો;
સત્સંગી પુજા કરવાને ચાલો. સવારે. ૨

પુજા કરી આરતી ભકત ઉતારે,
સંત સભા મુર્તિને અંતરમાં ધારે,
રઢીઆળો લટકાં કરીને રીઝાવે. સવારે. ૩

દસ દીવસ જમી જમાડયા સીધાવ્યા,
વ્રતપુરી વાસી ગઢપુરે આવ્યા,
પ્રેમાનંદ કહે મોંઘે મોતીડે વધાવ્યા. સવારે. ૪ પદ ૪



(૨૨૬)

## સ્તુતિ દોહા.

નિર્વિકલ્પ ઉત્તમ અતિ, નિશ્ચે તવ ઘનશ્યામ,
મહાત્મ જ્ઞાન જુત ભકિત તવ, એકાંતિક સુખધામ. ૧
મોહિમે તવ ભકતપનો તામેં કોઇ પ્રકાર,
દોષ ન રહે કોઇ જાતકો, સુનિયો ધર્મકુમાર. ૨
તુમારો તવ હરીભકતકો, દ્રોહ કબુ નહિ હોય;
એકાંતિક તવ દાસકો, દિયો સમાગમ મોય. ૩
નાથ નિરંતર દરસતવ, તવ દાસનકોદાસ,
એહિ માગું કરિ વીનયહરિ, સદા રાખિયો પાસ. ૪
હે કૃપાળુ હે ભકતપતી, ભકતવત્સલ સુનો બાત;
દયાસિંધુ સ્તવનકરિ; માગું વસ્તુ સાત. ૫
સહજાનંદ મહારાજ કે સબસતસંગી સુજાણ,
તાકો દ્રઢ હોય વર્તનો, શિક્ષાપત્રી પ્રમાણ. ૬
સોપત્રિમેં અતિબડો, નિયમ એકાદશ જોય;
તાકી વિગતિ કહતહું, સુનિયો સબ ચિત પ્રોય. ૭
હિંસા ન કરની જંતકી, પરસ્ત્રી સંગકો ત્યાગ;
માંસ ન ખાવત મદ્યકું, પીવત નહિ બડભાગ. ૮
વિધવાકું પરસત નહિ; કરત ન આતમઘાત,
ચોરી ન કરની કાહુકી; કલંક ન કોઉકું લગાત. ૯
નિંદત નહિં કોય દેવકું, બિન ખપતો નહિ ખાત;
વિમુખ જીવકે વદનસે, કથા સુની નહિ જાત. ૧૦
એહિવિધિ ધર્મ સમિપમે, વરતો સબ હરિદાસ,
ભજો શ્રી સહજાનંદ પદ, છોડી ઓર સબ આશ. ૧૧
રહિ એકાદશ નીમમે, કરો શ્રીહરી પદ પ્રીત,
પ્રેમાનંદ કહે ધામમે, જાવો નિશંક જગજીત. ૧૨

---

## સમાપ્ત.

# શ્રી સ્વામીનારાયણના સતસંગીઓ અગાઉથી ગ્રાહક થયા તે ગ્રહસ્થોનાં નામ.

## નડીઆદ.

ગીરધરલાલ પ્રલાદજી માસ્તર.

માસ્તર કુંવરજી મુળજીભાઇ ટાંક રાજકોટવાળા

બ્રહ્મભટ પીતામર રણછોડભાઇ.

કાનજીભાઇ ગોરધનભાઇ.

## અમદાવાદ.

સાધુ જ્ઞાનસરૂપદાસજી કૃષ્નવલભદાસજીના શીશ.

માસ્તર પુંજીરામ નથુભાઇ ભાવસાર ગામ પીલવાઇ.

## મુંબઇ

મગીલાલ જીવરાજ ઠક્કર

## વાડાસીનોર.

મહેતા ઓઝ્જીવલાલ લલ્લુભાઇ. મુ. વીરપુર

## વઢવાણ સીટી.

શા. કાનજીભાઇ નારણભાઇ.

સોની છગનભાઇ વાલજીભાઇ.

,, મોહનભાઇ ગીરધરભાઇ.

## ખંભલાવ.

શાહ શીવલાલ કેશવજી

## જીવા.

શાહ મગનલાલ માધવજી

## મેમકા.

શા. નાગરદાસ અમરસી.

પટેલ. કેશવજી ડાહ્યાભાઇ.

પટેલ મોતી માલા.

પટેલ. લાલા માધા.

પટેલ કેશવજી જીવા.

પટેલ. અરજણ સામજી.

પટેલ, ઠાકરશી વીરા.

પટેલ મોહન જીવા

નાડોદા કાનજી તળશી.

સુતાર. લખમણ લવજી.

દલવાડી. ઓઘડ ભલા.

,, હરી મુળજી.

,, કેહા જેઠા

,, રીમજી ઓઘડ.

,, અમરસી રણછોડ.

,, રણછોડ ઘેલા.

,, થોભણ નથુ.

,, ગલા શંઘા.

,, મોહન દલા.

દા. કાનજી જીવરાજ.

,, જીવરાજ ભોજા.

,, તળશી રામા.

,, દેવા દલા.

,, ભગવાન લાલા.

,, મોતી સુંદર.

,, રામજી ધના.

,, જીવા હમીર.

,, દાજા તળશી.

ભરવાડ રૂડા ઘેલા.